# તરુણ ભારત

[ લેખક: સ્વ. પંજાબકેસરી લાલા લજપતરાય ]

અનુવાદક

જગજીવન કપૂરચંદ પોળાકિયા



પ્રકાશક

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરોડ, અમદાવાદ

૧૯૮૮ કિં. ૧-૧૨-૦

# અનુક્રમણિકા*



## તરુણ ભારત



* અનુક્રમણિકાની વધુ વિગત માટે પુસ્તકને અંતે જુઓ.

# પ્રસ્તાવના

( લેખક-ઉછરંગરાય કેશવરાય ઓઝા )

ભાઈશ્રી જગજીવન કપૂરચંદ ધોળકિયાની સાથે મારો પરિચય બહુ જ ટૂંક સમયનો છે, પરંતુ તેમના સૌજન્ય અને નિરભિમાનને લીધે એ પરિચય ઘણા લાંબા વખતના જેવો લાગે છે. તેમનામાં સેવાભાવનાનો ઉત્કૃષ્ટ પ્રવાહ વહે છે, અને જો કે તેમનું જીવન પૂર્વ આફ્રિકામાં દૂર વ્યાપાર અને વ્યપારીઓની વચમાં ગળાવા સર્જાયલું છે, છતાં હિંદના રાજકારણની અને ગૂજરાતી વાઙ્મયની સમૃદ્ધિની તેમને સતત ચિન્તા રહ્યા કરે છે. યુગાન્ડાના તૂલતાંડવની વચમાં તેમણે સમય મેળવી લાલા લજપતરાયના પ્રસિદ્ધ પુસ્તક "તરુણ ભારત" ( Young India ) નું ભાષાન્તર કર્યું છે અને કેનિયા ડેલી મેલ મારફત તે અહીંના વાંચનપ્રિય બૃહદ્ ગૂજરાત નિવાસીઓની સમક્ષ ધર્યું છે. હવે એ પુસ્તકાકારે સમગ્ર ગૂજરાતીઓના ચરણમાં અર્પવામાં આવે છે. ભાઈ ધોળકિયાને તેમના પરિશ્રમ માટે અભિનંદન ઘટે છે, અને મને શ્રદ્ધા છે કે ગૂજરાત તેમના આ પ્રયાસનો સત્કાર જરૂર કરશે.

'યંગ ઇન્ડિયા' લખાયે આજે લગભગ પંદર વર્ષ થઈ ગયાં છે. તેની છેલ્લી આવૃત્તિ ૧૯૨૭ માં બહાર પડી છે. અને ૧૯૨૮ ના નવેમ્બર માસમાં એ પુસ્તકના લેખક વીર લાલા લજપતરાય બ્રિટિશ લાઠીઓના મારથી આ જગતમાંથી ચાલ્યા ગયા છે. ગૂજરાતની ફરજ હતી કે તેની છેલ્લી આવૃત્તિ બહાર પડી કે તુરત જ તેનું ભાષાન્તર

કરાવી લે અને અંગ્રેજીથી વિમુખ રહેલા આપણા કેટલાય ભાઈઓને એ પુસ્તકના નવા દષ્ટિબિંદુના અજવાળાથી માહિત કરે. એ પુસ્તક છપાયું કે તુરત જ બ્રિટિશ બહાદુરોની આંખમાં ખૂંચેલું, અને લગભગ દશ વર્ષ સુધી હિંદીઓ એ પુસ્તકના લાભથી વિમુખ રહ્યા. એ પુસ્તક હિંદી પ્રાણુજાગૃતિનો ભેરીનાદ છે. દોઢ સૈકાના અસત્ય તાંડવનૃત્ય ઉપર એકદમ નાંખવામાં આવેલુ પહેલું પ્રકાશકિરણ છે. હિંદી તવારીખના બનાવોનું અને તેમની સૂચનાઓનું એ તદ્દન નવીન દર્શન છે. બ્રિટિશમુગ્ધ હિન્દીઓના મોહનો એ પહેલો ઉતાર છે. એ રાષ્ટ્રભાવના તરફ જાગતા આવતા હિન્દનું પ્રથમ આત્મદર્શન છે.

આજે ૧૯૩૦–૩૧ ની જાગૃતિ અને પ્રવૃત્તિ પછી એ પુસ્તક ગૂજરાતને જરા મોડું પડે છે. આજે ગૂજરાત અને હિન્દ સાવ ગલિતમોહ થઈ ગયા છે. બ્રિટિશોએ અગર બ્રિટિશ મુગ્ધોએ લખેલા ઇતિહાસો, એમણે દર્શાવેલાં ઇતિહાસસૂચનો બ્રહ્માક્ષર મનાતાં બંધ થયા છે, છતાં પણ ગૂજરાતી વાઙ્મયના ભંડોળમાં શ્રી. લજપતરાયનું આ પુસ્તક જરૂર જોઈએ, અને એ ન હોય તો એ ભંડોળ જરૂર ઊણો લાગે.

વિરાજવંશ, હરિવંશ, સૂર્યવંશ, સોમવંશ એ બધા વિસ્મરણ અથવા અનિશ્ચયના ગર્તમાં પડેલા આર્યવંશોને અત્યારે આપણે બાજુ ઉપર મૂકીએ, તો પણ સિકંદરના આગમન, આક્રમણ, વિજય અને પ્રતિનિર્વતન સંબંધમાં હિન્દના વાઙ્મયમાં કશો પણ ઉલ્લેખ નથી એ વાત આપણે હજુ સુધી ધ્યાનમાં લીધી નથી. સિકંદરે પુરુવિક્રમનો વિતસ્તાતીરે પરાજય કર્યો હોય તો બ્રાહ્મણ કલ્પના એ વિષયના સુરાસુર યુદ્ધપુરાણ ગૂંથ્યા વિનાની ન જ રહી શકે. સ્વતંત્ર હિન્દના વિદ્વાનો જ કેવળ આ વિષયમા ઊંડા ઊતરી નિર્ણય ઉપર આવી શકે, અને સિકંદરના બ્રહ્માવર્ત સાથેના સંબંધના સત્યાસત્યનું તારણ કરી શકે. છતાં સિકંદરવિજયનાં બદિગાન ગાનારા પાશ્ચાત્ય વિદ્વાનોનાં અતિશયોક્તિપૂર્ણ

વર્ણનો વિષે અત્યારે આપણી શ્રદ્ધા તો ચલાયમાન થાય છે જ અને ચન્દ્રગુપ્તના ઉદય અને સામ્રાજ્યરચનાની પાછળ રહેલા હિન્દના રાષ્ટ્રાત્માનાં સ્વાતંત્ર્ય, સર્જશક્તિ અને ચેતન, તથા તેના દેહની અક્ષત વિશુદ્ધિ વિષે આપણને વિચાર કરતા તો કરે છે જ. અશોકરાજ પછી શાર્લમાન લગભગ ૧૦૦૦ વર્ષે થયો. અશોકરાજ બૌદ્ધમંડળના ચક્રવર્તી હતા. શાર્લમાન "બ્રહ્મર્ષિ રોમમંડળના ચક્રવર્તી–હોલી રોમન એમ્પરર હતા." પરંતુ અશોકરાજના સૌમ્ય વિક્રમગર્ભ, વર્ચોગર્ભ આદર્શ અને શાર્લમાનના આવેશોગ્ર આસુરી ભાવોની આપણે અત્યારે સરખામણી કરી શકીએ અને મોહજાગૃત આપણે જરૂર પશ્ચિમને કહીએ કે અમે અમારું અશોકરાજ હવે પાછું રચશું.

તે પછીથી હિન્દુસ્તાનનું દ્વાર અનેક પ્રજાઓએ ઠોક્યું અને આંધ્ર, ગુપ્ત, પરમાર, ચૌહાણ વગેરે વંશના અધિપોએ એ દ્વારની રક્ષા કરી એ ઇતિહાસ આપણે અવલોકી પરાસ્ત જયપાળ પોતાની શરમ ઢાંકવાને અગ્નિપ્રવિષ્ટ થયો એ સંભાળીએ. એ આક્રમણ, એ રક્ષણ, એ અગ્નિપ્રવેશ પાછળ રહેલા રાષ્ટ્રરંગથી આજે નવયુવાન ભારત પાછું રંગાય છે એનો ઉદ્રેક આપણને હિંમતબાજ બનાવી રહ્યો છે.

કુત્બુદ્દીન ઐબકના સમયથી માંડીને મોગલો સુધીની જે તવારીખ આપણી પાસે અંગ્રેજ બહાદુરોએ રજૂ કરી છે, તેના ગર્ભ રહસ્યનો વિચાર તો અનેરો જ છે. થોડીક જ બાબત આપણે જોઈએ. આર્થિક હિંદુસ્તાનનું ઐક્ય કદી પણ તૂટ્યું નથી, દિલ્હીની કચેરી કદી પણ સમ્રાટવિહોણી રહી નથી; વેદમૂલક સંસ્કૃતિની એક સંકલિતતા કાશ્મીરથી કન્યાકુમારી સુધી ક્ષતિને પામી નથી. આપણે જૂલમ, કતલ, ખંડન અને લૂંટ વિષે ઘણું વાંચીએ છીએ, ઘણું સાચું છે. તેરમા સૈકાથી તે છેક ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધ સુધી મનુષ્યો સર્વ ખંડમાં આજે છે તેવા નહોતા જ. રોમના પોપના

ધર્મશાસન નીચે થયેલી કતલ અને ક્રૂરતાનો ઇતિહાસ આજે હવે જગતથી અજાણ્યો નથી. અમેરિકા, ઑસ્ટ્રેલિયા કૉન્ગોનાં અરણ્યો-માંના અરણ્યવાસીઓ ઉપર અંગ્રેજ અને લેટિન પ્રજાઓએ વરસાવેલો સીતમ છૂપો રહી શક્યો નથી. હિન્દની એ સમયની તવારીખ પાછળ આપણે મુકાબલો કરતાં હિન્દનિવાસીઓની સૌમ્ય, સંસ્કારશીલતા, શક્તિ, એકજાતીય ભાવના અને એકરાષ્ટ્રભાવના આજે આપણે વાંચી લેવી જોઈએ. ધર્મનાં અંતરો એ ઘડી ભૂલી જઈએ તો આપણે દક્ષિણ, ગુજરાત, ખાનદેશ, માળવા, પંજાબ, બંગાળા અને છેવટે દિલ્હીની મુસલમાન સલ્તનતોનું શુદ્ધ હિન્દીત્વ, એક જાતીયત્વ જરૂર પારખી શકીએ.

બ્રિટિશો હિન્દમાં આવ્યા અને ગમે તે રીતે પણ હિન્દ ચક્રવર્તી થવા પામ્યા, પણ શરુઆતથી તે આજ દિન સુધીના તેના ઇતિહાસમાંથી આપણે બે વાત દીવા જેવી સાફ અવલોકી શકીએ છીએ. આપણી ઋજુતા અને એમની કુટિલતા. તેમની તલવારનું પાણી તો જાહેર છે. લાકડાની તલવારે આપણે જિતાયા. આપણે જાણવું તો જોઈએ કે આપણે કેમ જિતાયા, અને ઊંડા ઊતરતાં, વિગતો તપાસતાં આપણે અત્યારે હવે જોઈ શકવાને શક્તિમાન થયા છીએ કે આપણે એ લોકો કહે છે તે રીતે જિતાયા નથી, અને એ લોકો આપણને મનાવવા માગે છે તેટલા આપણે તેમના ઋણી પણ નથી, અને એમના દબાયેલા પણ નથી. આજે આપણે શીખ્યા છીએ કે ૧૮૫૭ નો એમને માટે કદાચ બળવો હશે પરંતુ આપણે માટે તો એ પ્રથમ સ્વાતંત્ર્યયુદ્ધ હતું.

આ જાગૃતિ, આપણા ભૂતકાળનો નવો અર્થ અને નવીન રીતે વાંચન, આપણી અત્યારની રાષ્ટ્રજાગૃતિ અને સ્વરાજપ્રવૃત્તિનું ઉદ્‌ભવ-તીર્થ છે. આજે એ લગભગ સર્વસન્માન્ય થયાં છે. પણ એ અર્થ અને એ વાંચન પહેલાં લજપતરાયે, તિલકે, અરવિંદ ઘોષે, ગોખલેએ, અને હરદયાળે જોયાં. આપણો અર્થહાસ દાદાભાઈએ અને બીજાઓએ જોયો,

અને અત્યારે ગાંધીજી, જવાહર, સુભાશ વગેરેને લીધે સારુય નવજુવાન હિન્દ તે જોઈ શકયુ છે નવા યુરોપને ભયભીત, ચિન્તાગ્રસ્ત બનાવતા પોતાના મૂળ ભૂતકાળ ઉપર પોતાનુ ભાવિ રચવા મથતા ભારતવર્ષના જન્મની જન્મકુડળી એ આ લાલા લજપતરાયનું પુસ્તક એ કુડળી પછી તેની સવિસ્તર પત્રિકા બનાવવાનુ બીજાઓ માટે લખાયુ જ હશે પણ આ કુંડળી એ આપણો અણમોલ મોઘેરો રાષ્ટ્રકોશનો હીરો તો ખરો જ. અને ભાઈ ધોળકિયાએ આ હીરાની પ્રતિકૃતિ પોતાની શક્તિ અનુસાર અનુલેખી આપણા ગૂજરાતના સગ્રહસ્થાનમા મૂકવા પ્રયાસ કર્યો છે તેને જરૂર ગુજરાત વધાવી લેશે એવી ઉમેદ રાખુ છુ.

---

અધઃપતન થઈ રહ્યું છે. છતાં મહાન દેખીતું પરિવર્તન તો પ્રજાના માનસમાં થયેલ છે. પ્રજામાં આજે રાજદ્વારી અજબ જાગૃતિ આવેલ છે. આ રાષ્ટ્રીય પ્રવૃત્તિ આજે ફક્ત કેળવાયેલ વર્ગની જ રહેલ નથી. આમ જનતામાં પણ તે પ્રબળપણે પ્રસરેલ છે.

હિંદુસ્તાનના ઇતિહાસમાં અને પ્રજાના જીવનમાં મહાત્મા ગાંધીજીની અસહકારની પ્રવૃત્તિનું સ્થાન અજોડ અને અદ્વિતીય છે. તેની સફળતા યા નિષ્ફળતા વિષે અત્યારથી કંઈ પણ લખવું તે બહુ વહેલું કહેવાય. આવા પ્રકારની પ્રવૃત્તિઓનાં મૂલ્ય તાત્કાલિક પરિણામ ઉપરથી ન જ આંકી શકાય. એ પ્રવૃત્તિઓ દ્વારા ચેતન અને શક્તિનાં તત્ત્વો પ્રજામાં ઉત્પન્ન થઈ ધ્યેયની પરિપૂર્ણ સાધના સુધી પોતાનું કાર્ય પ્રગટ રીતે કર્યે જાય છે.

આજનો ઇતિહાસકાર અસહકાર પ્રવૃત્તિ ઉપર પોતાનો અભિપ્રાય ગમે તે બાંધે પરંતુ એક વસ્તુ તો ચોક્કસ છે કે પ્રજાની રાજદ્વારી જાગૃતિનો અને હિંદી રાષ્ટ્રીય મહાસભાના બંધારણમાં અને માનસને પલટાવવાનો બધો યશ અસહકાર પ્રવૃત્તિને જ વરે છે. ૧૯૧૬ નું મહાસભાનું બંધારણ આજે નથી રહ્યું.

૧૯૧૯ થી ૧૯૨૭ સુધીમાં હિન્દુસ્તાનમાં ઘણા મહત્ત્વના બનાવો બન્યા છે, આ ટૂંક પ્રસ્તાવનામાં તેનું નિરૂપણ ન જ થઈ શકે. એક વખત અસહકાર પ્રવૃત્તિનો ઇતિહાસ લખવાનો મેં પ્રારંભ કર્યો હતો. કેટલાંક પ્રકરણો લખાયાં, પરંતુ અનિવાર્ય સંજોગોને લઈને તેમજ અન્ય મહત્ત્વના રાષ્ટ્રીય કાર્યોને અંગે એ કાર્ય ખોળંભે પડ્યું.

વર્તમાન સમય રાજદ્વારી શાંતિનો છે. આજે રાષ્ટ્ર સ્વાતંત્ર્ય યુદ્ધ વિજયાંત ખેલવાનું સામર્થ્ય ધરાવનારા અગ્રેસરો માગે છે. ભાવિ કાર્યક્રમ ઘડતાં પહેલાં ભૂત અને વર્તમાન સમયના રાષ્ટ્રીય ઇતિહાસનું સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરી લેવાની ખાસ આવશ્યકતા છે.

સરકારનો એક હિંદી એલચી ત્યાં રહે છે, બીજા સ્થળોએ સરકારે હિન્દીઓની સમાન વર્તાવની માગણી કબૂલ રાખેલ છે.

વિદ્યાર્થીઓ અને પ્રવાસીઓ યુરોપમાં સપૂર્ણ સ્વતંત્રતાથી પર્યટન કરી શકે છે.

બ્રિટિશ સંસ્થાનોએ નવા હિંદીઓને હંમેશને માટે આવતા અટકાવવાનો કાનૂન પસાર કરેલ છે; પરંતુ ત્યાં વસવાટ કરીને રહેલા હિંદીઓની સ્થિતિ સુધારવા હિંદની સરકારે કંઈક કરેલ છે; જો કે રેલ્વે, વ્યાપાર, કેળવણી વગેરેમા રંગ અને જાતિભેદને પોષવામાં આવે છે. સામ્રાજ્યનાં અન્ય સંસ્થાનોમાં હિંદીઓની સ્થિતિ વધારે ભયંકર થતી જાય છે. બ્રિટિશ ગિયાના અને બ્રિટિશ પૂર્વ આફ્રિકામાં હિંદીઓ ઉપર કાળાં વાદળાં ઘેરાતાં જાય છે; અને કદી નહિ થયેલ તેવી તેમની ભયંકર સ્થિતિ થવાની ધાસ્તી રહે છે.

ખુદ અત્યારે ગ્રેટ બ્રિટનમાં પણ હિંદીઓ સામે રગભેદ અને જાતિભેદનુ જોર વધતુ જાય છે. જો કે આ સબધમા એકેય કાનૂન પસાર થયેલ નથી, છતાં હિંદીઓ સાથે વ્યવહારમાં અને વર્તનમાં આ ભેદ સંપૂર્ણ પોષાઈ રહેલ છે.

નામદાર સમ્રાટના હિંદી લશ્કરમાં મોટી જગ્યાઓ ઉપર હિંદીઓને દાખલ કરવા સબધમાં કંઈક કરવામાં આવેલ છે. દર વર્ષે નવ વિદ્યાર્થીઓને લેવામાં આવે છે. આ વિષયની તપાસ કરવા નિમાયેલ વિખ્યાત સ્કીન તપાસ પચના રિપોર્ટ ઉપર સરકારનો છેલ્લો નિર્ણય હજુ બહાર પડેલ નથી.

'યુનીવર્સિટી ટ્રેઈનિંગ કોર્પ'ના રૂપમાં હિંદીઓને સ્વયસેવક તરીકે દાખલ થવાની રજા આપવામા આવેલ છે, ગોરાઓ સાથે અમુક હિંદીઓને પણ દાખલ કરવામાં આવેલ છે.

હિંદના અમુક ઉદ્યોગોના સંરક્ષણનો મુદ્દો સરકારે સ્વીકારેલ છે. પરતુ હિંદમા શાહી અથવા બ્રિટિશ માલના આયાતની પાછળ દારેથી

વિશેષ પસંદગી આપી પોતાના આ વચનની કિંમત સરકારે ઘટાડી નાંખેલ છે.

આ આખાયે પુસ્તકમાં અપાયેલ મહાસભાનો ઇતિહાસ એ મહાસભાના અસહકારના દિવસો પહેલાંનો લેખવાનો છે.

આ પુસ્તકમાં પ્રજાકીય પક્ષના ભિન્નભિન્ન વિભાગોનું વર્ણન કરી મેં ફક્ત હિંદુસ્તાનના મતને રજૂ કરેલ છે. અંગત રીતે હું તો દેશની વર્તમાન પ્રત્યેક હિંસામય પ્રવૃત્તિથી વિરુદ્ધ છું.

૧૯૧૫ પહેલાંનો અને ૧૯૧૫ ની શરૂઆતનો રાષ્ટ્રીય પ્રવૃત્તિનો ઇતિહાસ આ પુસ્તકમાં મેં આપેલ છે. ૧૯૧૫ પછીનો રાષ્ટ્રીય પ્રવૃત્તિનો ઇતિહાસ એ નવા જ પુસ્તકનો વિષય બનશે.

લાહોર
૧-૧૨-૧૯૨૭

લજપતરાય



# કર્નલ વેજવૂડની પ્રસ્તાવના

હિંદુસ્તાનને માટે હવે અંગ્રેજોએ એકાદ મક્કમ નિર્ણય પર આવી જવું જોઈએ. આપણા પારમાર્થિક શાસન વિષેની, લોકશાસન માટે હિંદી પ્રજાની અયોગ્યતાની, લૂંટફાટ અને તોફાન સામે નિઃશસ્ત્ર પ્રજાનું સંરક્ષણ કરવાની દાંભિક વાતો પાછળ આપણા, સિદ્ધાંતોને છુપાવવાનો સમય હવે ચાલ્યો ગયો છે. આ મહાન વિગ્રહથી આપણે ખળભળી ઊઠયા છીએ. આપણા અંતરાત્માને છેતરવો હવે નહિ પાલવે. જેમ ભવિષ્યમાં પણ પ્રજાની મરજી વિરુદ્ધ હિંદુસ્તાન ઊપર આપણું શાસન આપણે ચલાવવા માગશું તો મારે કહેવું પડશે કે પછી આપણે પ્રુશિયાવાસી છીએ, પછી આપણે દંભ અને છળની, ખુશામત અને તિરસ્કારની, પશુબળ અને પ્રપંચનીતિની રમતો રમવી પડશે, અને પછી ભવિષ્યમાં પ્રજાને આપણાં વચનોમાં વિશ્વાસ નહિ રહે; સદાને માટે આપણું સારું નામ ગુમાવી બેસશું, પ્રજાના સત્યાગ્રહ સામે આપણે ટકી શકીશું નહિ.

પાર્લમેન્ટનો ઉદાર પક્ષ હવે વધારે વાર હિંદુસ્તાન ઉપર પ્રુશિયાવાસીઓની જેમ રાજ કરવા ઇચ્છતો નથી. સંસ્થાનિક સ્વરાજ એ એક જ ઉપાય છે, હિંદુસ્તાનને સ્વરાજ આપી અંગ્રેજો સામેની હિંદુસ્તાનની પ્રજાની કડવાશની લાગણી દૂર કરવા ઉદાર પક્ષ જો પ્રયત્ન નહિ કરે તો પછી હિંદી પ્રજા એકદમ સ્વતંત્રતાની જ માગણી કરશે, અને તે માટે રણસંગ્રામ ખેલશે. સમય બહુ જ ટૂંકો છે, આયર્લૅંડ અને સિનફીન પ્રવૃત્તિ પ્રત્યે અને પછી દક્ષિણ આફ્રિકા અને જનરલ સ્મટસ તરફ હું આ પુસ્તકના વાંચકોનું ધ્યાન ખેંચું છું.

લાલા લજપતરાયના 'તરુણ ભારત' ને વધાવવાનું આ મારું પ્રથમ કારણ છે. હિંદુસ્તાન જતા દરેકે દરેક અમલદારના હાથમાં આ પુસ્તક હોવું જોઈએ, કે જેથી જે પ્રજા ઉપર પોતાને રાજ કરવાનું છે, તે પ્રજાના અન્યાય સામે પ્રજ્વળતા રોષને તે સહેલાઈથી સમજી શકે. વિશેષે કરીને હિંદુસ્તાનના બ્રિટિશ શાસન માટે જોખમદાર આ દેશના ઉદાર પક્ષના પ્રત્યેક સભ્યોએ આ પુસ્તક-દ્વારા હિંદુસ્તાનની આંતરિક પરિસ્થિતિનો અભ્યાસ કરી લેવો જોઈએ. પ્રભુના દૈવી ચક્રની ગતિ કોઈ કળી શકે તેમ નથી.

હમદર્દીભર્યા વિચારો. અને લાગણી ધરાવનારા આપણા જેવા લોકો હિંદમા ભલે થોડા હોય પરંતુ તેઓ આમજનતામાં પ્રકાશ ફેલાવી રહ્યા છે. રાષ્ટ્રવાદનો આતશ પ્રજામાં એકવાર પ્રદીપ્ત થયા પછી તે કદી હોલવી શકાશે નહિ. રાષ્ટ્રવાદ સરીખુ એક પણ એવું ધ્યેય નથી કે જે પાછળ આદર્શવાદીઓ અને પ્રજા પોતાનું જીવન સર્વસ્વ હોમવા તૈયાર થાય. પ્રશિયાવાસીઓ પણ એકત્રીસ કરોડ માનવીને હમેશને માટે બીન કેળવાયેલ રાખી શકે નહિ. કેળવણી દ્વારા જનતાને પોતાની યથાર્થ પરિસ્થિતિનું જ્ઞાન થાય છે અને એ જ્ઞાન દ્વારા સ્વમાનની ભાવના જાગૃત થાય છે.

આ પુસ્તકને વધાવવાનું મારું એક બીજું કારણ છે. આ પુસ્તકમાં લાલા લજપતરાયે જે લખેલ છે તેથી વિશેષ તેમને વિષે હું કશું જાણતો નથી. કિપલિંગ અને શિરોલના અનુયાયીઓને આ પુસ્તક નહિ રુચે, કારણ કે તે અંગ્રેજોના વ્યાપાર ઉપર કુહાડો મારે છે. હું ધારું છું કે લજપતરાય પોતાને 'રચનાત્મક રાષ્ટ્રવાદના હિમાયતીઓ' ના વર્ગમાં મૂકશે; પરંતુ તેમણે પાડેલા હિંદી પ્રજાકીય વિભાગોને જાણ્યા પછી એટલું કહી શકીશું કે તેઓ ઉદ્દામવાદી તો નથી જ. જુલમ અને અન્યાયના તેઓ પ્રખર વિરોધી છે, તેને તેઓ ધિક્કારે છે. ગેરીબાલ્ડી અને પૂર્વ આફ્રિકામાં હિંદીઓ સાથે રહીને હું લડ્યો હતો. સદ્ભાગ્યે કોઈ પણ વ્યક્તિ પ્રત્યેની તિરસ્કારની ભાવના

મારામાં નથી. મને હજુયે એ વિગ્રહના દિવસોનું સ્મરણ છે. તેઓના આખાયે લશ્કરમાંથી પાંત્રીસ ટકા જેટલા માણસો મરાયા છતાં પણ પરમ નીડરતાથી અને ઉત્સાહથી તેઓ આગળ ધપ્યે જતા હતા, અને અંતે વિજય મેળવ્યો. આ પૂર્વે મને ખબર ન હતી કે ઇંગ્લંડ અને રુશિયાની જેમ હિંદુસ્તાનની અંદર પણ જાતિવાદ અને રાષ્ટ્રવાદથી યે પર માનવધર્મને પોષનારી એ અનેરી ભાવનાવાળા મનુષ્યો વસે છે.

જે. સી. વેજવૂડ

# તરુણ ભારત

## ભૂમિકા

### ૧

જગતભરના મારા પ્રવાસ દરમ્યાન એક જ વસ્તુએ મારા હૃદયને સખ્ત આઘાત પહોંચાડયો. મને અત્યત દુઃખ થયું કે દુનિયાની 'સુધરેલી' પ્રજામાં હિંદની પરિસ્થિતિ વિષેના સત્ય જ્ઞાનની ન્યૂનતા રહેલી છે. તેનો સારામાં સારો શિક્ષિત વર્ગ હિંદને વિષે બહુ જ ઓછું જ્ઞાન ધરાવે છે; અને જે કંઈ જાણે છે તેમાં સત્યનો સ્હેજ પણ અંશ નથી હોતો. પશ્ચિમનો સામાન્ય વતની ઘેર બેઠા હિંદને માટે કંઈ પણ જાણવા જે સાધનો દ્વારા પ્રયત્ન કરે છે તે સાધનો આ : ( अ ) હિંદમાં રહી ગયેલ મિશનરીઓ ( ब ) રુડિયાર્ડ કિપલિંગ અને સર વેલેન્ટાઇન શિરોલના વર્ગમા આવતા અંગ્રેજ લેખકો ( क ) અંગ્રેજ અધિકારી વર્ગ ( ड ) પ્રોફેસર મેક્સમૂલર, મિસ નોબલ અને સ્વ. પ્રોફેસર ગોલ્ડસ્ટકર જેવા ભારતીય ઇતિહાસ અને સંસ્કૃતિના પ્રખર વિદ્વાનો.

હિંદના દુર્ભાગ્યે ઉપર્યુક્ત ચોથા વર્ગ સિવાયના અન્ય ઘણા ખરા લેખકોની દષ્ટિ સમક્ષ એક જ ધ્યેય હોય છે, જેથી તેમનાં લખાણો સત્ય માહિતી ધરાવનારા, અને નિષ્પક્ષપાત પ્રમાણભૂત તરીકે ન જ સ્વીકારી શકાય ભારતવર્ષના ઇતિહાસના અધ્યયનમાં તેઓ આડે માર્ગે દોરવાય છે. હિંદના જીવનનું તેમનું અવલોકન સંપૂર્ણ પક્ષપાતી હોય છે. અમુક નિશ્ચિત ઉદ્દેશો સાથે તેઓ હિંદુસ્થાન જાય છે, પોતાના જ દષ્ટિબિન્દુથી હિંદને નિહાળે છે, અને પરિણામે અવલોકન તથા અધ્યયનથી તેમની શક્તિબહારના વિષયો ઉપર લખાણો લખી પ્રમાણભૂત તરીકે જગત સમક્ષ રજુ કરે છે. હિંદના અભ્યાસ અર્થે હિંદ જનારા પશ્ચિમના [ અમુક અલ્પ અપવાદ સિવાય ] અન્ય સર્વ

વિદ્વાનોના હૃદયમા એક જ પ્રકારની હકીકતો રમી રહેલી હોય છે. હિંદુ-સ્થાનની પ્રજાનો સમાજ ઊતરતી પંક્તિનો છે, તેઓ મૂર્તિપૂજક છે, તેઓ પથ્થરને દેવવત્ પૂજે છે, તેઓમા કેટલીયે ભિન્નભિન્ન ન્યાતો અને વર્ગો છે, અને આ વર્ગો અને ન્યાતો વચ્ચે પણ આતરિક કલહ હમેશા રહ્યા કરે છે તેઓને કદીયે સમ્મતાપૂર્ણ રાજતંત્ર ન હતું ઇતિહાસમા પ્રથમવાર જ અગ્રેજ સરકારે હિંદને એ રાજતંત્ર આપેલ છે, અને અગ્રેજ સરકાર પોતાની સત્તા ખેંચી લે તો હિંદ તુરત જ પાયમાલ થઈ જાય!"

હિંદ વિષે લખનારાઓના વિશાળ દૃષ્ટિએ બે વર્ગો પાડી શકાય (અ) મૂળ અગ્રેજ લેખકો (આ) અંગ્રેજ સિવાયના અન્ય લેખકો મૂળ અગ્રેજ લેખકોમા તો સોમાથી નવ્વાણુ બ્રિટિશ સામ્રાજ્ય પ્રત્યે વલણ ધરાવનારા હોય છે તેઓ ફક્ત અગ્રેજ સરકારની દૃષ્ટિથી જ સર્વે વિષયોનો અભ્યાસ કરે છે તેઓમાથી સરલ અને નિષ્પક્ષપાતી લેખકો પણ પોતાની જાતને ઉક્ત વલણમાથી મુક્ત કરવામા સર્વાંશે સફળ થઈ શકતા નથી, તેમજ તે ભાવનાથી પ્રેરાઈ ઘણીયે વાર તેમને અતરાત્માની વિરુદ્ધ વર્તવુ પડે છે દ્વિતીય વર્ગના લેખકોના હૃદયો જાતિ અને રંગભેદથી છવાયા હોય છે, ઉપરાત દશમાથી નવ લેખકો તો અગ્રેજી દૃષ્ટિ અને ધ્યેય ગ્રહણ કરે છે તેઓ હિંદના કિનારે પગ મૂકે છે કે તુરત જ બ્રિટિશ અધિકારી કે બિન-અધિકારી વર્ગના અગ્રેજો તરફથી સત્કાર પામે છે, અને હિંદુસ્થાનમાં તેમની મુસાફરીનો કાર્યક્રમ પણ તે વર્ગ તરફથી જ ગોઠવાય છે

આ રાજ્ય કરતી પ્રજા જેટલું તેમની સમક્ષ ધરે છે, તેટલુ જ તેઓ જુએ છે અને તેમની ઇચ્છાનુસાર તેઓ સાભળે છે અને અધ્યયન કરે છે, પરંતુ ફક્ત એ વર્ગ દ્વારા રચાયેલ કાર્યક્રમનો જેઓ મક્કમતાથી ઇન્કાર કરે છે તેઓ જ સ્વ મિ કેયર હાર્ડી (એમ પી) અને

મિ. એચ ડબ્લ્યુ નેવિન્સનની માફક હિંદની ખરી વસ્તુસ્થિતિનો અભ્યાસ તદ્દન સ્વતંત્રપણે કરી શકે છે.

આ સંબંધમાં હિંદ ઉપરના અમેરિકન લેખક મેસેચ્યુસેટસની વિલિયમ્સ કૉલેજના પ્રોફેસર પ્રેટ કૃત 'હિંદ અને તેના ધર્મો' નામના પુસ્તકમાંનો નીચેનો ફકરો હું ધારું છું કે વધારે મનનીય થઈ પડશે. પ્રોફેસર પ્રેટ શરૂઆતમાં જ "એક દેશીના પોતાના જ દષ્ટિબિન્દુ સામે અને હિંદુસ્થાનનું અનન્ય સહાનુભૂતિદર્શક ચિત્ર આલેખવા પ્રયત્ન કરનાર અંગ્રેજ લેખકોના દષ્ટિબિન્દુ સામે" પોતાના વાંચકને ચેતવે છે. હિંદુસ્થાનની પરિસ્થિતિ વિષે સંપૂર્ણ જ્ઞાન મેળવવાના તેમણે નિર્દેશ કરેલ ચાર સાધનોમાંથી એ સાધન વિષેનો તેમના અવલોકન પરત્વેનો વિચારો અત્યંત રસપૂર્ણ અને મનનીય છે. તેઓ જણાવે છે :

"આપણા અને હિંદુસ્થાનના આદર્શો તથા રીતરિવાજો વચ્ચે બિલકુલ સામ્ય નહિ હોવા છતાં આપણા આદર્શો અને રીતરિવાજો ધ્યાનમાં લઈ આપણે હિંદુસ્થાન જઇએ છીએ અને ઉપર નિર્દેશ કરેલ બે દષ્ટિબિન્દુમાંથી એકનો સ્વીકાર કરીએ છીએ. આ સર્વમાં એક તો ઉત્સુક કિંતુ સંકુચિત હૃદયના મિશનરીઓ જ છે." (સદ્દભાગ્યે આ વર્ગ હવે ઘટતો જાય છે) હિંદ વિષે જ્ઞાન સંપાદન કરવા માટે પ્રોફેસર પ્રૅટે જે ચાર સાધનો વર્ણવ્યા તેમાં "હિંદુસ્થાનમાં મુસાફરી કરી ઉપલકિયું અવલોકન કરનારા અંગ્રેજો અથવા તો મિશનરીઓ સિવાયના હિંદમાં રહેનારા અંગ્રેજો" ને ચોથા સાધન તરીકે વર્ણવે છે. તેમના અભિપ્રાય અનુસાર "આ ચોથા સાધન દ્વારા હિંદને વિષે કંઈયે જાણવા પ્રયત્ન કરવો તે એકદમ ભયભરેલું છે; કારણ કે સ્વાભાવિક રીતે જ આપણે ધારીએ છીએ કે એક અંગ્રેજ કે જેણે હિંદમાં સર્વત્ર મુસાફરી કરી છે (અને મુખ્યત્વે એક અંગ્રેજ કે જેણે હિંદમાં બાવીશ વર્ષ જેટલો સમય ગાળેલ છે) તે હિંદુસ્થાન વિષે સંપૂર્ણ

જ્ઞાન ધરાવનાર હોવો જોઇએ......હિંદમાં ઉપલક મુસાફરી કરનાર હિંદ વિષે અજ્ઞાત રહે તે આશ્ચર્યજનક નથી, કિંતુ હિંદમાં લાંબો સમય નિર્ગમન કરનાર હિંદ વિષે અંધારામાં કેમ રહે છે તે સમજવું મુશ્કેલ છે." પ્રોફેસર પ્રૅટે હિંદમાં બાવીસ વર્ષ રહેનાર એક અંગ્રેજ ઉપર ટીકા કરતા પહેલાં બ્રિટિશ સલ્તનતના અદલ ન્યાયના ધોરણની અતુલ તારીફ કરેલ છે. હિદુસ્થાનમાં બ્રિટિશ છત્ર તળે ન્યાયનું ધોરણ સંજોગો અનુસાર નિષ્પક્ષપાતી અને બની શકે ત્યાં સુધી અદલ હોય છે; અલબત એક પક્ષમાં હિંદી અને અન્ય પક્ષમાં અંગ્રેજ હોય ત્યારે તેવા પ્રસંગો તો અપવાદમાં જ લેખવામાં આવે છે. પરંતુ આ સ્થાને તો હિંદમાં રહેનાર એક અંગ્રેજ હિંદ વિષે કેટલુ અને કેવા પ્રકારનું જ્ઞાન ધરાવે છે તે પરત્વેના પ્રોફેસર પ્રૅટના વિચાર સાથે જ આપણને સબંધ છે. તેમના અભિપ્રાય મુજબ જે જે અંગ્રેજો સાથે તેમને મુલાકાત થઈ હતી તેમાથી "ઘણાખરા અંગ્રેજો ભારતીય વિચાર, ધર્મ, સાહિત્ય, વગેરે જાણવા માટે તીવ્ર આકાંક્ષા કે લાગણી ધરાવતા જ નથી." તેઓ ઉમેરે છે કે, "હિંદમાં વસાહત કરનાર અંગ્રેજો 'દેશી' વિષયો અને વસ્તુઓ પ્રત્યે આશ્ચર્યકારક રીતે તદ્દન બેદરકાર રહે છે." પ્રોફેસર પ્રૅટ હિંદમા તેમના અવલોકન અને અભ્યયન તળે જે સત્ય હકીકતોનુ તેમણે નિરીક્ષણ કર્યું તે સર્વ વીગતો રજુ કરી પોતાનું આ અનુમાન સિદ્ધ કરે છે. એક અંગ્રેજ ગૃહસ્થ કે જેણે કલકત્તા અને પૂર્વ હિંદના અન્ય પ્રદેશોમા ઘણાં વર્ષો ગાળ્યાં હતા તેમણે પ્રોફેસરને એક દિવસ કહ્યુ, "દેશીઓ બધા જગલી પ્રાણીઓ જેવા છે એમ તમને નથી લાગતું?" પોતાના હૃદય ઉપર તો તદ્દન અન્ય પ્રકારની અસર થઈ હતી એમ પ્રોફેસરે પ્રત્યુત્તર આપ્યો હોય તો કંઈ નવાઈ જેવું નથી પ્રેમ, સાદું જીવન, સભ્ય રીતભાત, મૂક તિતીક્ષા, અમાપ આતિથ્ય, અને આધ્યાત્મિક જીવન પ્રત્યે મમતા વગેરે હિંદી જનતાના

ગુણોનો અનુભવ એમની વચ્ચે રહેવા છતાં પણ એમને નથી થતો એ પ્રેટથી માની શકાતું જ નહોતું. પ્રો. પ્રેટના અંગ્રેજને આજના સર્વશ્રેષ્ઠ વનસ્પતિશાસ્ત્રી ડૉ. બોઝ વિષે કંઈજ માહિતી નહોતી કે ટાગોરની કવિતા–સમૃદ્ધિનો તો એને ખ્યાલ સરખો પણ નહોતો.

મિ. પ્રેટ આગળ ચલાવે છે કે: "દેશી જીવન પ્રત્યે લાગણીની આ ન્યૂનતા અને સાથે પોતાની શ્રેષ્ઠતાનું દાંભિક પ્રદર્શન એ કાળા લોકો પ્રત્યેનો તિરસ્કાર છે એમ સ્પષ્ટ સાબીત થાય છે. આ બેદરકારી અને **દેશીઓ માટેની તેમની આવા પ્રકારની તિરસ્કારની ભાવનાના પરિણામે** હું પિછાણું છું તેવા ઘણાખરા અંગ્રેજો હિંદના ધર્મો વિષે તદ્દન અજ્ઞાત હોય છે, અને **તેમને** વિષે સંપૂર્ણ પૂર્વગ્રહ બધાયો હોય છે. મારી અંગત માન્યતા અનુસાર હિંદુસ્થાનના ધર્મો વિષે દશમાંથી નવ અંગ્રેજોના વિચારો તદ્દન અવિશ્વસનીય છે."

પ્રોફેસર પ્રેટનું ઉપર્યુક્ત કથન હિંદના ધર્મો વિષેની અંગ્રેજોની અજ્ઞાનતા સબંધી જ છે. કિંતુ આ સાથે તેટલી જ મક્કમતાથી મારે ઉમેરવું પડશે કે બ્રિટિશ રાજ્યની પદ્ધતિ અને હિંદુસ્થાન ઉપર થયેલી તેની અસર તથા પોતાનું જ રાજતંત્ર ચલાવવાની ભારતની પ્રજાની શક્તિ વિષેના સોમાંથી નવ્વાણુ અભિપ્રાયો તેટલે જ અંશે **વિશ્વાસપાત્ર નથી.** અને તેને જ પરિણામે ભારતની રાજદ્વારી તેમજ આર્થિક પરિસ્થિતિ વિષેની ઘોર અજ્ઞાનતા પશ્ચિમમાં પ્રસરેલ છે.

બ્રિટિશ રાજ્યથી થયેલ હિન્દની આધુનિક આર્થિક પરિસ્થિતિ યત્કિંચિત્ પણ નહિ ચર્ચતાં તેના રાજદ્વારી જીવન ઉપર જ લખનાર લોવેઝ ડિકિન્સન જેવા સરળ અને પ્રામાણિક હૃદયના એક અંગ્રેજ લેખક માટે જ જરા જુઓને!

ભારત પરતંત્ર હોવાથી એક સ્વતંત્ર દેશની માફક ભારતની પ્રવૃત્તિઓ યુરોપને આકર્ષી શકતી નથી. બ્રિટિશ પાર્લમેન્ટ હિંદના વિષયો દર વર્ષે બહુ જ જૂજ સભ્યોની હાજરી વચ્ચે.અમુક થોડા કલાક જ ચર્ચે છે.

હજુ હમણા જ પાર્લમેન્ટમા હિંદને લગતો એક મહત્ત્વનો પ્રશ્ન ચર્ચાયો. એવી દરખાસ્ત હતી કે મહાન વિગ્રહ ખતમ ન થાય ત્યા સુધી સિવિલ સર્વીસની પરીક્ષા બધ કરવી અને જરૂરિયાત મુજબ નિમણૂક કરી લેવાની સત્તા ભારતમત્રીને આપવી આ વખતે કહેવાય છે કે હાજરીનુ પ્રમાણ અઠ્ઠાવીસથી વધારે ન હતુ હિંદુસ્થાનના સર્વ વર્તમાનપત્રોએ એકે અવાજે આ પ્રશ્નને તિરસ્કારી કાઢયો હતો, છતા તે સમયે પાર્લમેન્ટમા હિન્દનો આ વિરોધ દર્શાવવાને કોઈ હાજર ન હતું હિંદના અદાજપત્ર વિષે ચર્ચા હોય તે વખતે આ લેખકે પોતે પાર્લમેન્ટની ઘણીયે બેઠકોમા હાજરી આપી છે, અને અગત અનુભવથી દઢતાપૂર્વક જણાવુ છુ કે સભ્યોની હાજરી હમેશા પ્રમાણમા બહુ જ ઓછી રહેતી, અને ઘણીયેવાર ભાષણો નિર્માલ્ય થતા

અખિલ માનવજાતનો પાચમો ભાગ આર્યાવર્તમા વસે છે, અને તેની વ્યાપારિક શક્તિ અમાપ હોઈ જગતની સુધરેલ પ્રજાઓ સમક્ષ સંપૂર્ણ વિચારણા અર્થે પોતાની વીગતો રજુ કરવાનો તેનો હક છે તેના ભવ્ય ભૂતકાળને બાજુએ મૂકીએ, છતા એ તો નિ સશય છે કે ભવિષ્યને ઘડવામા એક મોટો ફાળો અપવાનું ભારત માટે નિર્માણ થઈ ચુકેલ છે આમ હોઇ હું ધારૂ છુ કે હિંદની રાષ્ટ્રીય પ્રવૃત્તિના ઉત્કર્ષ અને ખિલવણીનો આ ટૂંકો ઇતિહાસ બ્રિટિશ અને અમેરિકાની જનતાને અનુપયોગી તથા અરસિક નહિ થઈ પડે અલબત્ત આ પુસ્તકનો કર્તા એક "દેશી" છે, અને તેથી તે વાધારૂપ લેખાશે, પરંતુ નિષ્પક્ષપાતી અભ્યાસીઓ માટે તો એ એની વિશેષતા લેખાશે મારા જીવનના છેલ્લા તેત્રીસ વર્ષો થયા હું ધાર્મિક, સામાજિક, કેળવણીવિષયક, ઔદ્યોગિક, રાજકારી વગેરે સર્વ પ્રકારની પ્રવૃત્તિઓ સાથે જોડાયેલ છુ ૧૮૮૮ ની સાલમા હું બધારણવાદી રાષ્ટ્રીય પક્ષની સસ્થા હિંદી મહાસભા સાથે જોડાયો તે સાલે મહાસભાના જન્મને ફક્ત ચાર વર્ષ થયા હતા

રાષ્ટ્રીય પ્રવૃત્તિનો જન્મ તથા તેની પ્રગતિનો સંજોગો અનુસાર બની શકયો ત્યાં સુધી વિશ્વસનીય ઇતિહાસ આ પુસ્તકમાં આપવા મેં પ્રયત્ન કરેલ છે. ભારતની પ્રત્યેક રાષ્ટ્રીય પ્રવૃત્તિ સાથે મારો ઓછાવત્તા પ્રમાણમાં સંબંધ હોઈ જગત સમક્ષ આ પ્રમાણભૂત ઇતિહાસ રજુ કરવામાં મને વધારે સરળતા થઈ છે. દરેક પક્ષના ધ્યેય અને તેના કાર્યક્રમની મોટી રૂપરેખાઓ સાથેના મારા સંબંધથી દરેકનો વિશ્વાસ મારામાં હતો. પ્રસગવશાત્ વા અકસ્માતથી કોઇ પણ સ્થળે કોઈ સંજોગો નીચે તોફાન ફાટી નીકળવાનું મારા સાંભળવામાં આવ્યું કે તરત જ તેને દાબી દેવા કે શાન્ત પાડવા મેં પ્રયત્નો કર્યા છે. એક સમયે (૧૯૦૮) તો મારી વેળાસરની સહાય્યથી લેફ્ટેનન્ટ ગવર્નર અને એક કોલેજના પ્રિન્સિપાલની જિંદગીઓ બચાવવા હું સફળ થયો હતો. ભારત પ્રત્યેની બ્રિટિશોની અન્યાયી વર્તણુક, અને પ્રજાના વ્યાજબી હક્કોની થતી અવગણનાથી અગ્નિમાં ધૃત હોમાય છે, સામાન્ય જનતાના હૃદયો ઉશ્કેરાય છે અને આવાં ઉગ્ર તોફાન દાબી દેવામાં ઘણીયે વાર દેશનેતાઓનાયે પ્રયત્નો નિષ્ફળ નિવડેલ છે. બોમ્બ અને હથિયારોનાં છૂપાં કાવત્રાં કરતાં ખુલ્લો બળવો નૈતિક દૃષ્ટિએ વધારે ઘાતક નથી એ પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નરના કથન સાથે કદાચ હું મળતો થાઉં પરતુ હમેશા ગુપ્ત તૈયારીઓના પરિણામે જ પરતંત્ર પ્રજામાં ખુલ્લો બળવો થાય છે એ વાત ગવર્નર સાહેબ ભૂલી ગયા છે. હિંદુસ્થાન જેવા દેશમાં કે જ્યાં સર્વ સ્થળો બ્રિટિશ હકુમતથી ઘેરાયેલ છે ત્યાં જ આવા પ્રકારની છૂપી તૈયારીઓ જન્મે છે, અને મોટું સ્વરૂપ પકડે છે. તેને દાબી દેવા જતાં પ્રજા ઉપરની રાજસત્તા નિર્બળ થાય છે. જો કોઈ સરકાર પોતાની પ્રજાના અવાજને હથિયારબળથી દાબી દેવા પ્રયત્ન કરે, રાજકીય હિલચાલનાં સર્વ સ્થળેથી બધાં દ્વારો બધ કરે, શસ્ત્રાયુધોની મના કરી પ્રજાને નિર્માલ્ય બનાવવા પ્રયત્ન કરે તો

પ્રજાના ખુલ્લા બળવા કરતાં છૂપાં કાવત્રાં અને છૂપી હિલચાલ માટેની સરકારની ફરિયાદ ન્યાયી કહેવાય કે નહિ તે શંકાસ્પદ છે.

અમેરિકન વર્તમાન પત્રોએ હજું હમણાં જ હિંદની આધુનિક પરિસ્થિતિ વિષેના પોતાના વિચારો પ્રદર્શિત કરેલ છે. અમુકનો અભિપ્રાય સૂચવે છે કે હિંદમાં ખુલ્લો બળવો થવાની તૈયારી છે, અમુકનું કહેવું એમ થાય છે કે હિંદ સર્વાંશે વફાદાર છે. આ બન્ને બ્યાનોમાં અમુક અંશે વજુદ મૂકી શકાય તેમ છે, જ્યારે અમુક તદ્દન વજુદવગરનાં છે. હિંદ સંપૂર્ણ અંશે વફાદાર તો નથી, જો કે બહારના દેખાવો તેવા જ છે. રાજક્રાંતિનાં ચિહ્નો નથી દેખાતાં, છતાં બળવાનું સંપૂર્ણ જુસ્સાદાર વાતાવરણ સર્વત્ર પ્રસરેલ છે. મહાન વિગ્રહ દરમ્યાન હિંદુસ્થાને બતાવેલ રાજભક્તિથી હિંદુસ્થાન બ્રિટિશ રાજ્યથી સંતુષ્ટ છે એમ કહેવું તે એકદમ અયોગ્ય છે. હિંદમાં સર્વત્ર બ્રિટિશ સામ્રાજ્ય સામે રાજકીય હિલચાલ ફેલાતી જાય છે, દિનપ્રતિદિન બળવત્તર થતી જાય છે, અને સરકાર જેને "અંધાધૂંધી" ને નામે પિછાણે છે તેને નાબૂદ કરવામાં પ્રજાની મદદ વગર સરકાર કદી સફળ નથી જ થવાની. સરકારને માટે તે તદ્દન અસંભવિત જ છે.

૨

આ પુસ્તક ઉપર ઘણીયે ટીકા થવાનો સંભવ છે. પરંતુ આ સર્વમાં ઐતિહાસિક દૃષ્ટિએ થનારી એકબે ટીકાઓના પ્રત્યુત્તર આ સ્થળે આપું તો શ્રેયસ્કર લેખાશે. એમ કહેવાશે કે હિંદના પ્રાચીન કાળનો ઇતિહાસ મેં "સુવર્ણ યુગ" તરીકે ચિત્રેલ છે, અશોક અને ચંદ્રગુપ્ત સંબંધીનાં મારાં લખાણો ફક્ત ઢાલની તેજસ્વી બાજુ જ દર્શાવે છે; અને આખાયે પુસ્તકમાં એક સમય હિંદુસ્થાનની પ્રજા એક રાજ કરતી પ્રજા હતી, અને અત્યારે પણ તેનામાં શક્તિ છે એમ સાબીત કરવા મેં પ્રયત્ન કરેલ છે. આ ટીકા ઉપર વિવેચન કરતી વખતે એક જ વાત ધ્યાનમાં રાખવાની આવશ્યક્તા રહે છે કે

આર્યાવર્તના ભૂતપૂર્વ ઇતિહાસનું રેખાચિત્ર આ સ્થળે આલેખવામાં, મારા એક જ ઉદ્દેશનો મારા વાંચક સમક્ષ સ્ફોટ કરવાનો રહે છે, કે બ્રિટિશ સરકારે હિંદુસ્તાનનો કબજો મેળવ્યો તે વખતે હિંદુસ્તાન એક જંગલી દેશ ન હતો. હિંદુસ્તાન પાછળ એક તેજસ્વી સર્વોત્કૃષ્ટ ઇતિહાસ પ્રકાશે છે. જેમ અત્યારે પ્રજાની રાજદ્વારી અને આર્થિક બાબતો ઉપર બ્રિટિશ હકુમત છે તેમ અગાઉ કદી પણ હિંદુસ્તાન ઉપર હિંદુસ્તાનની બહાર વસનારી પરદેશી સત્તા ન હતી. પ્રાચીન હિંદ અને તેની સંસ્કૃતિ વિષે મારો અંગત અભિપ્રાય ગમે તે હોય, કિંતુ પાશ્ચાત્ય પ્રદેશનો મને સંપૂર્ણ અનુભવ છે. પશ્ચિમનો વાંચક એ બધી બાબતોને ઐતિહાસિક રીતે માન્ય રાખતાં અવશ્ય આનાકાની કરે જ. તેથી જ જે હકીકતો માટે હું સચોટ પ્રમાણો રજુ ન કરી શકું તેવી હકીકતો મેં બહુ જ સંભાળપૂર્વક છોડી દીધી છે. આ પુસ્તકમાં રજુ કરેલ વીગતોને ઐતિહાસિક ત્રણ વિભાગમાં વહેંચી શકાય. એક બૌદ્ધ સમય પહેલાંની, બીજી ઇ. સ. પૂ. ૫૦૦ થી ઇ. સ. ૧૦૦૦ સુધીની, ત્રીજી મુસ્લીમ સમયની.

હવે પહેલાં બૌદ્ધ સમય વિષે સચોટ પ્રમાણો આપી શકાય તેવો ઐતિહાસિક આધાર આપણી પાસે નથી, જેથી તે સમયના ધાર્મિક ગ્રંથો, હિંદુઓની ધર્મસંહિતા અને વીર પુરુષોની ગાથાઓ વગેરે તે કાળના સાહિત્યનો આધાર લીધેલ છે. પહેલા પ્રકરણમાં તે સમયના ભારતીય ઇતિહાસની વર્ણવેલ હકીકતો પુરવાર કરવા માટે આ સાહિત્ય પૂરતું છે. છતાં જો આવશ્યકતા જેવું હશે તો વધારે સાબીતી માટે સચોટ પ્રમાણો આપી શકીશ. ત્યાર પછીના ઇ. સ.. પૂ. ૫૦૦ થી ઇ. સ. ૧૦૦૦ ના સમય ઉપર આવતાં ગ્રીસ, ચીન, અને મુસ્લીમોના લખાણોના ઐતિહાસિક પુરાવાઓ આપણી પાસે છે. આ કાળની મારી હકીકતો કદાચ અપૂર્ણ લાગે, પરંતુ એ તો ન જ ભૂલવું જોઈએ કે તે સમયનો આખો ઇતિહાસ

હું નથી લખતો. ફક્ત આ પુસ્તકના વિષયની આવશ્યકતા અનુસાર મેં પ્રસંગોચિત હકીકતો રજુ કરેલ છે. આ પ્રસંગો માટે ચંદ્રગુપ્તના રાજ્યની ઉત્પત્તિ કેમ થઈ, તેણે વ્યાપાર વિષે કે સંપત્તિશાસ્ત્ર વિષે કેવી નીતિ અખત્યાર કરી હતી તે આ સ્થળે વિચારવાની જરૂર નથી ચંદ્રગુપ્ત ભલે એક "શઠ" હોય પરંતુ વિન્સેંટ સ્મિથ એક ઇન્ડિયન સિવિલ સરવન્ટ (જો કે હિંદ પ્રત્યેના વલણનો તો નહિ જ) જેવા લેખકના તે સમયના ઇતિહાસના પૂરતા પ્રમાણો આપણી પાસે મોજુદ છે. ચંદ્રગુપ્તના રાજ્યમા દીવાની, લશ્કરી, અને રાજદ્વારી ધોરણોના અત્યંત કુનેહપૂર્વક રચાયેલ બંધારણો સ્પષ્ટતાથી સાબીત કરે છે કે મહાન એલેકઝેન્ડરના સમયના ઉત્તર હિંદમા સંસ્કૃતિ અને સભ્યતા ઉચ્ચ કક્ષાએ પહોચ્યા હતાં **અલબત આ કાળમાં ભારતનો આ ઉત્કર્ષ એ કેટલાયે સૈકાઓની ખિલવણીનું પરિણામ હોવું જોઈએ.**

અશોકને માટે તે કાળના ઇતિહાસકર્તાઓએ તેના જીવનની કથનીઓમા અતિશયોક્તિ ઉમેરેલ છે તેટલા અશોકના ગુના બદલ વિન્સેંટ સ્મિથે તેના જીવનને વખોડેલ છે ગમે તે હોય, પરંતુ તેના રાજની કુનેહ માટે સર્વ ઇતિહાસપ્રણેતાઓએ એક જ અભિપ્રાય દર્શાવેલ છે. રોલિન્સન (Indian Historical Studies પાનું ૨૭ મા) કહે છે કે "અશોકની આજ્ઞાઓ અને કાનૂનો, તેનુ રાજ્ય-બંધારણ સ્પષ્ટતાથી નિર્દેશ કરે છે, કે ૪ સ પૂર્વે ત્રીજા સૈકામા હિંદ સર્વોત્કૃષ્ટ સંસ્કૃતિવાળો દેશ હતો. જગતના અન્ય ભાગો કરતા આ દેશ ક્યાયે ઉચ્ચ પંક્તિમા હતો કારણ આ જ સમયે ગ્રીસ હજુ અંધારામા સબડતું હતુ, અને રોમ કાર્થેજ સાથેની લડાઈની વેદનાઓ ભોગવતુ હતું. એ બન્ને દેશો હજુ અનાર્ય અવસ્થામા જ હતા" કોઈ પણ હિંદીને ત્રીજા સૈકા સમયના ભારતને માટે આથી વધારે સારો પુરાવો

આપવાની આવશ્યક્તા નથી. ભૂત સમયના રાજકીય સંગઠન વિષે મારો કહેવાનો આશય એ નથી કે એક જ રાજકીય બંધારણ તળે હિંદ સદાએ એકત્ર હતું. આ સાથે હિંદનું રાજકીય બંધારણ કદી પણ સુવ્યવસ્થિત ન હતું એ પણ તેટલે જ અંશે અસત્ય છે. વિન્સેંટ સ્મિથ-કૃત હિંદનો પ્રાચીન ઇતિહાસના પાંચમા પાનામાંથી લીધેલ નીચેના ફકરા ઉપરથી મારું ઉક્ત કથન પુરવાર થશે. " હિંદની સરહદ ઉપર ગિરિવરો ઊભેલા છે, મહાસાગરો ઘૂઘવે છે અને ભૌગોલિક દૃષ્ટિએ હિંદ નિઃસંશય એક જ છે. આમ હોઇ તેને એક જ નામથી સંબોધવામાં આવે છે તે તદ્દન વ્યાજબી જ છે. તેની સંસ્કૃતિ, સભ્યતા અને કળાકૌશલ્યનાં સ્વરૂપ અનેક પ્રકારનાં છે. જગતના અન્ય સર્વ પ્રદેશોના કરતાં તે અનોખાં પડી જાય છે. માનવજાતના સામાજિક, રાજકીય, નૈતિક ખિલવણીના ઇતિહાસમાં ઉક્ત સંસ્કૃતિનાં અનેક રેખાચિત્રો જગત સમક્ષ ખડાં થાય છે, છતાં એક જ સામાન્ય સ્વરૂપે દેશના વાતાવરણમાં પ્રસરેલ છે. એ પ્રજાનું રાજકીય સંગઠન જ સૂચવે છે. તેઓ ઉમેરે છે કે, ' સંપૂર્ણ એકહથ્થુ રાજસત્તા નીચે ભારતની આ રાજકીય સંસ્કૃતિ ઉચ્ચ કક્ષાએ પહોંચી હતી તે હજુ ગઈ કાલ ની જ વાત છે. એક સૈકા પહેલાંના જ પ્રાચીન કાળમાં તેના મહાન રાજકર્તાઓએ ચક્રવર્તી રાજ્ય સ્થાપવાની અભિલાષાઓ સેવી હતી. એ અભિલાષાની સફળતા અર્થે ભગીરથ પ્રયાસો સેવ્યા અને પરિણામે ઓછાવત્તા વિજયી થયા હતા. પરંતુ એ ઉચ્ચ આકાંક્ષાની પૂર્ણ સફળતા તો કોઈ પ્રાપ્ત નહોતું કરી શક્યું. " આ વિષય એવો છે કે તે ઉપર ચર્ચામાં ઊતરીએ તો આ પુસ્તકનું કદ મોટું થાય, અને તેથી આ પુસ્તકના મૂળ ચર્ચાસ્પદ વિષય માટે વધારે પડતું લેખાય.

* ઈ. બી. હાવેલ કૃત Ideals of Indian Art પાનું ૧૧-૧૨ માં મિ. હાવેલ કહે છે કે.—" આપણને આંખો હોય તો નિરીક્ષણ કરીએ કે અખિલ ભારતમાં ધર્મ અને જાતિના અનેક વિભાગો છે છતા તેઓનો આત્મા તો એક જ છે."

મિ વિન્સેંટ સ્મિથ માન્ય રાખે છે કે અશોકના રાજ્યમાં નેલોર અને કેપ્પ કોમોરિન વચ્ચેના નાના પ્રદેશ સિવાય અખિલ હિંદનો સમાવેશ થતો હતો. (જુઓ તેના ઇતિહાસમાં અશોકના રાજ્યનો નકશો પાનું ૧૬૨-૧૬૩ ) તેમણે આ નાના પ્રદેશનો સમાવેશ કેમ ન કર્યો તેને માટે કોઈ સચોટ પુરાવો રજુ નથી કરતા, પરંતુ તેઓ સાહેબ આવશ્યક પુરાવો ન મેળવી શક્યા એટલે જ ઉક્ત પ્રદેશને બાતલ રાખેલ છે. ત્યારે તેનો ભાવાર્થ એટલો જ કે હિંદુસ્તાનના દરેકે દરેક પ્રદેશનો મહારાણી વિક્ટોરિયાના સામ્રાજ્યમાં સમાવેશ થતો હતો તેની આજથી બે હજાર વર્ષ પછીની ભવિષ્યની પ્રજાને ખાતરી થાય, તેટલા માટે તેમને સારુ સચોટ પ્રમાણભૂત પુરાવાઓ વર્તમાન પ્રજાએ તૈયાર રાખવા. ગમે તેમ હોય, હિંદી દ્વીપકલ્પનો એ દક્ષિણ ભાગનો ટૂંક પ્રદેશ ભલે અશોકના રાજ્યમાં ન હોય, કિંતુ અફઘાનીસ્તાન, બલુચિસ્તાન અને નેપાલનો આખો પ્રદેશ તેની સત્તા તળે હતા તે વધારે સંતોષરૂપ છે. નેપાલ એ એક હિંદુસ્થાનનો ભાગ છે, છતા બ્રિટિશ સત્તા ત્યા નથી.

તદુપરાંત હજુ હમણાં જ તે અને અન્ય ઇતિહાસ પ્રણેતાઓએ ગુપ્ત મહારાજ્યના ઇ. સ. ૩૨૦ થી ઇ. સ. ૪૫૫ સુધીના ઇતિહાસનો એક વધારે આધાર શોધી કાઢેલ છે; તે સંબંધમાં તેઓ જણાવે છે કે "ચોથા સૈકાના મધ્યકાળમાં સમુદ્રગુપ્તના સીધા અમલ નીચે ઉત્તર હિંદનો આબાદ, ફળદ્રૂપ અને સમૃદ્ધિપૂર્ણ પ્રદેશ હતો. આ ઉપરાંત આસામ અને ગંગાના ત્રિકોણ પ્રદેશ ઉપરના, હિમાલયના દક્ષિણ ભાગના નૃપતિઓ તેમજ રજપૂતાના, માલવા એ સર્વે તેના આધિપત્ય નીચે સહાય્યકના કોલકરારથી બંધાયા હતા. દક્ષિણનાં સર્વ રાજ્યોમાં મહારાજના લશ્કરે વિજયધ્વજ ફરકાવેલ હતો. અને તે સર્વ નૃપતિઓને સર્વોપરી સત્તા માન્ય રાખવી પડી હતી.

"રાજ્યમાં કળાકૌશલ્યની ખિલવણીમાં પોતાના ચાતુર્યનો

તેણે ગમે તેટલો ઉપયોગ કર્યો હોય, પરંતુ એ તો નિર્વિવાદ છે કે તેની સત્તા અપૂર્વ હતી, નિઃસંશય તે એક મહા બુદ્ધિમાન અમોઘ શક્તિમાન પુરુષ હતો. ભારતના નેપાલિયનનું અભિધાન તેને અર્પવામાં આવે તો તે સ્તુત્ય લેખાશે......

"ભાગ્યની કોઈ વિચિત્ર દુર્ઘટનાના બળે આ મહાન નૃપતિ લડવૈયો, કવિ, સંગિતપ્રિય કે જેણે અખિલ આર્યાવર્ત ઉપર પોતાની ધ્વજા ફરકાવી હતી, જેની આણ ઓકસસથી સિલોન સુધી પ્રસરેલ હતી તેવા નૃપતિનું નામ સુદ્ધાંત આ પુસ્તક× પ્રસિદ્ધ થયું ત્યાં સુધી કોઈ પણ ઇતિહાસકર્તાના જાણવામાં ન હતું. છેલ્લા આઠ વર્ષના સમયમાં જ તે કાળના શિલાલેખ અને સિક્કાઓના સૂક્ષ્મ અને વિશાળ અભ્યાસને પરિણામે તેની ગુમ થયેલ ઉજ્જવળ કીર્તિને ધીરે ધીરે શોધી કાઢવામાં આવી હતી.

સાથે સાથે આ સ્થળે એટલું પણ સ્પષ્ટતાથી દર્શાવી આપવું જોઈએ કે શાર્લમેન, ફ્રેડ્રિક કે પિટર ધી ગ્રેઇટની સાથે તુલના થઈ શકે તેવા સમુદ્રગુપ્ત જેવા મહાન નૃપતિઓ ઉત્તરોત્તર હિંદુસ્થાનની અંદર રાજ્ય કરતા આવ્યા છે. હિંદીઓની વીરકથાઓમાં વિક્રમાદિત્ય જેટલી તેમની કીર્તિ ગવાય છે અને આર્થરની અદ્દ્ભુત વાર્તાઓની માફક એ વીરકથાઓ દ્વારા તેમની ઉજ્વળ કીર્તિ ઝળહળી રહેલ છે. જગતના ઇતિહાસમાં આ એક સમય હતો કે જ્યારે ઇજિપ્ત અને બેબીલોન પંચત્વ પામ્યા હતા, જ્યારે ચીનમાં સર્વત્ર અરાજકતા વ્યાપી હતી, જ્યારે રોમન મહારાજ્ય અનાર્ય અવસ્થામાં હતું, જ્યારે ખિલાફત મહારાજ્યની ઉત્પત્તિ પણ નહોતી થઈ. ઇંગ્લાંડ, ફ્રાંસ, જર્મની તો ખાલી નામનાં જ રાજ્યો હતાં.

ઇ. સ. ૧૦૦૦ પહેલાંનો ભારતનો ઇતિહાસ હજુ સંપૂર્ણ રચાયો નથી અને ભવિષ્યની શોધખોળ પછી આવા કેટલાયે સમુદ્રગુપ્તોની

× પહેલી આવૃતિ, ક્લેરેન્ડન પ્રેસ, ઓકસફર્ડ ૧૯૦૫.

ઉજ્જવલ કીર્તિ પ્રસિદ્ધિમાં આવશે તે કોણ જાણી શકે તેમ છે? પરતુ આપણને એ વિષય સાથે નિસ્બત નથી. આ દૃષ્ટિથી અવલોકતાં પણ ભારત અત્યારે બ્રિટિશ સામ્રાજ્યના રાજદ્વારી સંગઠન નીચે છે એમ ન જ કહી શકાય. ઇ. સ. ૧૮૩૦ સુધી તેવી સ્થિતિ તેને પ્રાપ્ત નહોતી થઈ. ૧૮૪૯ સુધી પંજાબ સ્વતંત્ર હતું અને લોર્ડ ડેલહાઉસીએ સંયુક્ત કરેલ પ્રાંતો પણ સ્વતંત્ર હતા. જેથી ૧૮૧૭ થી જ બ્રિટિશ સામ્રાજ્ય તળે હિંદુસ્થાનના રાજદ્વારી સગઠન વિષેનું વિન્સેન્ટ સ્મિથનું કથન તદ્દન વજુદ વગરનું છે. પરતુ અત્યારે આપણા વિષય માટે આપણને ભવિષ્ય અને વર્તમાન સાથે જ સંબધ છે. એવો દાવો થાય છે કે રાજકીય દૃષ્ટિએ અખિલ આર્યાવર્ત બ્રિટિશ સામ્રાજ્યમાં છે, જો કે નેપાલ તો હજુ પણ સ્વતંત્ર છે.

આર્યાવર્તના આદર્શો અને તેની મહદ્ ભાવનાઓ ઉપર ટીકા કરનારાઓ જ્યારે સત્તરમી, અઢારમી અથવા ઓગણીસમી સદી સમયના ભારતની તુલના વીસમી સદીના ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, યુનાઈટેડ સ્ટેટ્સ કે જર્મની સાથ કરે છે ત્યારે ભારતને ભારે અન્યાય આપે છે. તેઓ ભૂલી જાય છે કે વીસમી સદીની આ રાજદ્વારી પ્રજાઓનો ઉત્કર્ષ એ હજુ ગઈ કાલની જ વાત છે, ભારતનો વિસ્તાર રશિયા સિવાયના અખિલ યુરોપ જેટલો છે, છતાં એક સદી જ પહેલાં યુરોપની સ્થિતિ શું હતી? પ્રજાઓની અદરોઅદર અન્યોન્યની સત્તા નિર્મૂળ કરવાના ધર્મ અર્થે લોકોનું ખૂન રેડવાનો એ કાળ હતો. જ્યારે ગ્રેટ બ્રિટન રોમનના જુલમ તળે વેદનાઓ ભોગવતું હતું ત્યારે ભારત સર્વોત્કૃષ્ટ રાજકીય પ્રગતિમાં મહાલતું હતું. સાંપ્રત સ્થિતિ પ્રાપ્ત કરતાં ગ્રેટ બ્રિટનને ૧૬૦૦ વર્ષ લાગ્યાં. ગ્રીન કૃત અંગ્રેજ લોકોનો ઇતિહાસ (History of the English People)માંના " પરદેશી સના નીચેનું ઈંગ્લાંડ "( ૧૦૧૩-૧૨૦૪ ) નામના પ્રકરણમાંથી ઉદ્ધૃત કરેલા નીચેના ફકરા ઉપરથી ઈંગ્લંડની સાથે સમુદ્રગુપ્ત અને પછીના સમયના ભારતની તુલના કરવાનું વાંચક ઉપર છોડું છું.

"હેન્જીસ્ટના આગમન પછીનાં પાંચસો વર્ષ દરમ્યાનમાં બ્રિટને ઇંગ્લાંડની સ્થિતિ સંપાદન કરેલી હતી. પરંતુ રાજાઓ ગમે તે હોદ્દાઓ ધારણ કરે છતાં નોર્થમ્બ્રીની પ્રજા વેસ્ટ સેક્સનથી અને ડેઇનની પ્રજા અંગ્રેજોથી તદ્દન નિરાળી હતી.

"એથલરેડ ઇંગ્લાંડથી નાસી નોરમંડીમાં ભરાયો ત્યારથી જોન નોરમંડીથી નાસી ઇંગ્લાંડમાં ભરાયો ત્યાં સુધી બસો વર્ષ દરમ્યાનના સમયનો આપણો ઇતિહાસ પરદેશી રાજ્યનો છે. ડેન્માર્કના રાજાઓને હરાવી નારમંડીના રાજાઓએ રાજ્ય ચલાવ્યું, અને તેમના ઉપર અંજાઉ રાજાઓની સત્તા આવી. ડેઇન, નોરમન અથવા અંજેવીન રાજાઓ નીચે અંગ્રેજો પરાધીન પ્રજા હતી, તેમના ઉપર વિદેશી સત્તા હતી, જનાપિ આ ગુલામીના સમયમાં ઇંગ્લાંડના ખરેખરા અંગ્રેજ નબીરાઓ તે સમયે સામાન્ય વર્ગમાં લેખાતા હતા, કારણ કે પરદેશી અમીરોએ તેમનું સ્થાન સંભાળેલ હતું."

લાઓથી અને આ આક્રમણોની સામે રક્ષક અર્થે રાખવામાં આવેલ લશ્કરી અમલદારોની જાગીર અર્થે થતાં તોફાનોથી યુરોપ માટે "કાળાયુગ"નો એ સમય હતો."

યથાર્થ રીતે કહીએ તો યુરોપમાં અવારનવાર થના આવા વિગ્રહો અને આંતરકલહોનો સમય ૧૮૭૦ સુધી હતો. રાષ્ટ્રીય સમ્પ-તાનો વિચાર ઓગણીસમી સદી સુધી પ્રજામાં નહોતો ઉદ્‌ભવ્યો. આમ હોઇ આર્યાવર્તની પ્રજામાં રાષ્ટ્રીય ભાવનાનો અભાવ હતો એવો ખોટો ઉપાલંભ ભારતને આપવો તે એકદમ અન્યાયી છે. છતાં અર્વાચીન જમાનાની સંસ્કૃતિના ધોરણ ઉપર હિંદી જનતામાં રાષ્ટ્રીય ભાવનાનો સંપૂર્ણ વિકાસ થતો જાય છે તે વાતનો કોઈથી ઇન્કાર થઇ શકે તેમ નથી. હું દ્રઢતાપૂર્વક જણાવું છું કે ભારત ઉપર કેટલીયે *વાર ઘણા ભિન્ન ભિન્ન નૃપતિઓની સત્તા હતી, કેટલીયે વાર ચક્રવર્તી* નૃપતિઓનો એકહથ્થુ અમલ હતો છતાં છેલ્લાં બે હજાર વર્ષોથી આર્યાવર્તની પ્રજામાં પ્રજાકીય ભાવના સંપૂર્ણતઃ ખીલી રહેલ છે.

પરંતુ કદાચ ભાગ્ય વિફરે, બહુ જ ખરાબ પરિસ્થિતિ ઊભી થાય કેટલાયે રાજદ્વારી ભેડકો ઊભાં થાય ત્યારે શું ! અન્યને લાગે છે તેવું મને એ ત્રાસજનક નથી લાગતું. ઘણા હિંદીઓ ધારે છે કે અન્યના દોર્યા દોરવાઈ પશુવત જીવન ગાળવું તેના કરતાં બહેતર છે કે ખરા માનવી બની આપણે આપણી લડાઈ લડી લેવી. "કોઈ પણ ભોગે શાન્તિ" અથવા કોઈ પણ સંજોગો વચ્ચે શાંતિ એ સૂત્રોમાં તેમને શ્રદ્ધા નથી લાગતી.

ત્યાર પછી તો હિંદુસ્તાનમાં ઘણાયે બનાવ બનવા પામ્યા છે. તે આપણા વિષયને ઉપયોગી હોઈ ટૂંકમાં જ અત્રે વિવેચન કરીશું.

૧૯૧૫ ની શરૂઆતમાં પંજાબના દક્ષિણ પ્રાંતોમાં વ્યવસ્થિત સ્વરૂપે અંધાધૂંધી, તોફાન અને અવ્યવસ્થા ફાટી નીકળ્યાં. પરિણામે ઘણાં ગામડાંઓમાં મોટી લૂંટ ચાલી. મહા વિગ્રહનું જ આ પરિણામ હતું. આ ત્રાસથી ભયભીત બની તેને દાબી દેવા પોલિસ અને અમલદાર વર્ગ અશક્ત નીવડવાથી મોટા લશ્કરી થાણેથી ચાંપતા ઉપાયો યોજવામાં આવ્યા હતા. આથી ચાર હજાર માણસોને પકડવામાં આવ્યા, જેમાંથી આઠસોને જુદી જુદી શિક્ષાઓ ફરમાવવામાં આવી હતી અને અન્ય સર્વને આવશ્યક પુરાવાના અભાવે મુક્ત કરવામાં આવ્યા હતા.

૧૯૧૪ ની આખરમાં અને ૧૯૧૫ ની શરૂઆતમા અમુક થોડા માસ સુધી પંજાબમાં ભારે તોફાન અને લૂંટ ચાલ્યાં હતાં, ઘણાંયે ખૂનો થયાં હતાં. હિંદના રાજદ્વારી સ્વાતંત્ર્ય અર્થે મહાવિગ્રહની પરિસ્થિતિનો લાભ લેવા બહાર પરદેશથી પાછા ફરેલ હિંદીઓનો આ તોફાનમાં હાથ હતો. આમાંથી અમુક કેનેડાથી અને અમુક યુનાઇટેડ સ્ટેટ્સના પાસિફિક કિનારા ઉપરથી આવેલા હતા. કેનેડાની સરકાર તરફથી કેનેડામાં પ્રવેશ કરવાની તેમને મના કરવામાં આવી. તેથી હિંદ પાછા ફરતાં આ લોકોને ઘણું જ સહન કરવું પડયું, બંગાળમાં બજબજ ગામ પાસે કેનેડાથી પાછા ફરેલ હિંદીઓ પંજાબ જવા માટે ઊતર્યા. તેમની અને સરકાર વચ્ચે ત્યાં જ પહેલું છમકલું થયું. તેમાંથી અમુકને કલકત્તા જવું હતું. સરકારે તે સામે મનાઇહુકમ કાઢ્યા. આ લોકો પાસે છૂપાં હથિયારો હોવાથી તેમની અને પોલિસોની વચ્ચે ભારે રમખાણ મચ્યું અને બન્ને પક્ષોને ખૂબ સહન કરવું પડ્યું.

આ સમય દરમ્યાન હિંદી સરકારે દેશની શાન્તિને ભયરૂપ લાગતા માણસોને સ્હેજ પણ શંકા આવતાં વગર તપાસે જેલમાં બેસાડવાનો કાયદો પસાર કર્યો. આ કાયદાના આધારે કેનેડા, યુનાઇટેડ

સ્ટેટસ વગેરેથી પાછા ફરેલ લગભગ એક હજાર માણસોને વગર તપાસે જેલમાં બેસાડયા. કદાચ તેમાંથી અમુકને નજરકેદ તળે જ રાખવામાં આવેલ હશે. આમ છતાં પણ તેઓમાંથી ઘણાખરા દેશની બળવાખોર પાર્ટીની યોજનામાં દાખલ થયા, અને બ્રિટિશ સામ્રાજ્યના તંત્રને હિંદમાંથી સદતર નાબૂદ કરવા એક મોટું કાવત્રું રચ્યું. આ મંડળમાં સભ્ય તરીકે જોડાયેલ જાસૂસોદ્વારા સરકારે આ કાવત્રાની ભાળ મેળવી. પરિણામે પકડાયેલ માણસોની તપાસ અર્થે નિમાયેલ ખાસ કમિટીમાં મળેલ જુબાનીઓ ઉપરથી એવું સાબીત કરવામાં આવ્યું કે ' આ કાવત્રુ બહુ જ વિશાળ સ્વરૂપમાં રચાયું હતું. નાણાં અને હથિયારોની સપૂર્ણ સામગ્રી તૈયાર રાખવામાં આવી હતી. અને ઉત્તર હિંદમાં સર્વ સ્થળોએ તેની અસર પહોંચી હતી.' ઉપરોક્ત ખાસ કાયદાના આધારે બે અંગ્રેજ ન્યાયાધીશો અને એક હિંદી એમ ત્રણેયની નિમાયેલ સમિતિ સમક્ષ આશરે ૬૬ માણસોની તપાસ થઇ. આ કમિટીનો નિર્ણય તે છેલ્લો નિર્ણય હતો. તે ઉપર ઉપલી કોર્ટમાં અરજ ન થઈ શકે. આ કમિટીએ પોતાનો અંતિમ નિર્ણય જાહેર કર્યો કે "આ કાવત્રું સંપૂર્ણ રાજદ્રોહી હતું, તેની સમયસરની ચેતવણી સરકારને ન થઇ હોત તો ભયંકર તોફાન સર્વત્ર ફાટી નીકળત." આ કમિટીની કાર્યવાહી જાહેર પ્રજા તેમજ વર્તમાનપત્રો માટે ખુલી ન હતી પરતુ તેનો ટૂંક અહેવાલ તે કમિટી તરફથી હમેશાં પ્રગટ થતો હતો. અમુક ગુનેગારો તો નાસી છૂટયા, એકસઠ ગુનેગારોમાંથી ચારને મુક્ત કરવામાં આવ્યા, છને જુદા જુદા પ્રકારની જેલની, સત્તાવીસને જિંદગીને માટે દેશનિકાલની* અને ચોવીસને ફાંસીની સજા થઈ.×

---

* આમાથી કેટલાકની શિક્ષાઓમા ઘટાડો કરવામા આવેલો છે.

× આમાથી સોળને જિંદગીને માટે દેશનિકાલની સજા થઈ, સજામા આ ઘટાડો દયાની ખાતર નહિ પણ પરંતુ વાઈસરોયના શબ્દોમા આવશ્યક પુરાવાના અભાવને અંગેજ થયો હતો.

આ તપાસ ઉપર પંજાબની ધારાસભામાં ૧૯૧૫ના સપ્ટેમ્બરની ૨૫ તારીખે નામદાર લેફ્ટનન્ટ ગવર્નર સાહેબે પોતાના ભાષણ દરમ્યાન જણાવેલ કે ' મધ્ય પંજાબમાં નવેમ્બર ૧૯૧૪થી જુલાઈ ૧૯૧૫ સુધી આ કાવત્રાની હિલચાલથી સમસ્ત દેશમાં ભય અને બિનસલામતીની જ નહિ પરંતુ તેથી પણ વધારે ત્રાસદાયક સ્થિતિ ઊભી થાત. સરકારની સત્તાથી તથા પ્રજાની સહાયથી આ કાવત્રાંની ભાળ ન મળી હોત તો કાવત્રાખોરોની ધારણા અનુસાર બળવા દરમ્યાન થયેલ હિંદુસ્તાનની સ્થિતિ જેવી જ ભયંકર સ્થિતિ ઉત્પન્ન થાત-સત્તાધીશો ઉપર હુમલો, સર્વત્ર ત્રાસ અને કેરનો વર્તાવ અને સરકારી અમલદાર વર્ગના ખૂન થાત એટલું જ નહિ, પરંતુ વફાદાર પ્રજાનાં લોહી રેડાત.'' આ સર્વમાં એક આશ્ચર્યકારક ઘટના એ બની કે આ રાજક્રાંતિકારોના અગ્રેસર, આવા કેટલાયે કાવત્રા રચનાર રાસબિહારી બોઝ નાસી છૂટયા.

ઉક્ત પ્રશ્ન ઉપર ટીકા કરતા મુંબઈના ટાઈમ્સ ઓફ ઇન્ડિયાએ જણાવ્યું કે.

આ કાવત્રું જો વેગાગર ખુલ્લું થયું હોત તો કદાચ તેના સભ્યો હિંદુસ્તાનના કોઈ મોટા વર્ગના છે એમ સિદ્ધ થાત ..પરંતુ પ્રજાનો એક બહુ નાનો ભાગ જ બળવાખોર છે-કદાચ મક્કમ અને ભયંકર પરંતુ તેનું ક્ષેત્ર બહુ વિશાળ ન હોઈ કદી પણ વિજયી ન થાત અને દેશનું વાતાવરણ પ્રથમના જેવું જ શાંત રહેત ''

જે શિક્ષાઓ ફરમાવવામાં આવી હતી તેના જુલ્મ ઉપર ટીકા કરતા ભારતીય વર્તમાનપત્રોએ બ્રિટિશ ગાયાન્યથી દેશની થયેલ દુ:ખદાયક સ્થિતિ ઉપર ખૂબ વિવેચન કરેલું હતું આ મુકર્દમાની પૂર્ણાહુતિ થઈ ગયા પછી પણ તે જ કાવત્રાને અંગે લાહોર* ખાતે સો માણસોને અને બનારસ ખાતે પણ સંખ્યાબંધ માણસોને પકડવામાં આવ્યા હતા આ ઉપરાંત હિંદુસ્તાનનાં જુદાં જુદાં સ્થળોએ

---

* એમના ઘને દેહાંતદંડની, ૪૧ને જન્મટીપની, કેટલાકને કેદની અને કેટલાકને છોડી મૂકવામાં આવ્યા હતા.

લશ્કરી માણસો ઉપર કામ ચલાવવામાં આવ્યું હતું, અને એ સર્વને સજા કરવામાં આવી હતી.

૧૯૧૫ની અંદર બંગાળમાં સર્વત્ર આ રાજદ્રોહ એકદમ અદ્ભુત સ્વરૂપે વિસ્તરેલ હતો. બંગાળી કાવત્રાંખોરોએ પોલિસ અમલદારોનાં ખૂન કરીને, સરકારી ખજાનાઓ લૂંટીને, પોલિસોની સમક્ષ શહેરોની મધ્યમાં મોટી ચોરીઓ કરીને સરકારને સાવધ રાખેલ છે. ઘણીયેવાર તેમની અને પોલિસો વચ્ચે રમખાણો થતાં. 'હિંદ સંરક્ષણ કાનૂનની રૂએ ખાસ સ્થપાયેલ કોર્ટ અને તપાસપંચ સમક્ષ અસંખ્ય મુકર્દમાઓ ચાલેલ છે, સંખ્યાબંધ માણસો ઉપર કામ ચાલી રહેલ છે.

આ જ સમયે સિંગાપોરમાં એક મોટું તોફાન થયું, અમે તેને જપાનિઝ તથા ફ્રેંચ લશ્કરોની સહાય્યથી દાબી દેવામાં આવ્યું. આ છમકલાથી ઘણાયે યુરોપિયનોની જિંદગી ખતમ થઈ હતી. બર્મા, સિંગાપોર, હોંગકોંગ, શાંઘાઈ, સિલોન વગેરે સ્થળોએ રાજદ્રોહી સાહિત્ય તેમજ હથિયાર રાખનાર માણસોને પકડવામાં આવેલ હતા. હોંગકોંગમાં અસંખ્ય માણસોને જાપ્તામાં રાખવામાં આવેલ હતા. અંગ્રેજ સરકારની સૂચનાથી એ હિંદી બળવાખોરોને જપાનમાંથી દેશનિકાલ કરવામાં આવ્યા હતા. અને મારા સાંભળવા મુજબ કેટલાક હિંદીઓને ડચ સરકારના હુકમથી જાપાનની અંદર જાપ્તામાં રાખવામાં આવેલ હતા.

યુરોપ અને એશિયામાઇનોરમાં હરદયાળ અને બીજાઓ' પોતાનું કામ કરી રહેલ છે. યુનાઇટેડ સ્ટેટસમાં પણ હિંદી રાજક્રાંતિકારો પોતાની પ્રવૃત્તિમાં આગળ ધપી રહેલ છે. એવું કહેવાય છે કે જર્મની હિંદીઓને આર્થિક તેમજ શસ્ત્રોની સહાય્ય આપી રહેલ છે. જર્મન પ્રજાએ હિંદીઓને કેટલી આર્થિક મદદ કરી તે જાણવામાં નથી. પરંતુ સાન્ફ્રાન્સિસ્કોની "ગદર" પાર્ટીના આગેસરોના જણાવ્યા મુજબ જર્મન અને બ્રિટિશ વચ્ચેના વિગ્રહનું એ કારણ હોવું જોઈએ એવું

લાહોરના સ્પેશિયલ ટ્રિબ્યુનલનું કથન બિનપાયાદાર છે હિંદમાં રાજક્રાંતિ અર્થે જે હિંદીઓએ ૧૯૧૪મા યુનાઈટેડ સ્ટેટસ છોડયું તેમને ન તો જર્મન સરકારની મદદ હતી કે ન તો જર્મન સરકારની ઉશ્કેરણી હતી તેઓ પોતાની જ ઇચ્છાનુસાર પોતાના જ પૈસાથી પોતાના જ સર્વ સાધનોવડે હિંદુસ્તાન ગયેલા ત્યાર પછી જર્મનોએ હિંદી ક્રાંતિકારોને આર્થિક તેમજ શસ્ત્રોની સહાય્ય આપી છે તે કદાચ ખરુ હોઈ શકે આટલુ આ રાજક્રાંતિકારો વિષે

૪

હવે રાષ્ટ્રીય પક્ષની અન્ય બાજુની પ્રવૃત્તિઓ વિષે

મહાન વિગ્રહ શરૂ થયો ત્યારે હિંદુસ્થાનમા સર્વ પક્ષોએ ઇંગ્લાંડને માટે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો. અમુકોએ શુદ્ધ ભાવથી, અમુકોએ પ્રસંગોચિત ભાવનાથી પ્રેરાઈ, પરતુ પોતાના ઉદ્દેશની સફળતા એ સર્વ પક્ષોના ધ્યેયનું કેન્દ્ર હતુ ઇંગ્લાંડમાં પાર્લમેન્ટની અદર તેમજ બહાર હિંદને સહાય અર્પવાની આ અભિલાષાની થતી પ્રશસાથી હિંદુસ્તાનમા સર્વ કોઈના હૃદયો હર્ષાવેશથી ફૂલ્યા, બ્રિટિશ વિગ્રહ ઓફિસે જ્યારે ઇગ્લાંડમા હિંદી વિદ્યાર્થીઓની લશ્કરમા સ્વયસેવક થવાની માગણીનો ઇન્કાર કર્યો ત્યારે જ હિંદને પહેલો આઘાત થયો હિંદુસ્તાનમા પણ કેળવાયેલા વર્ગની માગણીનો એ જ પ્રત્યુત્તર મળ્યો ફક્ત હિંદના રાજામહારાજાઓ અને ( સરકાર પક્ષના) અમીર ઉમરાવોની અગત સહાયતાનો સ્વીકાર કરવામા આવ્યો હતો હિંદીઓને લશ્કરમા અથવા સ્વયસેવક તરીકે જોડાવાની પરવાનગી આપનારી એકેય કલમ કાયદામા ઉમેરવાની સરકારે કૃપા નહોતી કરી

કલકત્તાના અને અલાહાબાદના બે હિંદી દૈનિક પત્રોમાથી લીધેલા નીચેના ફકરાઓ મારો કહેવાનો ભાવાર્થ વધારે સ્પષ્ટ કરશે.

કલકત્તાના બગાળીએ જણાવ્યુ :

"યુરોપમાં જ્યારે એકાએક મહાન વિગ્રહ શરૂ થયો ત્યારે ઇંગ્લાંડ અર્થે યેનકેન પ્રકારેણ સેવા અર્પવાની ઉગ્ર આકાંક્ષા હિંદુસ્તાનમાં સર્વના હૃદયમાં જન્મી હતી. બ્રિટિશ સામ્રાજ્યના રક્ષણ અર્થે લડાઈના મોખરે ઝઝૂમવાનો અપૂર્વ જુસ્સો તથા ઉગ્ર ભાવના સમસ્ત દેશમાં સર્વત્ર મોટા સ્વરૂપમાં વ્યાપેલાં હતાં, અને બંગાલીઓ તો સ્વયંસેવકો તરીકે નોંધાવાને એકદમ આતુર થઈ રહ્યા હતા. આ નવયુવકો સમક્ષ એક જ નૂતન આદર્શ ખડો હતો, અને તે પોતાની માતૃભૂમિના ઉદ્ધારનો. વિગ્રહમાં પોતાની સેવાના આ હિસ્સાથી તેમને પ્રતીતિ થઈ હતી કે તે દ્વારા તેઓ ભારતવર્ષનું સ્વાતંત્ર્ય યુદ્ધ ખેલે છે. હિંદી સરકાર આશા રાખે તે કરતાં પણ તાજ પ્રત્યેની વફાદારી અને સામ્રાજ્યભક્તિનું આ વધારે જ્વલંત દૃષ્ટાંત હતું. પરંતુ સરકારના આવા શકાસ્પદ વલણથી ભારતની આખીયે ભાવના ધૂળમાં રોળાઈ.

"આ કટોકટીના સમયે સરકારને સ્હેજ પણ હેરાન ન કરવી એવી સૂચનાઓ અમોને મળેલ છે, પરંતુ અમોને આશા હતી કે હજુયે કંઈક ઉપાયો યોજવામાં આવશે કે જેથી અમારા નવયુકોને આ વિગ્રહમાં ભાગ લેવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થતાં લશ્કરમાં અમોને ગોરાઓની સાથે ઉચ્ચ પદ્વી મળશે; પરિણામે બ્રિટિશ સામ્રાજ્યમાં અમોને સમાંતર દરજ્જાની સ્થિતિ પ્રાપ્ત થશે. હિંદી જનતાની આ માગણીની તિરસ્કૃત અવગણના કરીને નોકરશાહીએ ઉક્ત યોજના ઉપર શીતળ જળ સિંચ્યું તેટલું જ નહિ કિંતુ ભારતને જંજીરોથી વધારે જકડવાના પ્રયત્નો આદર્યા. પરિણામે રાજ્ય સંરક્ષણ કાનુનેય પસાર કર્યો, અને ઇંગ્લાંડના તેના તે જ કાયદા કરતાં તેને વધારે કડક ઘડ્યો. બ્રિટિશ તાજ પ્રત્યે પ્રજામાં વિનોતમક લાગણીને બદલે વફાદારીની લાગણીઓ ઉછેરવા જતાં આ આખીયે વસ્તુસ્થિતિ નોકરશાહીની મનોભાવનાનું અત્યંત દુઃખદાયક ચિત્ર રજૂ કરે છે.

પ્રજા તરફની આ સ્વાભાવિક માગણીનો ઇન્કાર કરીને જ નોકરશાહી સંતુષ્ટ ન થઈ, પરંતુ ઉક્ત કાળો કાયદો પસાર કરી જનતાના હૃદયના જખ્મ ઉપર એક કારી ઘા કરેલ છે.

"હજુ સમય ખતમ નથી થયો, પ્રજાની લાગણીનો જુવાળ હજુ નથી શમ્યો, રણને મોખરે ઝઝૂમવા માણસોની માગણી સતત ચાલુ છે ઇગ્લાંડના બધા કારખાના લડાઈ અર્થે દારૂગોળો ખૂબ ઝડપથી તૈયાર કરી રહેલ છે કેનેડા, ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ, વગેરે બ્રિટિશ સામ્રાજ્યના હિંદ સિવાયના સર્વ સ્થળોએથી અંખ્યાબધ સ્વયંસેવકો ધસી આવે છે ત્યારે કોઇ કહી શકશે કે આવા પ્રકારનો હિંદીઓ સામે વિદ્વેષપૂર્ણ ભેદ શા માટે પોષવામા આવે છે ?

"અમે અનેકવાર પોકારીને કહીએ છીએ કે પ્રજા ઉપરના અયોગ્ય દબાણથી પ્રજાની સહાનુભૂતિ ઓછી થાય છે, જ્યારે સહકાર એ એક મિત્રાચારી અને વફાદારીનુ અમોઘ શસ્ત્ર છે. પરતુ પ્રજા પ્રત્યે સમાન વર્તન વગર આ સહકાર કદી ન જ સભવે. આ સહકાર વગર પ્રજા પાસેથી શાન્તિની આશા રાખવી વ્યર્થ છે. બન્ને બાજુની સ્થિતિ સુધારવા અમારી નમ્ર માગણીનો સ્વીકાર કરી ભવિષ્યમા અમોને સુધારા આપવાની સરકારે ખાત્રી આપવી જોઇએ, પરત ચાલુ સ્થિતિ ઓળખી તેનો લાભ નહિ લેવામા નોકરશાહીએ ગભીર ભૂલ કરી છે .. ."

અલાહાબાદના 'લીડર'ના તા ૮ મી સપ્ટેમ્બર ૧૯૧૫ ના અંકના અગ્રલેખના શબ્દોમા જ

"સામ્રાજ્યને અણીના સમયે મદદ કરવાનો હિંદુસ્તાનનો ઉત્સુક ભાવનાપૂર્ણ સંદેશો લોર્ડ હાર્ડિંગે તારથી પાર્લામેન્ટને પાઠવ્યો ત્યારે સર્વ અગ્રેજોના હૃદય ઉપર સુદર અસર થઈ અને ભારત પ્રત્યેની લાગણીનુ સ્વરૂપ તો ઘડીભર બદલાયુ ટાઇમ્સે તો જાહેર કર્યું કે હિંદ અને ઇગ્લાડના અભિન્ન સંબધની આ આગાહી છે. ભારતનુ

દષ્ટિબિન્દુ હવે બદલાયું છે, એવું મિ. રોબર્ટસે જાહેર કર્યું. અન્ય સામ્રાજ્યવાદીઓએ પણ તેવા જ આશાપ્રેરક શબ્દો ઉચ્ચાર્યા. આથી આશામાં અડગ શ્રદ્ધા રાખનારાઓને સ્વરાજની ઝાંખી થવા લાગી. અન્યને લાગ્યું કે સ્વરાજના દિવસો હજુ ભલે સ્વપ્નવત હોય પરંતુ ચાલુ સમય કરતાં વધારે સારો સમય તો અવશ્ય આવશે જ.

"યુરોપની રણભૂમિ ઉપર ભારતીય લશ્કરને ઊતરી પડતાં નિહાળી સર્વનાં હૃદયો હર્ષાવેશમાં વધારે ફુલાયાં. તેમના અવર્ણનીય પરાક્રમોની, લડાયક ફરજો પ્રત્યેની તેમની એકનિષ્ઠ ભક્તિની અંગ્રેજી વર્તમાનપત્રોમાં ખૂબ પ્રશંસા થવા માંડી. આમ છતાંયે છેલ્લા છ સાત માસ દરમ્યાનના બનાવો ઉપરથી, અંગ્રેજી પત્રોમાં, પ્રગટ થતા લેખો અને અંગ્રેજ ઉમરાવોના ભાષણો ઉપરથી સ્પષ્ટ પ્રતીતિ થાય છે કે અંગ્રેજ અધિકારી વર્ગનાં હૃદયો બદલાયાં છે. મિ. બોનર લો સંસ્થાનો પાસેથી સહાયતાની માગણી કરતી વખતે હિંદુસ્થાનનું અસ્તિત્વ તદ્દન વિસરી જાય છે. મિ. ઓસ્ટિન ચેમ્બરલેઇને તો પોતાના અધિકાર ઉપર આવ્યા પછીથી પોતાના મુખ ઉપર તાળું મારેલ છે; અને ડાઉનિંગ સ્ટ્રીટમાંથી દિલ્હી કે સિમલા ગમે તેવા સંદેશાઓ પાઠવવામાં આવતા હોય તો પણ તેમણે એક પણ એવો શબ્દ નથી ઉચ્ચાર્યો કે જેથી સ્હેજ વિશ્વાસની ભાવના કે આશાના અંકુરો આપણા હૃદયમાં જન્મ પામે ........સંજોગોના બળે સજ્જન હૃદયના માનવીમાં જે ડહાપણ આવે તે ડહાપણ લોર્ડ કર્ઝન, લોર્ડ મેકડોનલ, કે લોર્ડ સિડનહામના હૃદયો ઉપર અસર કરી શકે તેમ નથી.

"ઇંગ્લાંડમાં હિંદી વિદ્યાર્થીઓ અમલદારો પાસે જઈ સ્વયં-સેવક થવાની માગણી કરે છે તો તેમને પ્રત્યુત્તર મળે છે કે "થોભો." ક્યાં સુધી? સર જ્યોર્જ સ્કોટ અત્યુત્સાહી બની હિંદી લશ્કર ઊભું કરવાની સૂચના કરે છે તો "બહુ જ અધીરા છો." તેવો ગોળગોળ પ્રત્યુત્તર મળે છે. હિંદી બજેટની ચર્ચા મુલતવી રાખવાની વાતો થાય છે, કાયદો તે માન્ય રાખે છે.

"જ્યારે અત્રે હિંદુસ્થાનમાં આપણી સમક્ષ એકનિષ્ઠ રાજભક્તિનો સિદ્ધાંત ખડો રાખવામાં આવે છે. આપણને કહેવામાં આવે છે કે સુલેહ પછી હિંદુસ્થાનને શું મળશે તે સંબંધી અત્યારથી વાતો કરવી તે ગુનો નહિ પરંતુ મૂર્ખાઈ છે. જ્યારે હિંદના અમુક મોટા આશાવાદીઓ તો પોતાના કાર્યમાં નિમગ્ન છે. આશાના અંકુરો ફૂટી નીકળે છે, પરંતુ રખેને તે અંકુરોને નિર્મૂળ કરી તે સ્થળે ભયનું વાતાવરણ પ્રસારવવામાં આવે........

આશાવાદમાં રહી રાહ જોવાની સુંદર સલાહ આપનારાઓ હિંદુસ્થાનમાં ઘણા છે. નિઃસંશય ધીરજના ગુણો અદ્દભુત છે. તે સદ્દગુણ માટે હિંદુસ્થાન કોઈ પણ દેશને આહ્વાન કરી શકે છે. સ્વબળ ઉપર ભારતવર્ષ ન ઝઝૂમી શકે તો તે અન્ય પાસેથી સહાયની આશા ન જ રાખી શકે. ઇગ્લાંડને હવે સ્પષ્ટતાથી કહી દેવું જોઈએ કે સુધારા આપવાની ગોળગોળ વાતોનો સમય હવે ચાલ્યો ગયો છે."

૫

૧૯૧૪ના ડિસેમ્બરમાં હિંદી મહાસભાના મદ્રાસ ખાતે ભરાયેલ અધિવેશનમા પ્રમુખ મહાનુભાવે પોતાના ભાષણ દરમ્યાન જણાવેલ કે:

"હિંદુસ્થાન ઉપર અંગ્રેજોનું રાજ્ય એટલે નોકરશાહીની મદાંધ સત્તા, અંગ્રેજ સરકારના આધિપત્ય નીચે હિંદી જનતાને સદૈવ ગુલામીમાં સબડવા કરવું, હિંદુસ્થાનના આત્માને મૃતપ્રાય જીવન નિર્ગમન કરવું. એ જ અંગ્રેજ રાજ્યનો અર્થ થતો હોય તો હું જાહેર સમક્ષ જાહેર કરૂં છું કે તે જગતની સભ્યતાને અને મનુષ્યત્વને શાપરૂપ છે."

"ભારતવર્ષમાં હથિયારો વાપરવાની પરવાનગી, હિંદીઓને લશ્કરમાં ઉચ્ચ હોદ્દાઓ આપવા, સાંસ્થાન્ય અર્થે ભારતીય સરકારનો સ્વીકાર કરવો, અમારાં ગૃહ અને કુટુંબો, અમારી બહેનો અને માતાઓના રક્ષણ અર્થે અમારૂં સ્વયંસેવકસૈન્ય ઉભું કરવાની સ્વતંત્રતા

નથી જાણી શકાતું કે હિંદુસ્તાનની આ સર્વે માગણીઓને ક્યાં સુધી તુચ્છકારવામાં આવશે ! નથી કલ્પી શકાતું કે ક્યાં સુધી ગ્રેઇટ બ્રિટનની બેડીમાં હિંદુસ્થાન જકડાયેલ રહેશે ! સ્વશક્તિ ઉપર ઝૂઝવાની ભારતમાં શક્તિ છે.

" જેમ એક પ્રાતઃકાળે રોમન પ્રજા ઇંગ્લાંડને નિરાધાર સ્થિતિમાં રાખી ચાલી ગઈ તેમ પોતાની દોઢસો વર્ષની રાજકારકિર્દી પછી હિંદુસ્થાનની પ્રજાને શસ્ત્રબળ વગરની નિર્માલ્ય બનાવી, આંતર રાજદ્વારી અંધાધૂંધીમાં, બહારના આક્રમણો માટે નિરાધાર સ્થિતિમાં રાખી અંગ્રેજ પ્રજા પોતાના કટોકટીના પ્રસંગે હિંદુસ્તાન છોડી ચાલી જાય તો અખિલ જગત સમક્ષ ઇંગ્લાંડ અને હિંદુસ્થાન બન્નેને માટે કેટલું નામોશીભરેલું લેખાય ! "

૧૯૦૮માં ગવર્નર જનરલની કારોબારી સભામાં સભ્ય તરીકે ચૂંટાયેલ પહેલા જ હિંદી સર ( પછી લોર્ડ ) સત્યેન્દ્રપ્રસન્ન સિંહાના અધ્યક્ષપણા નીચે ૧૯૧૫ના નાતાલના તહેવારોમા મહાસભાનું અધિવેશન પુનઃ ભરાયું. એક હિંદી પત્રકારના જ શબ્દોમાં કહીએ તો બ્રિટિશ સામ્રાજ્ય સાથેના સંબંધથી જેણે લક્ષ્મી, ઉચ્ચતમ પદ્વી, અને ઉત્તમ પ્રકારનું માન સંપાદન કરેલ છે, જે સરકારની કાઉન્સીલના સભ્ય છે તેવા સામ્રાજ્યપ્રિય પ્રમુખનું ભાષણ ખરેખર સપૂર્ણ આદર્શમય હતું. આ ભાષણમાં પોતાના વ્યાજબી હકોની તેમણે મક્કમતાથી માગણી કરી હતી. હિંદુસ્તાનની પ્રજાકીક સરકાર વિષેના નીચેના આદર્શો તેમણે યુનાઇટેડ સ્ટેટસના અબ્રહામ લિંકન પાસેથી લીધેલા છે " પ્રજા માટે પ્રજાની જ ચૂંટાયેલ પ્રજાકીય સરકાર. " તેઓ જણાવે છેઃ

" હું એટલું જ કહેવા માગું છું કે સરકારે હિંદના ભાવિ વિષેની પોતાની નીતિ નિખાલસતાથી હિંદી જનતા સમક્ષ જાહેર કરી દેવી જોઈએ કે જેથી જ્યા વહેમ અને શંકા છે ત્યાં વિશ્વાસને સ્થાન મળે.

" હિંદુસ્તાનમા તેમજ હિંદુસ્તાનની બહાર બ્રિટિશ સામ્રાજ્યમાં અમારી જે ગુમામવત પરિસ્થિતિ ઊભી થઈ છે તે નિર્મૂળ કરવા અમારી નિર્માલ્યતા અને અમારી સામેનાં બંધનો દૂર કરી સર્વ સરકારી ખાતાઓ પ્રજાકીય તત્રને સુપ્રત કરી અગ્રેજ સરકારે ભારતીય પ્રજાને સ્વરાજને પથે પ્રગતિમાન બનાવવા હવે કેળવવી જોઈએ "

સ્વરાજ અને પ્રજાના ઉત્કર્ષ અર્થે આવશ્યક સુધારાઓની તેમણે નીચે પ્રમાણે માગણી કરી.

" પહેલુ · પ્રજાને લશ્કરી તાલીમ આપવી અને સૈન્યમા પ્રજા માટે ઉચ્ચ હોદ્દાઓ ખુલ્લા રાખવા

" બીજુ સ્થાનિક સ્વરાજ પ્રજાને સુપ્રત કરવુ

" ત્રીજુ. વ્યાપાર, ખેતીવાડી, હુન્નરઉદ્યોગોની સર્વ પ્રકારે ખિલવણી કરવી. "

પ્રથમના વિષય ઉપર તેમણે પોતાના વિચારો વધારે સ્પષ્ટતાથી વ્યક્ત કરતા કહ્યુ

" ૧) જાતિ, પ્રાત કોઈ પણ પ્રકારના ભેદને પોષ્યા વગર ફક્ત શારીરિક યોગ્યતાને જ અવલંબી પ્રજાને લશ્કરમા દાખલ કરવાની સપૂર્ણ સ્વતંત્રતાની અમે માગણી કરીએ છીએ.

" ૨) અમે ઈચ્છીએ છીએ કે હિંદી લશ્કરના ઉચ્ચ હોદ્દાઓ બ્રિટિશ સામ્રાજ્યની પ્રજાના સર્વ વર્ગ માટે અલબત ફક્ત શારીરિક લાયકાત અને લડાયક કેળવણી સપાદન કરેલાઓને જ–ખુલ્લા હોવા જોઈએ અને આવા ઉચ્ચ હોદ્દાઓને યોગ્ય વીરો માટે લશ્કરી તાલીમ અર્થે કોલેજો ભારતવર્ષમા અવિલબે સ્થાપવી જોઇએ

" ૩) અમે માગીએ છીએ કે સ્વયસેવકદળમા જોડાવાની પ્રજાના સર્વ વર્ગો માટે સ્વતંત્રતા હોવી જોઈએ "

હિંદુસ્થાનને સ્વરાજ શા માટે મળવુ જોઇએ તે ઉપર પ્રવચન કરતા તેમણે જણાવ્યુ .—

"થોડાં વર્ષો પૂર્વે, અગ્રેજ પ્રધાને યથાર્થ કહેલ છે " ગમે તેવું લાભદાયી કિંતુ વિદેશી શાસન પ્રજાકીય શાસનને સ્થાને ન જ આવી શકે." એક પ્રખ્યાત અંગ્રેજ અખબાર ઉક્ત કથનને, પુરવાર કરતા પ્રતિપાદન કરે છે કે: "ખુદાઈ ફિરસ્તાનો રાજ્યઅધિકાર આવે તો એક પણ અંગ્રેજ પ્રજાકીય શાસનના કાનૂનો ઘડવાના પોતાના જન્મસિદ્ધ પવિત્ર હક ઉપર કદી પણ ત્રાપ મારવા નહિ જ દે.........કદી ઉક્ત હકનો તે ત્યાગ કરે તો, તે અંગ્રેજ બચ્ચો જ નહિ. તે પોતાના રાષ્ટ્રની પરમ પુનિત હરિયાળી ભૂમિ પ્રત્યે હસ્તે હૈયે દષ્ટિ ફેંકી શકશે જ નહિ. જગતના ઇતિહાસના સર્વ કાળમા પ્રજાહિતપ્રેમી અને ડાહ્યા શાસકોના અમલ તળે પ્રજા પ્રગતિને પંથે વળેલ છે, કદાચ પ્રજાએ તેના રાજ્યમાં સંપૂર્ણ સુખ, સંપત્તિ અને સંતોષ સપાદન કરેલ હોય તો પણ શું? પરતુ પ્રજામાં ગુપ્ત રહેલ સ્વયશાસનની નૈતિક શક્તિ તથા જ્ઞાનને સતેજ કરી તેમને કેળવવામાં પ્રજાના ચારિત્ર્યને ખિલવવામાં તે શાસકોમાંથી કોઈએ પણ પ્રયત્ન નથી કરેલ. એરિસ્ટોટલને સ્વપ્ને પણ ખ્યાલ ન આવે તેવા નિપુણ શાસકો કરતા પ્રજાકીય રાજતત્ર ઉપર માનવજીવનના ભાવિનો વધારે આધાર રહેલ છે. પ્રજાનો સ્વરાજનો આદર્શ એ પ્રજાની કેવળ મનોભાવના ઉપર નહિ પરતુ અનાદિ કાળના ઇતિહાસ ઉપર રચાયેલ છે."

ભારતવર્ષ ઉપરથી અગ્રેજો પોતાનો અધિકાર ખેંચી લે તો રાજ્ય-વ્યવસ્થાની ભારતની તાકાત તથા વિદેશી આક્રમણો સામે ઝૂઝવાની ભારતની શક્તિ નિહાળતાં ભારતનું ભવિષ્ય કેવું ઘડાય તે વિષે "અજ્ઞાન" અને 'કાળાઓ" પ્રત્યે તીરસ્કારની લાગણી ધરાવનાર અગ્રેજોની ટીકાઓનો તેમણે સુંદર સચોટ પ્રત્યુત્તર આપેલ છે.

"વિના સંકોચે મારે આ સ્થળે દર્શાવી આપવું જોઈએ કે ભારતીય પ્રજામાં શારીરિક શૌર્યની ન્યૂનતા છે, શસ્ત્રો લઈ યુદ્ધો ખેલવાની તેનામાં શક્તિ નથી, એવો હિંદુસ્થાન ઉપર આક્ષેપ મૂકનો તે કોઈ

પણ રીતે વ્યાજબી નથી, પરંતુ ધારો કે એ આક્ષેપ કદાચ સત્ય હોય તો હિંદુસ્થાનની એ ન્યૂનતા દૂર કરી તેને સપૂર્ણ શક્તિમાન બહાદૂર બનાવવી તે શું ઇંગ્લાંડની સ્પષ્ટ ફરજ નથી? હિંદુસ્થાનની પ્રજાની એ ઇતિહાસ પ્રસિદ્ધ મર્દાનગી ખેંચી લઈ સાંપ્રત સ્થિતિમાં લાવી મૂકનાર અગ્રેજ રાજ્ય જ છે એમ માનવાને કારણો છે. ભારતવર્ષ ઉપર છેલ્લા દોઢસો વર્ષથી ઇગ્લાંડ અધિકાર ભોગવે છે, અને કદાચ તેને પોતાની સત્તા ખેંચી લેવાનો પ્રસગ આવે તો આટલા સમય પછી પણ હિંદુસ્થાનમા અરાજકતા તથા અધાધૂંધી વ્યાપે તથા હિંદુસ્તાન ધાડપાડુઓનો શિકાર થઇ પડે તેમ કહેવુ તે ગ્રેટ બ્રિટનને માટે યતકિંચિત્ પણ અભિમાનરૂપ નથી. આથીયે આગળ વધી આપણા ટીકાકારો આપણને યાદ દેવડાવવાનું ભૂલતા નથી કે, જો અગ્રેજો આજે જ દેશ છોડી જાય તો તેઓ એડન ન પહોચે તે પહેલા જ પુનઃ પાછા પધારવાની તાર દ્વારા વિનંતિ કરવી પડે જ. કેટલાક અગ્રેજો તો દારુણ મશ્કરીમા ટીકા કરે છે, કે જો અગ્રેજો ચાલ્યા જાય તો હિંદુસ્થાનના કેટલાક વિભાગોમા એક પણ રૂપિયો સહિસલામત ન રહે તથા એક પણ કન્યા પવિત્ર ન રહે " ન્યાય અને પ્રમાણિકતા ઉપર શસ્ત્રબળના વિજયને એક ડાહ્યો માનવી ભલે ઘૃણાની દૃષ્ટિથી નિહાળે પરતુ સ્વાતત્ર્ય અને ન્યાયની હિમાયત કરનાર અગ્રેજ પ્રજા રોમન પ્રજાની જેમ જેઓ પાંચમા સૈકામા હૂણ ગૉથ વગેરેના જગલી આક્રમણો સામે પોતાની માતૃભૂમિના રક્ષણ અર્થે અગ્રેજ પ્રજાનો નિરાધાર પગવલગી સ્થિતિમા ગણીને ચાલ્યા ગયા તેમ પોતાની બસો વર્ષની રાજ્ય-કારકિર્દી પછી હિંદુસ્થાનને નિર્માલ્ય અવસ્થામાં મૂકે તો બ્રિટિશ સામ્રાજ્યને અત્યંત નામોશીરૂપ નથી એમ અગ્રેજો કહે તે હું કેમ માન્ય રાખી શકું?"

હિંદુસ્તાનની આધુનિક રાજદ્વારી પરિસ્થિતિ ઉપર એક પત્રિકા દ્વારા અમેરિકાની જનતા સમક્ષ રજૂ કરેલ મારા વિચારની ઉપર્યુક્ત કથનની સાથે વાંચક તુલના કરી શકે તે આશયથી અત્રે રજૂ કરું છું.

[1]"આજે અખિલ વિશ્વને શસ્ત્રો ધારણ કરવાની પૂર્ણ સ્વતંત્રતા છે. દરેક સુધરેલ પ્રજા પોતાના કુમારો તથા તરુણોને લશ્કરી કવાયત અને તાલીમ પરમ રસથી આપી રહેલ છે. અમુક રાષ્ટ્રો ફરજિયાત અને અમુક સ્વેચ્છાપૂર્વકના કાનૂનો ધરાવે છે. ન્યાયપુરઃસર કાર્યો માટે પ્રજાને શસ્ત્રો ન વાપરવાની મના કરવી તે કોઈ પણ સરકાર માટે ડહાપણભરેલું ન જ લેખાય. પોતાની માતૃભૂમિના રક્ષણ અર્થે લશ્કરી તાલીમ લેવાની અને હથિયારો વાપરવાની તેના પુત્રોની પવિત્ર ફરજ છે. કાબુલના અમીરે પણ એ જ ધોરણ અખત્યાર કરેલ છે. પ્રજાઓ લડાયક તૈયારીઓની સ્પર્ધા કરી રહેલ છે. ચીન ફરજિયાત શિક્ષણ દાખલ કરવાની તૈયારીમાં છે. જાપાનમાં તે ફરજિયાત છે. કેટલેક સ્થળે તો બાળાઓ લશ્કરી તાલીમ લઇ રહેલ છે. યુનાઇટેડ સ્ટેટસ તથા અમેરિકાના અન્ય પ્રદેશોમાં હબસીઓ તથા અમેરિકન ઇન્ડિયનો પણ છૂટથી શસ્ત્રો વાપરી શકે છે, પરંતુ ફક્ત હિંદુસ્તાનની પ્રજા જ નહિ. દુશ્મનો સામે ટક્કર ઝીલવા, દારૂગોળો તૈયાર કરવામાં નૂતન ઘાતક યુક્તિપ્રયુક્તિઓ યોજવામાં દરેક રાષ્ટ્ર મશગૂલ છે. દરેક પ્રજાકીય સરકાર નવાં આયુધો શોધનારને ઉત્તેજન આપી રહેલ છે, પરંતુ ફક્ત ભારતને જ આ સર્વની મના છે. શા માટે? કારણ કે ભારત પરતંત્ર છે, તેની પ્રજા ઉપર સરકારને વિશ્વાસ નથી. હિંદુસ્તાનમં ગોરા લશ્કરના પ્રમાણ કરતાં દેશી લશ્કરનું પ્રમાણ ન વધવું જોઈએ. તેઓ મોટાં આયુધોનો ઉપયોગ ન કરી શકે. તેમજ તેમને માટે સામાન્ય હથિયારો સંબંધીના પણ અન્ય સખ્ત નિયમો છે. શા માટે? શું તેઓ હથિયાર ધારણ કરવા માટે નાલાયક છે? શું તેઓ બહાદૂર નથી? આવો કોઈ પણ પ્રકારનો આક્ષેપ તેમના ઉપર મૂકી શકાય તેમ નથી. છતાં કોઈ પણ હિંદી ગમે તેવા અમીર કુટુંબનો હોય કે. ગમે તેટલી ઉચ્ચ પ્રકારની કેળવણી પામેલ હોય તો પણ લશ્કરમાં ઉચ્ચ હોદ્દાઓ મેળવી શકતો નથી, હિંદુસ્થાનમાં કે ગ્રેઈટ બ્રિટનમાં લશ્કરી કોલેજોનાં દ્વારો

હિંદુસ્તાનના વતનીને માટે બંધ છે, શું તેઓ નાલાયક છે કે શારીરિક શક્તિ તેમનામાં નથી ? સત્ય હકીકત તો એ જ છે કે હિંદુસ્તાનની સરકાર વિદેશી હોઈ પ્રજા ઉપર * તે વિશ્વાસ નથી રાખી શકતી. લશ્કરમાં ફક્ત નામના જ સૈનિકો તરીકે તેમને લેવામાં આવે છે અને તે પણ અમુક સંખ્યામાં. તેથી વિશેષ તેમને કોઇ પ્રકારની લશ્કરી તાલીમ કે ઉચ્ચ હોદ્દાઓ નથી મળતા. મોટા વિગ્રહમાં ભાગ લેવાની હિંદીઓને આપેલ પરવાનગી ઉપર દાંભિક ઉહાપોહ કરવામાં આવેલ છે, હિંદીઓ આ મહેરબાનીથી અગ્રેજોની ઉદારતા ઉપર આફ્રિન થયા છે, જાણે કોઈ દિવ્ય વરદાન તેમને મળેલ હોય ! પરતુ એ ન ભૂલવું જોઈએ કે બ્રિટિશોનું આ પગલું પોતાના લાભ અર્થે જ હતું. હિંદી લશ્કર વગર ગ્રેઈટ બ્રિટન ફ્રાન્સને મોખરે એક સારુ લશ્કર ન મોકલી શકત, હિંદુસ્તાનમાં હિંદી લશ્કર ઉપર સરકારને અવિશ્વાસ હોઈ, ગોરા લશ્કરને હિંદુસ્તાનમાંથી તેઓ ખસેડવા નહોતા ઇચ્છતા, જેથી હિંદી લશ્કરની તેમને ખાસ જરૂર પડી હતી.

હિંદુસ્તાનમાં પ્રજાને હથિયારો બનાવવાની કે વાપરવાની મના છે, પ્રજાને લશ્કરી કવાયત નથી અપાતી, શ્વેત લશ્કરના પ્રમાણમાં મોટું હિંદી લશ્કર નથી રખાતું. આ સર્વ હકીકતો અસત્ય બ્યાનો સામે સૂર્યની માફક પ્રકાશી રહેલ છે. અગ્રેજ સરકારને ધાસ્તી રહે છે કે આ લશ્કરી કેળવણીનો ઉપયોગ કદાચ તેમની સામે કરવામાં આવે. તેમની દષ્ટિથી અવલોકતાં એ હકીકત સત્ય લેબાસમાં ભાસે

* હિંદુસ્તાનમા શસ્ત્રમનાઇનો દોર કેટલા પ્રમાણુમા છે તેના બગાળી પત્રમાં પ્રગટ થયેલ નાચેની હકીકતથી વધારે સ્પષ્ટ થશે. કીડરપોરમા મુન્શીગંજ રસ્તા ઉપર પાચ વર્ષના એક બાળકે એક આનાની બંદૂક ખરીદી હતી. ઓગસ્ટ તા. ૮ મીએ એ પિસ્તોલથી આ બાળક રમતો હતો, પરંતુ ફટાકિયા કેમ વછોડવા તે તે જાણતો ન હોવાથી એક તેર વર્ષના બાળકે તેને બતાવ્યું. પોલિસ કૉન્સ્ટેબલે આ તેર વર્ષના બાળકને પકડયો, દરકરી થાણામાં તેને લઈ ગયા. અલિપુર કોર્ટમાં તેના ઉપર કેસ ચાલ્યો અને તેનો રૂા. ૩) દડ થયો ! !

છે, તો પછી હિંદી સરકાર રાષ્ટ્રીય છે, ભારતીય પ્રજા બ્રિટિશ તાજની અન્ય પ્રજાઓ સાથે સમાંતર દરજ્જો ભોગવે છે, એવો દાંભિક આદર્શ અખિલ જગત સમક્ષ શા માટે ધરવામાં આવે છે! અંગ્રેજ પ્રજાને પોતાની નિર્બળતાનું ભાન છે, તેથી જ ભારતીય તનુ-જોને નિઃશસ્ત્ર રાખવામાં રાજ્ય અને સત્તાની સલામતી જુએ છે.

શસ્ત્રબંધી કાયદાનું સ્વરૂપ આ રહ્યું. કોઈ પણ જાતનો ગુનો કે તોફાન કરવું હોય તો કોઈ હથિયારોની ચોરી કરે અથવા જેને રાખવાનો પરવાનો હોય તેની પાસેથી ચેનકેન પ્રકારેણ મેળવી લે, પરતુ પોતાની જિંદગી, માલમિલકત, કે કુટુંબ (સ્ત્રી, માતા, દુહિતા કે ભગિની)ની જિંદગી અથવા આબરૂની રક્ષા અર્થે શસ્ત્રનો ઉપયોગ ન જ થઈ શકે. તેથી જ આજે ચોર લૂંટારાઓ અને ગુંડાઓનું બળ વધતું જાય છે. ચોરી કે ખૂન કરવા માટે દેશમા શસ્ત્રો અખૂટ છે, પરતુ પોતાની સ્ત્રી અને બહેનોની રક્ષા અર્થે શસ્ત્રો નથી મળતાં. આ સર્વ એટલા અર્થે કે સરકાર વિદેશી છે જેથી તે ભારતની વફા-દારીને અવિશ્વાસની દષ્ટિથી જુએ છે. આથી જ હિંદની વફાદારી વિષેની જગત સમક્ષ રજૂ થતી અતિશયોક્તિપૂર્ણ વાતો તદ્દન ગલત છે. હિંદુસ્થાન જ્યાં સુધી આવી સ્થિતિમાં રહેશે ત્યા સુધી વિદેશી તંત્ર એ પ્રજાનું જ તત્ર છે એમ પ્રજા માનતી થાય એવી આશા સરકાર રાખતી હોય તો તે વ્યર્થ છે. બ્રિટિશ સામ્રાજ્ય પૂર્વે કદી પણ હિંદુસ્થાન આવું નિર્માલ્ય ન હતું.

ભારતની પ્રજાના હૃદયમાં એક નવા જ ભયનો સંચાર થયેલ છે. જો આ વિગ્રહમાં અંગ્રેજ પ્રજા વિજયી ન બને તો આપણી શું સ્થિતિ? એ સંજોગો વચ્ચે કદાચ જર્મની, રશિયા કે કાબુલ આપણા ઉપર ચડી આવે, તો આપણામાં એ આક્રમણ સામે ટક્કર લેવાની બિલકુલ શક્તિ નથી. આવી નિરાધાર નિર્બળ પ્રજા જગતના ફિટકારને પાત્ર બને તો કંઇ આશ્ચર્ય જેવું નથી. અમેરિકા કે આફ્રિકાના શીદી—હબસીઓનો દરજ્જો હિંદીઓથી કંઇક સારો હોય છે. શસ્ત્રબળ

ઉપર ઝઝૂમનારી પ્રજાનું એક સમય પતન તો અવશ્ય થવાનું જ, ત્યારે ભારતની શું સ્થિતિ ? કોઇ બીજી પ્રજાનું સ્વામિત્વ સ્વીકારી તેના શિકારના ભોગ થવું ? કદાચ કોલકરારને અંગે હિંદુસ્તાનની સ્થિતિ ન બદલાય પરંતુ અંગ્રેજ પ્રજા ઉપર વિજય મેળવનાર તો અવશ્ય ભારતનો કબજો લે જ. ખરેખર આ વિચાર ભારતને શરમાવનારો જ લેખાય.

( ૬ )

બ્રિટિશ સરકાર સામે હિંદના અન્ય રાજનીતિજ્ઞો જે આક્ષેપો અને ફરિયાદો કરે છે તે પરત્વે અત્રે ચર્ચામાં ઊતરી આ ભૂમિકાને વધારે ભારરૂપ કરવા હું નથી માગતો. છતાં પણ કેળવણી વિષેના મારા વિચારો આ સ્થળે દર્શાવ્યા વગર હું રહી શકતો નથી.

ભારતની સાંપ્રત કેળવણીની જરા સમીક્ષા કરીએ. બ્રિટિશ સામ્રાજ્યનો ધ્વજ હિંદુસ્તાનના અમુક વિભાગ ઉપર છેલ્લાં દોઢસો વર્ષથી, અમુક પ્રદેશો ઉપર છેલ્લાં સો વર્ષથી અને પંજાબ ઉપર પાંસઠ વર્ષો થયાં ફરકે છે, છતાંયે અખિલ હિંદમાં અત્યારે કેળવણીનું પ્રમાણ ભાગ્યે જ પાંચ ટકા છે. મુખ્યત્વે ખેડૂત અને લશ્કરી વર્ગ તદ્દન અંધારામાં જ રહે છે. આ બન્ને વર્ગને કેળવવા સરકારે શું કરેલ છે ? કાંઇ પણ નહિ. આ વર્ગને કેળવવામાં આવે તો અત્યારે જેમ તેઓ સરકારનાં હથિયાર બની રહેલ છે, તેમ કેળવણી મળતાં ન રહે. તેટલા અર્થે જ સરકાર તેમને અજ્ઞાન દશામાં રાખવા માગે છે એમ અમુકનો અભિપ્રાય છે.

હિંદુસ્તાનની જમીનમાંથી અત્યારે રસકસ ઊડી ગયેલ છે. એ ધંધો હવે લાભદાયી નથી રહ્યો. તેથી પંજાબીઓ તેમાં સબડવા કરતાં અન્ય દેશોમાં કામ કરવાનું વધારે ચાહે છે. બ્રિટિશ સામ્રાજ્યના પ્રાતઃકાળમાં હિંદુસ્તાનનો કેળવાયેલ અને વ્યાપારી વર્ગ વધારે સમૃદ્ધિવાન, આબાદ અને સુખી હતો. પરંતુ અત્યારે તે સ્થિતિ નથી

રહી. કારણ (૧) રેલ્વેથી તથા ખેડૂતો સાથે પરદેશી પેઢીઓના સીધા સંબંધથી (૨) જે રાહત તથા સગવડ શરૂઆતમાં મળતાં તે હવે નથી (૩) તેમની પ્રત્યે નોકરશાહીનું અનિચ્છનીય વર્તન. હિંદુસ્તાનના લગભગ સર્વ પ્રાંતોમાં ખેડૂતોના હિતરક્ષણ અર્થે કાયદો પસાર કરવામાં આવેલ છે, પરંતુ એ કાયદાનો મૂળ હેતુ દેશના વ્યાપારને ધક્કો પહોંચાડવાનો છે. હિંદુસ્તાનના કોઈ પણ વિભાગમાં હુન્નરઉદ્યોગને લગતી એક પણ શાળા નથી. આંતરરાષ્ટ્રીય વ્યાપારના ચાલુ જમાનામાં અન્ય દેશોની ભાષા શીખવાની સગવડ એક પણ કોલેજમાં નથી. હિંદુસ્તાન સાથેનો વ્યાપાર વધારવાના હેતુથી જર્મન, ઓસ્ટ્રિયન, ઇટાલિયન, અમેરિકન, કે જાપાનિઝ પ્રજા પોતાના જ વતનમાં રહી હિંદુસ્તાનની તેમજ અંગ્રેજી ભાષા શીખી શકે છે. કિંતુ અમારા વિદ્યાર્થીઓને માટે જર્મન, ફ્રેંચ જાપાનિઝ વગેરે ભાષાઓનું ધોરણ કોલેજોમાં દાખલ કરવાનો વિચાર અમારી હિંદી સરકારને સ્ફુર્યો નથી. હિંદુસ્તાનના યુવકોનું સમસ્ત વિદ્યાર્થીજીવન આંગ્લભાષા શીખવામાં જ પસાર થાય છે, પણ હિંદુસ્તાનને બીજા રાષ્ટ્રોની ભાષા શીખવામાં કે તેમની સાથે વ્યાપારમાં ઊતરવાની કશી આવશ્યકતા નથી, કારણ કે અંગ્રેજ પ્રજા તેમને માટે બધું કરે છે! હિંદુસ્તાનનો વ્યાપાર ખીલે, અન્ય રાષ્ટ્રો સાથે હિંદીઓ સહેલાઈથી વેપાર કરી શકે તેટલા અર્થે તેમને ઉત્તેજન આપવું એ કાર્ય સરકારનું નથી!

ભારતવર્ષમાં એક પણ એવી કોલેજ નથી કે જ્યાં હિંદી વિદ્યાર્થીઓ પ્રવીણ વિજ્ઞાનશાસ્ત્રી બની શકે; દેશમાં અનેક પ્રકારની ખાણો છે છતાં તે સંબંધીનું જ્ઞાન પ્રાપ્ત કરવા અમારા વિદ્યાર્થીઓ માટે એક પણ સાધન નથી; હિંદી બંદરોમાંથી અનેક સ્ટીમરો પસાર થાય છે, કિંતુ તે પરત્વેનું જ્ઞાન હિંદી યુવકોને મળે એવું એક પણ સ્થળ નથી; હિંદુસ્તાન સુંદર સ્થળોથી ભરપૂર છે, પરંતુ વહાણનો ઉદ્યોગ ખીલવવાનું સ્થળ ક્યાંય નથી. આ બધા પ્રશ્નો ઉપર સરકારે

શા માટે ધ્યાન આપવું જોઇએ ? કારણ દેશનો હુન્નરઉદ્યોગ ખીલવવો, પ્રજાને પ્રગતિમાન બનાવવી એ કાર્ય તેમનું નથી. અલબત્ત ઇંગ્લંડની પ્રજાના ખોરાક માટે કાચો પાક તૈયાર કરાવવામાં તેઓ પોતાનાં બધાં સાધનોનો ઉપયોગ કરે છે. પ્રથમ તો હિંદુસ્તાનનું બજાર એકહથ્થુ કરવાની તેમની ધારણા હતી પરંતુ તેમની આંતરરાષ્ટ્રીય વ્યાપાર નીતિથી એ મુરાદ ન ફળી અને અત્યારે જર્મની, જાપાન તેમની સાથે સ્પર્ધા કરી રહેલ છે. ભારતીય પ્રજાની આબાદી અર્થે દેશના હુન્નરઉદ્યોગ ખીલવવાનો વિચાર સરકારને નહિ સ્ફુર્યો હોય તેમ માનવું ભૂલભરેલું છે, પરંતુ પોતાની જ ગોરી પ્રજાના હિતને તેઓ તરછોડી શકતા નથી.

ભારતીય પ્રજા વિફરી ન બેસે એટલા સારુ તેમને માટે આવશ્યક પ્રાથમિક તેમજ ઉચ્ચ પ્રકારનાં કેળવણીનાં સાધનો ખુલ્લાં નથી મૂકી શકતી, દેશને હુન્નરઉદ્યોગોની શાળાઓ સરકાર આપવા નથી ઇચ્છતી, હિંદના સાહસોને તે ઉત્તેજન નથી આપતી; કારણ તેમને દહેશત રહે છે. આ સર્વથી તેમના દેશના ઉદ્યોગો પાયમાલ થાય. ઉચ્ચ ધોરણનું વ્યાપારિક શિક્ષણ, બીજા દેશોની ભાષાઓનું જ્ઞાન તથા નૌકા સૈન્યની કેળવણી પ્રજાને ન મળે તેને માટે તેઓ સાવચેત રહે છે, કારણ કે બીજી પ્રજાઓના વ્યાપારિક તેમજ અન્ય પ્રકારના સમર્ગમાં હિંદુસ્તાની પ્રજા આવે એ અમારી સરકાર નથી ઇચ્છતી. આટલુ છતાં પણ અંગ્રેજ સરકાર ભારતવર્ષનું સર્વ પ્રકારનું હિત કરી રહેલ છે; તેમ જગતને અને હિંદીઓને મનાવવા માગે છે,

હિંદુસ્તાનની પ્રજાએ અજ્ઞાન, અભણ અને ઔદ્યોગિક તથા વ્યાપારિક વિષયોમાં પરતંત્ર અવસ્થામાં જ રહેવું જોઇએ, કારણ કે તે ઇંગ્લંડની પ્રજાને સંપૂર્ણ લાભદાયી છે !

હિંદની સરકાર વિજ્ઞાન, એન્જીનિયરિંગ કે વૈદકનું ઉચ્ચ પ્રકારનું શિક્ષણ હિંદીઓને આપવા ચાહતી નથી કારણ સ્પષ્ટ છે. આ ધંધાને અંગેની જગ્યાઓ તેઓએ ગોરાઓને માટે નિર્માણ કરેલ છે. છેલ્લા

થોડા સમયમાં જ ગ્રેટ બ્રિટન તેમજ વિદેશી વિશ્વવિદ્યાલયોમાં આંગ્લ પદ્ધતિ ઉપર સંપૂર્ણ કેળવાયેલ અને પ્રવિણ થયેલ ભારતીય વિદ્યાર્થીઓની સંખ્યા અતિશય વધી પડેલ છે. ગોરાઓની સંખ્યા ઓછી ન કરે ત્યાં સુધી આ તરુણોને સારી જગ્યાઓ ન જ મળી શકે. સરકાર એ નથી ચાહતી. પરિણામે અર્ધદગ્ધ, તદ્દન નાલાયક ગોરાઓના હાથ નીચેની જગ્યાઓ તેમને ના છૂટકે સ્વીકારવી પડે છે. સિવિલ સર્વિસ વગેરેની પરીક્ષા વિલાયતમાં લેવાય છે; આ પણ એક અન્યાયરૂપ જ છે. આવી રાજનીતિ અખત્યાર કર્યા પછી પણ શું તેઓ એમ કહી શકશે કે અંગ્રેજ સરકાર રાષ્ટ્રીય સરકાર જેટલી જ અથવા તેથી વધારે સારી છે?

આ બધામાં દીવા જેવી સ્પષ્ટ હકીકત તો એ જ છે કે અમારી સરકાર ઉચ્ચ હોદ્દાઓ હિંદીઓને સુપ્રત કરવા ઇચ્છતી નથી, કારણ કે હિંદીઓ ઉપર તેમને સહેજ પણ વિશ્વાસ નથી. અને અંગ્રેજો હિંદમાં ચાલી રહેલ ખાનગી શાળાઓને તથા કૉલેજોને વહેમની દૃષ્ટિથી જુએ છે. તેથી જ તેઓ કેળવણીખાતામાં નિરીક્ષક (Inspector) તેમજ અધ્યાપક તરીકે ગોરાઓની નિમણૂક કરે છે, કદાચ કોઈ પણ સ્થળે સારી જગ્યાઓ ઉપર હિંદીઓની નિમણૂક થતી હશે પરંતુ તેમની સંખ્યા પ્રમાણમાં અલ્પ હોઈ તેમને માટે ઓછી ધાસ્તી રાખે છે. પ્રાંતિક ધારાસભાઓ તેમજ મ્યુનિસિપલ સંસ્થા માટે પણ સરકારને બહુ જ ભય રહે છે. હિંદીઓ ઉક્ત જગ્યાઓ કે સંસ્થાને માટે નાલાયક છે એ તો સરકારની દલીલ તદ્દન ખોટી છે, પરંતુ દહેશત ત્યાં છે કે તેમ કરવા જતાં સરકારની સત્તા હિંદીઓના હાથમાં જાય છે, આથી જ સરકાર પોતાની સત્તા બળવત્તર કરતી જાય છે.

ભારતવર્ષ પરતંત્ર છે. તેના ઉપર વિદેશી સરકાર છે, જેથી તેના રાજતંત્રની પદ્ધતિ વિદેશી પ્રજાના લાભ અર્થે રચાયેલ હોવી

જોઈએ. અંગ્રેજ પ્રજા એ એક ભલી પ્રજા છે. સર્વ અંગત વ્યવહારોમાં તેઓ પ્રામાણિક, નિખાલસ તથા વિશ્વસનીય છે, કિંતુ જ્યારે આખીયે પ્રજાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે તેઓ પોતાની પ્રજાનું હિત જાળવવા મથે છે. તે સમયે પોતાના ઉદ્દેશને ફળીભૂત કરવા ગમે તેટલો અન્યાય કે જુલમ ગુજારવામાં રતિભાર પણ વિચાર કરતા નથી.

મહાન વિચારક અને રાજદ્વારી નીતિવિશારદ અંગ્રેજ પુરુષો ધારે છે અને ઉપદેશે છે કે રાજ્ય એ પ્રજા માટે છે, 'પ્રજા અને રાજ્ય એ અન્યોન્ય સંબંધ ધરાવનારા શબ્દો છે. તથા પ્રજા કરતાં રાજ્યનો દરજ્જો વધે છે, રાજ્ય માટે જ પ્રજા હસ્તિ ધરાવે છે ' એ જર્મન પ્રોફેસર ટ્રાયસ્કે ( Treitschke ) નું કથન અનીતિમય તથા અવ્યવહારુ છે. ઇંગ્લંડ અને સંસ્થાનોમાં બ્રિટિશ પ્રજા ગમે તેવી નીતિ અખત્યાર કરે, પરંતુ હિંદુસ્તાનના રાજતંત્રમાં તો ઉક્ત જર્મન પ્રોફેસરની નીતિને જ અનુસરે છે. ભારતવર્ષ ઉપર વિદેશી તંત્રનો દોર છે. જેથી એ તંત્ર પ્રજા સાથે સહેજ પણ સંબંધ નથી ધરાવતું, પરિણામે પ્રજાના હિત કરતાં અંગ્રેજ પ્રજાનું હિત વધારે જળવાય છે. ધ્યેયને અનુસરી રાજ્યદીવટ ચાલે છે. જ્યાં સુધી એ ધ્યેય ન બદલે ત્યાં સુધી આર્યાવર્ત અવનત દશામાં જ રહેવાનું.

એક જ સ્થળે ન ભરાય તેની સામે અમુક મુસ્લિમોએ વિરોધ દર્શાવ્યો હતો, અને ખૂબ જહેમત ઉઠાવેલ હતી, કિંતુ રાષ્ટ્રીય જુસ્સાવાળા મુસ્લિમ યુવકો પાસે તેમના પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા. પરિણામ એ આવ્યું કે બન્ને સંસ્થાના સભ્યો એક જ સ્થળે મળ્યા, અન્યોન્યના વિચારોની આપ લે કરી, એક બીજાને સમજતા થયા અને અંતે બન્ને પક્ષને દઢ પ્રતીતિ થઇ કે બન્નેનુ ધ્યેય, ઉદ્દેશ તથા લડતની ભૂમિ એક જ છે. હિન્દી મહાસભાના અધ્યક્ષ મહાશયના જેટલા જ જુસ્સાથી મુસ્લિમ લીગના પ્રમુખ સાહેબે જાહેર કર્યું કે હિંદને અવિલંબે સ્વરાજ મળવું જોઇએ, ફરજિયાત કેળવણીની પ્રથા સર્વત્ર દાખલ થવી જોઈએ, હુન્નરઉદ્યોગોની ખિલવણી તથા પ્રગતિમાં સરકાર તરફથી સંપૂર્ણ સહાનુભૂતિ અને સહાય્ય મળવાં જોઇએ, સર્વ ઉદ્યોગોની પ્રગતિ સામેના બંધનો દૂર થવાં જોઈએ. બન્ને સંસ્થાઓએ હોમરૂલની યોજના ઘડવા એક સંયુક્ત મંડળ નીમ્યુ

અમોઘ શક્તિ ધરાવનાર, વિશ્વવિખ્યાત, સ્વદેશપ્રેમી છતાં ભારતવર્ષને પોતાની માતૃભૂમિ બનાવનાર થિયોસોફિકલ સોસાયટીનાં સરનશીન અંગ્રેજ બાનુ મિસિસ એની બિસાંટ તરફથી હિંદી મહાસભા તથા મુસ્લિમ લીગથી તદ્દન સ્વતંત્ર હોમરૂલ લીગ સ્થાપવાના ઉદ્દેશથી એક નિવેદન પ્રગટ કરવામાં આવ્યુ. હિંદુ તેમજ મુસ્લિમોએ એ યોજનાને સહર્ષ વધાવી લીધી. મહાસભાના અમુક અગ્રેસરોને લીગની સ્થાપનામાં દહેશત લાગી, કિંતુ વિશિષ્ટતા એ હતી કે આ વિરોધ છતાં અખિલ હિંદી જનતાએ આ યોજનાને સહર્ષ વધાવી લીધી. અમુક અલ્પ અપવાદ સિવાય રાષ્ટ્રીય અખબારોએ તથા લોકનાયકોએ તેને પ્રતિપાદન કરનારા અભિપ્રાયો વ્યક્ત કરેલ છે. આ યોજનાનો કેવી રીતે અમલ કરવો તે ઉપર વિચાર ચલાવવા હોમરૂલ લીગની યોજનાને અનુમોદન આપનારાઓની એક સામાન્ય સભા મુંબઈમાં મળી. સર્વપક્ષમાન્ય સ્વરાજ બંધારણનો

ખરડો સયુક્ત મડળ ન કરે ત્યાં સુધી મિ૰ મિ૰ એની બિસાન્ટે અમુક અગ્રેસરો સાથે સહેજ મતભેદ થતાં હાલ તુરત એ યોજનાને પડતી મૂકેલ છે. આ રીતે ભારતીય રાષ્ટ્રીય પ્રવૃત્તિ પ્રગતિમાન અને બળવત્તર થતી જાય છે.

અન્ય રાષ્ટ્રોમા જેમ બનતુ આવ્યુ છે તેમ અહીં પણ બે પક્ષો છે એક શસ્ત્રબળને પ્રાધાન્ય આપનાર, બીજો શાન્ત ચળવળમાં માનનાર. આ બન્ને પક્ષોનુ ઐક્યબળ સરકારને એક સમય અવશ્ય હંફાવશે. વધારે આશાજનક તો એ છે કે મુસ્લીમ બિરાદરોએ પોતાનાં વલણ અને નીતિ બદલેલ છે. બન્ને પક્ષ વચ્ચે વિખવાદ જોવા સરકાર હમેશા આતુર હોય છે, અને તે સંબંધમા અવિરત પ્રયત્નો સેવ્યે જ જાય છે આ પ્રયત્નોમાં અમુક સમય સુધી તો તે સફળ નીવડી, પરતુ છેલ્લાં ચાર વર્ષ થયા સમયનો પ્રવાહ બદલાયો છે. મુસ્લિમ કોમને હવે પ્રતીતિ થઈ છે કે હિંદુઓથી અલિપ્ત રહેવાથી કોમને લાભને બદલે હાનિ જ છે પોતાના હિંદુ બધુઓની જેમ તેમને પણ લાગેલ છે કે પોતાના વિચારોમા અને પ્રેમમાં પ્રથમ સ્થાન આર્યાવર્તને મળવુ જોઇએ; ધર્મમા મુસ્લિમ પરતુ રાજદ્વારી પ્રશ્નોમાં ચુસ્ત હિંદી જ રહેવુ જોઇએ તદ્દત્ મુસ્લિમોના ભૂત વર્તનને અંગે હિંદુઓના હૃદયમા જે ભિન્નતાની લાગણી હતી તે મુસ્લિમોના આવા વર્તનથી દૂર થવા લાગી પોતાના ધર્મની સહેજ પણ અવગણના કર્યા વગર આર્યાવર્ત એ પોતાની માતૃભૂમિ છે, તેના અનાદિ ગૌરવમાં પોતાનો હિસ્સો છે, એ ભાવના મુસ્લિમોના હૃદયમા જાગી છે હિંદુઓને પણ પ્રાય. પ્રતીતિ થવા લાગી છે કે ઇતિહાસપ્રણેતાઓએ ચિતરેલ છે તેવુ મુસ્લિમોનું રાન્ય ખરાબ ન હતું મુસ્લિમો માનતા થયા છે કે પોતાના ધર્મ કે કોમ પ્રત્યે અસહિષ્ણુતા દાખવ્યા વિના હિંદુઓની માફક તેઓ હિંદુઓના રામાયણ અને મહાભારત માટે, હિંદુઓના રામ અને કૃષ્ણ માટે, હિંદુઓના વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન માટે અભિમાન લઈ શકે છે. હિંદુઓના હૃદયમાં પણ ભાવના જન્મી

છે કે તેઓ પણ મુસ્લિમ બિરાદરોની જેમ તેઓના શેરશાહ, અકબર અને શાહજહાં, અલ્બરૂની, ઇબ્નબતૂતા, અબુલ ફઝલ, ફૈઝી અને ગાલીબ માટે અભિમાન ધરાવી શકે છે. અરે તેથી પણ આગળ વધી તેઓ માની શકે છે કે ઇતિહાસે દર્શાવેલ છે તેવું ઔરંગઝેબનું જીવન અનિષ્ટ ન હતું. પોતાના ધર્મ કે કોમની સહેજ પણ લાગણી દૂભવ્યા વગર અન્યોન્યના ઉત્સવોમાં ભાગ લઈ શકાય છે, અન્યોન્યના ઉજ્જવળ ભૂતકાળ માટે અભિમાન ધરાવી શકાય છે એમ હિંદુ અને મુસ્લિમો માનતા થયા છે.

(૮)

ઉપર્યુક્ત કથનો મેં મારા મગજમાંથી નથી ઉપજાવી કાઢેલ. ૧૯૧૫ના ડિસેમ્બરમાં મુંબઈમાં ભરાયેલ અખિલ હિંદ મુસ્લિમ લીગના અધિવેશનના અધ્યક્ષ મઝર–ઉલ–હકના ભાષણમાંથી ઉદ્ધૃત કરેલ નીચેના ફકરામાં વાંચક એ વિચારો જોઈ શકશે.

"આ વર્ષે અખિલ હિંદ મુસ્લિમ લીગના પ્રમુખ તરીકે અપૂર્વ માન મને અર્પવા માટે આપ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. હિંદની સમસ્ત મુસ્લિમ જનતાની સર્વ પ્રકારની પ્રગતિ સાધવા અર્થે , દેશની આધુનિક પરિસ્થિતિ ઉપર સંપૂર્ણ વિચાર ચલાવવા, તેમાં પોતાનું સ્થાન નકી કરવા અર્થે આખીયે મુસ્લિમ જનતાના પ્રતિનિધિઓના ભરાયેલ આ અધિવેશનના પ્રમુખ થવું એ હું અભિમાનરૂપ માનું છું.

"સમય અને સંજોગો બદલાયા છે, શાન્તિમય વાતાવરણ વચ્ચે આપણી કોમ તથા સરકાર સમક્ષ આપણા વિચારો, આપણી માગણીઓ નિખાલસપણે મક્કમતાથી રજૂ કરી શકવામાં સ્હેજ પણ ભય નથી. પરતુ અત્યારે તે સમય નથી. યુરોપમાં પ્રજાઓની વચ્ચે ચાલી રહેલ ખુનખાર યુદ્ધને અંગે ઉપસ્થિત થયેલ સામ્રાજ્યના આ કટોકટીના પ્રસંગે પ્રજામાં અનિચ્છનીય ઉશ્કેરણી

ફેલાય, અથવા બહારની પ્રજાઓને ભારતની બિનવફાદારીની સહેજ પણ ગંધ આવે તેવાં કટુ ભાષણ નહિ કરવાની આપણી ફરજ છે.

"હિંદના પશ્ચિમ કિનારા ઉપર ત્રીજા ખલીફાએ કરેલ આક્રમણ દ્વારા મુસ્લિમોનું આ દેશમા પ્રથમ આગમન થયુ. હેસ્ટિંગ્સની લડાઈમાં વિલિયમે સેક્સન પ્રજાને હરાવી તેની ચારસો વર્ષ પૂર્વનો એ સમય હતો. અવારનવાર મળેલ વિજયોથી મુસ્લિમ રાજ્યની ઇમારત બંધાઈ આ આક્રમણકારોએ હિંદને પોતાનું વહાલુ વતન માન્યુ. તેઓ હિંદની પ્રજામા ભળ્યા, તેના વાતાવરણમાં ઓતપ્રોત થયા અને તેને પોતાની માતૃભૂમિ બનાવી. અરબસ્તાન, ઈરાન અને અને અન્ય પ્રદેશોમાથી ઇસ્લામીઓની સંખ્યા પ્રાયશઃ હિંદુસ્તાનમા વધવા લાગી અહીંની પ્રજાના મિશ્રણથી મુસલમાનોનુ મૂળ બિરદ ક્ષીણ થતું ચાલ્યુ અત્યારે હિંદુસ્તાનની ૭ કરોડ મુસ્લિમ વસ્તીમાથી પોતાની જાતને મૂળ ઓલાદમાથી ઊતરી આવેલ તરીકે ઓળખાવનારની સંખ્યા ફક્ત એંશી લાખની છે. ઇસ્લામીઓએ પોતાનાં સાહિત્ય તથા કળાથી હિંદની પ્રણાલિકા તથા સંસ્કૃતિને દીપાવી, તેની ખિલવણી તથા પ્રગતિમા પોતાની બુદ્ધિનો હિસ્સો આપ્યો હિમાલયથી તે કુમારિકા સુધીના સમસ્ત દેશમા, મુસ્લિમ રાજ્યના ઉજ્વળ સમય દરમ્યાનના કળા તથા સભ્યતાના સ્મરણચિહ્નો સ્થળે સ્થળે ઝળહળી રહેલ છે. સમસ્ત પ્રજાના સંયુક્ત બળથી તથા બન્ને પ્રણાલિકાના સંમિશ્રણથી જગતના ઇતિહાસના પાનાં પર અદ્ભુત સંસ્કૃતિ ચડેલ છે

"ઇસ્લામી રાજ્ય દરમ્યાન, જાતિ, રંગ કે ધર્મભેદ વગર રાજ્યના સર્વ હોદ્દાઓ ફક્ત લાયકાત અને યોગ્યતાને જ અવલબી સર્વ વર્ગ માટે ખુલ્લા હતા. પ્રધાન, સેનાધિપતિ, અને નાણાં વિભાગ વગેરે જગ્યાઓ ઉપર હિંદુઓની જ નિમણૂક કરવામાં આવતી હતી. અન્યોન્યની સંસ્કૃતિ તથા રીતરિવાજોની એકબીજા ઉપર કેવી

અસર થયેલ છે. તે આપણી લોકવાર્તાએ પુરવાર કરે છે. બહારના દેશો સાથે મુસ્લિમોએ જે સંબંધ જાળવ્યો તે કેવળ ધાર્મિક જ હતો, જે સંજોગો અનુસાર અનિવાર્ય હતો. હિંદુસ્તાનમાં આપણું સ્થાન ક્યાં છે તે ફક્ત બે જ શબ્દોમાં વર્ણવી શકાય. આપણે હિંદી મુસ્લિમો છીએ. આ " હિંદી મુસ્લિમો " શબ્દો આપણી રાષ્ટ્રીય તથા ધાર્મિક ભાવનાનું ચિત્ર રજૂ કરે છે. જ્યાં સુધી એ બન્ને અંગેની ફરજો તથા જોખમદારી આપણે સમજતા રહીશું ત્યાં સુધી હિંદુસ્તાનને બેવફા નીવડવાનો સમય આપણે માટે હરગીજ નથી આવવાનો.

" હિંદી મુસ્લિમો એ પ્રથમ હિંદીઓ છે.

" ઇસ્લામ સિવાયના આપણા અન્ય બિરાદરો પ્રત્યે આપણો કેવો સબંધ છે, તેમજ તેમના પ્રત્યે આપણી કઈ કઈ ફરજો છે તે વિષેના, મારા વિચારો મેં કદી ગુપ્ત રાખેલ નથી. અનેકવાર વ્યક્ત કરેલ વિચારોને પુનઃ અત્રે રજૂ કરું છુ ભારતવર્ષની રાજનીતિને સંકુચિત દૃષ્ટિથી નહિ નિહાળનારાઓમાંનો હું એક છું. સમસ્ત ભારતના કલ્યાણના, ન્યાયના પ્રશ્નો જ્યારે જ્યારે ઉપસ્થિત થાય છે ત્યારે ત્યારે મારી કે અન્ય કોમ અથવા વ્યક્તિના સ્વાર્થ કે હકનો ભેદ રાખ્યા વગર અખિલ ભારતની પ્રગતિ સાધનારાઓની તરફેણમાં હું સદૈવ ઊભો રહું છું, અને અંત સુધી હું હિંદી તરીકે જ ઊભો રહીશ.

" હિંદની જનતા સમક્ષ ઉચ્ચ આદર્શ, ધ્યેયો તથા કાર્યપદ્ધતિની રૂપરેખાઓ દેશનાયકો તરફથી રજૂ કરવામા આવે છે, પરંતુ ઉક્ત આદર્શ ધ્યેય વગેરેને કેવો ઓપ ચડાવવો તે સામાન્ય જનસમૂહ ઉપર અવલંબેલ છે, જેથી ઘણીયે વાર આદર્શો નહિ ઇચ્છવા યોગ્ય કાર્યોમાં પરિણમે છે. દેશના રાજવહીવટમાં ભારતીય તનુજોને સમાન દરજ્જાનો હિસ્સો મળ્યો હોત તો હિંદનું રાજ્યવહીવટી ધોરણ રાષ્ટ્રીય બન્યુ હોત, નોકરશાહી હિંદમાં ક્ષણે ક્ષણે જે ગંભીર ભૂલો કરે છે તે ન થાત. નોકરશાહી સામે જનસમૂહ તરફથી પ્રકોપભર્યા આક્ષેપો

થાય છે તે ન થાત, અને દેશે અત્યારે પોતાનો અપૂર્વ ઉત્કર્ષ સાધ્યો હોત. જ્યાં સુધી હિંદની સરકાર રાષ્ટ્રીય ન બને, જ્યાં સુધી તેની રાજ્યનીતિનું ધોરણ પ્રજાના જ કલ્યાણ અર્થે ન ઘડાય ત્યાં સુધી હું નથી ધારતો કે ભારત કદી જંપીને બેસે.

ગૃહસ્થો, વધારે સ્પષ્ટ કરવા માટે વિસ્તૃતપણે આ વિષયને ચર્ચવો પડશે, કે જેથી હું નિર્દેશ કરી શકું કે બ્રિટિશ રાજનીતિજ્ઞોએ ફક્ત ભારતને જ નુકસાન કરેલ છે તેટલું જ નહિ કિંતુ બ્રિટિશ રાજ્ય-ઇમારતના પાયા કેવા ડગમગતા કર્યા છે. મેં અગાઉ વિવેચન કરેલ છે કે આપણા દેશના રાજવહીવટમાં આપણો બિલકુલ હિસ્સો નથી. દેશના નોકરશાહીતંત્રમા એક પણ સ્થાન શું આપણને મળે છે? દરેક રાષ્ટ્રમાં સરકારી નોકરીનાં મુખ્ય ત્રણ અંગ ગણાય છે, લશ્કરી, દરિયાઈ સૈન્ય અને સનંદી.

"પહેલા લશ્કરી પ્રકરણ લઈએ. ભારતભૂમિ ઉપર લાખોની સંખ્યામાં લડાયક વીરપુરુષો વસે છે, છતાં લશ્કરમાં એક પણ સારી જગ્યા હિંદીને મળતી નથી. સુબેદાર કે રસાલદાર સિવાય એક પણ ઉચ્ચ પદવીની આશા આપણાથી ન રાખી શકાય. હિંદી લશ્કરની સંખ્યા અમુક હદમાં જ હોય છે, સામાન્ય જનસમૂહ નિઃશસ્ત્ર રહે છે, દેશને નામોશીરૂપ શસ્ત્રબંધીનો કાયદો રંગધર્મભેદના અપવાદ સાથે પ્રવર્તે છે. સામાન્ય જનતા ઉપર ચોરલૂંટારાઓનાં આક્રમણ થાય, તેમના ધનમાલ જીવનને લૂંટી લે છે પરતુ તેની સામે સ્વરક્ષણની શક્તિ પ્રજામા નથી.

"અમુક સ્થળોએ તો લાઠી પણ ભયરૂપ હથિયાર લેખાય છે. યુરોપની રણભૂમિ ઉપર જ્યારે બ્રિટિશ અમલદારો—અમુક કપાઈ ગયા, અમુક અશક્ત નીવડયા ત્યારે—તેમની ગેરહાજરીમાં આપણા સૈનિકોએ દર્શાવેલ બહાદુરી અને અદ્‌ભુત પરાક્રમોની બ્રિટિશ અખબારોએ અતુલ પ્રશંસા કરેલ છે. અમારા યુવકો જ્યારે આવી અપૂર્વ

શક્તિ ધરાવે છે, ત્યારે અમે પૂછી શકીએ ખરા કે શા માટે શાન્તિના સમયમાં પણ અમારા ઉપર વિશ્વાસ નથી રખાતો ?

"જો ભારતીય વીર તનુજોને કેળવવામાં આવ્યા હોત તો સામ્રાજ્યને આ પ્રસંગે લાખોની સંખ્યામાં લડાયક પુરુષોની મહાય્ય મળી હોત, પરતુ હિંદને એવી સ્થિતિમાં રાખવામાં આવેલ છે કે ન તો તે સ્વરક્ષણની શક્તિ ધરાવે છે કે ન તો તે ગ્રેટ બ્રિટનને માટે કંઈ કરી શકે. કદાચ હિંદ ઉપર કાળુ વાદળ ઘેરાય તો ગૃહ, કુટુંબ કે રાષ્ટ્ર અર્થે ઝૂઝવાની અમારી અશક્તિ તથા નિર્માલ્યતાને અંગે આત્મરક્ષણ અર્થે જાપાન કે રૂશિયા પાસે દોડવું પડે. ગમે તેવા પ્રતિકૂળ વાતાવરણ સામે ઝૂઝવાનું આત્મબળ, અવિરત પરિશ્રમ અને ગમે તે પ્રકારની મુશ્કેલીઓને જીતી લેવાની અદ્ભુત શક્તિ, ગમે તેવી ફરજો માટે અડગ ભક્તિ, માતૃભૂમિ અર્થે પ્રાણાર્પણ કરવાની તમન્ના—પ્રજાએ જીવવુ હોય તો આ સદ્ગુણો તેનામાં હોવા જોઇએ પરતુ પ્રજા સ્વતંત્ર હોય તો જ એ સર્વ બની શકે તેમ છે. શારીરિક કેળવણીના દ્વારો બધ કરવા તે પ્રજાને કારાગૃહમાં ગૂંગળાવી મૃત્યુને આધીન કરવા જેવું છે.

"નૌકાસૈન્ય તો આપણે માટે નથી. હિંદુસ્તાનની અંદર કુદરતી સર્વ સાનુકૂળ સાધનો છે, પ્રજામાં શક્તિ છે, છતાં અમારા આ જન્મસિદ્ધ હકનો ઇન્કાર કરીને ખુદ ઇગ્લંડે પોતાને નુકશાન પહોંચાડેલ છે. એવો આક્ષેપ કરવામાં આવે છે કે હિંદીઓ તેને માટે લાયક નથી. પરન્તુ કેળવણી આપ્યા વગર તેમ કહેવું તે તદ્દન અન્યાયી છે ભારતનો પ્રાચીન ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે.

હવે સનંદી નોકરી વિષે. હું નથી સમજી શક્તો કે શા માટે આ નોકરી પણ આપણે માટે બધ છે ? હિંદીઓની બુદ્ધિશક્તિનો આ દિશામાં પ્રયોગ કરતાં સરકાર શા માટે ખમચાય છે ? શા માટે હિંદીઓને પોલિટિક્લ એજન્ટ કે રેસિડેન્ટની જગ્યાઓ નથી મળતી ?

" હિંદુસ્થાનમાં સિવિલ સર્વિસ એ મુખ્ય નોકરી ગણાય છે. પરન્તુ તેના કાયદા અને કાનૂનો હિંદીઓને નાલાયક ઠરાવે છે. આથી હિંદીઓને તે નોકરીમાં દાખલ થવું તે અસંભવીત તો નહિ પરંતુ લગભગ અશકય છે. એ નોકરીની પ્રાવેશક પરીક્ષા હિંદથી સાત હજાર માઇલ દૂર લંડનમાં લેવાય છે. જેથી હોશિયાર, ચાલાક, ઉત્સાહી અને ભાગ્યશાળી યુવકો જેઓ અંગ્રેજો સાથે હરિફાઈમાં ઊતરી શકે તેવા છે તેમને પણ વિદેશી આંગ્લ ભાષામાં પરીક્ષા આપવી પડે છે. ઇંગ્લંડ અને હિંદ બન્ને સ્થળોએ પરીક્ષાનાં ધોરણો શા માટે દાખલ કરવામાં નથી આવતાં તે મારી સમજણમાં આવતું નથી.

" પોલિસ, જંગલ તથા કેળવણી ખાતા જેવાં નાનાં ખાતાંઓમાં પણ સર્વ ઉચ્ચ જગ્યાઓ અંગ્રેજો માટે જ રાખવામાં આવેલ છે. અને હિંદના વતનીઓને જવાબ મળે છે કે તે જગ્યાનાં દ્વારો તમારે માટે બંધ છે. આવી સાધારણ ધોરણની જગ્યાઓની હિંદીઓ આશા રાખે જ પરતુ તે પરત્વેની હિંદીઓની અવારનવાર માગણીઓનો પણ તિરસ્કાર કરવામાં આવેલ છે.

" ગૃહસ્થો ! હવે દેશના આર્થિક પ્રકરણ ઉપર આવું છું. આ દિશામાં આપણે કેટલી પ્રગતિ કરી તેનું જરા નિરીક્ષણ કરીએ. ભારત મુખ્યત્વે ખેતીનો દેશ છે. ગામડાંમાં રહેનારા લાખો માનવીઓનો નિર્વાહ ખેતી ઉપર છે, દેશનું જીવન અને ઉત્કર્ષ તે ઉપર અવલંબેલાં છે. આ લાખો ગ્રામ્ય જનોની ગરીબી દૂર કરવા સરકારે કયાં પગલાં ભરેલાં છે ?

" આ વિસ્તૃત વિશ્વમાં હિંદ કુદરતી બક્ષિસોથી ભરપૂર એક સર્વોપરિ રાષ્ટ્ર છે. તેની ભૂમિમાં કપાસ, ઘઉં, શણ વગેરે બહોળા પ્રમાણમાં પાકે છે, હિંદમાં સર્વત્ર સોનાની, રૂપાની, કોલસાની, લોઢાની અને છેવટ પથ્થર સુધીની ખાણો પથરાયેલ છે. તેની એક પણ નદી કે

જંગલ એવું નથી કે જે માનવજાતિને નિરુપયોગી હોય. આવી ફળદ્રુપ ભૂમિમાં તેનાં બાળકોની આજે શી દશા છે? બીચારા ખેડૂતો બનતા પ્રયત્નો કરે છે, પરંતુ ખેતીના વૈજ્ઞાનિક સાધનોના અભાવે જે ઉપજ થવી જોઇએ તે નથી થતી. આજે એ ખેડૂતો કંગાલ દશા ભોગવે છે.

"વ્યાપાર અને હુન્નરઉદ્યોગોમાં પણ આજે આપણી શી સ્થિતિ છે? **જગતને એક સમય હંફાવનાર અમારા જીવનસમ હુન્નરઉદ્યોગોનો વિદેશી હરીફાઇએ સદંતર નાશ કરેલ છે, અને હજુયે વિદેશી પ્રજાના લાભ અર્થે દેશને કચરવામાં આવે છે.** આપણી સમક્ષ કપાસ ઉપર જકાતનો દાખલો પ્રત્યક્ષ છે, જે માન્ચેસ્ટર અને લૅંકેશાયરના લાભ અર્થે જ નાંખવામાં આવેલ છે.

"હું હવે પ્રેસ એકટ અને ડિફેન્સ ઓફ ઇન્ડિયા (હિંદસંરક્ષણ કાનૂન) એકટ ઉપર આવું છું. આ બન્ને કાયદાઓએ આપણી કોમના અગ્રેસરોના જાનમાલને ભારે નુકસાન કરેલ છે. આ કાયદાની સામે આપણી આખીયે કોમમાં ભારે પ્રકોપ ફેલાયેલ છે અને મારી કોમના એક અગ્રેસર તરીકે તેમની લાગણીઓને અત્રે રજૂ ન કરું તો મારી ફરજ બજાવતાં હું ભૂલ્યો ગણાઉં.

"ગૃહસ્થો! પ્રેસ એકટ કયા અને કેવા સંજોગો તળે પસાર થયેલ છે તે મને સારી રીતે યાદ છે. આ પ્રેસ એકટ અમુક ક્રાંતિકારો માટે જ છે, તેનો અમલ સામાન્ય જનતા ઉપર કરવામાં નહિ આવે તેવી સમજુતીથી ધારાસભાના સભ્યોએ અનુમોદન આપેલ છે. પરંતુ પરિણામ શું આવ્યું? બધાં મુસ્લિમ અખબારો તદ્દન નિર્જીવ તથા દુઃખદાયક સ્થિતિમાં મુકાયાં છે. 'કોમરેડ' બંધ થયું, હમદર્દનો સંહાર થયો, 'મુસ્લીમ ગેઝેટ' અદશ્ય થયું, 'અલ-હિલાલ' અત્યારે હસ્તીમાં નથી, 'ઝમીનદાર' ચાલુ છે, પરંતુ તેના ઉપર ડેમોક્લેસની તલવાર ઝઝૂમી રહેલ છે. આ કાયદાનો દોર આટલા પ્રમાણમાં

પ્રસરશે તેનો કોને ખ્યાલ હતો? પ્રજાની લાગણીઓને આવી રીતે કચરવી એ શું ન્યાયી છે?"

અખિલ હિંદ મુસ્લિમ લીગના અધ્યક્ષ મહાશયના ભાષણના ઉપર્યુક્ત ફકરા ઉપરથી વાંચક સ્પષ્ટતાથી જોઈ શકશે કે આ પુસ્તકમાં મેં એવું કાંઈ નથી બતાવ્યું કે જે ઉપરોક્ત ભાષણ કરતાં સહેજે વધારે કડક હોય. તે ભાષણમાં સરકાર સામેનો અસંતોષ જાહેર કરતાં સરકાર પ્રત્યેની વફાદારી બતાવવાનું પણ પ્રમુખ સાહેબ ચૂકયા નથી.

આર્યાવર્તમાં ઉષાનો ઉદય થયો છે, બ્રિટિશ સામ્રાજ્ય આ દિવસની ભલે નોંધ કરે. બન્ને કોમ વચ્ચે વિખવાદ તથા કલહ કરાવવામાં સરકાર ચાલાક છે. તેની એ રાજનીતિ છે. પરંતુ ભારતીય પ્રજા હવે જાગૃત થઈ છે, અને હવે સરકારની ચાલાકીઓ જરાયે સફળ થવાની નથી.

ગ્રેટ બ્રિટનની વિશ્વમાન્ય સર્વોપરિ સત્તાને સહેજ પણ હરકત પહોંચાડવાનો ભારતનો ઉદ્દેશ નથી. હથિયારબળ કે અન્ય વિદેશી સત્તાની સહાય્ય સ્વીકારી ભારતવર્ષમાંથી બ્રિટિશ રાજ્યઇમારતને સદંતર જમીનદોસ્ત કરવા કરતાં શાન્તિમય ઉપાયોથી સ્વરાજ મેળવી બ્રિટિશ સામ્રાજ્યના એક ભાગ તરીકે રહેવાનું હિંદ ચાહે છે. પરંતુ અંગ્રેજ સરકાર ભારતને તેના જન્મસિદ્ધ હક્કો આપવાની અવગણના કરી પોતાની શ્વેત પ્રજાના લાભ અર્થે જ અત્યાર સુધી જેમ કચરતી આવેલ છે તેમ ભારતની પ્રજાને ચૂસતી રહેશે તો પછી હિન્દીઓ શું કરી બેસશે તે જાણી શકાતું નથી. છતાં દીવા જેવી સ્પષ્ટ હકીકત તો એ જ છે કે અખિલ આર્યાવર્તની અંદર પોતાની વહાલી માતૃભૂમિની સ્વતંત્રતાની અર્થે તેને ચરણે પોતાની લક્ષ્મી, પોતાનું જીવન સર્વસ્વ હોમી દેનારા નવયુવકોની સંખ્યા દિન પ્રતિદિન વધતી જાય છે.

હવે પ્રજાને બ્રિટિશ સરકાર ઉપર વિશ્વાસ નથી રહ્યો. તે પ્રભુ ઉપર શ્રદ્ધા રાખી રાષ્ટ્રના સ્વાતંત્ર્ય અર્થે પોતાનું નાવ સ્વરાજ મદિર પ્રત્યે આગળ ધપાવી રહેલ છે.

(૯)

આ ભૂમિકા ખતમ કરતાં પૂર્વે આ કાર્યમાં મને ઉત્તેજન સહ સંપૂર્ણ સહાય્ય કરનાર કેલિફોર્નિયા વિશ્વવિદ્યાલયના પ્રોફેસર એ. યુ. પોપ તથા ન્યૂયોર્કના ડો. જે. ટી. સન્ડરલેન્ડનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

અમુક પુનરુક્તિઓ માટે વાંચક મને ક્ષમા કરશે તેવી આશા રાખું છું. મારા પ્રસ્તુત વિચારોની સાથે દેશના ભિન્ન ભિન્નપક્ષો તથા વર્ગો સમત છે તે દર્શાવવા પુનરુક્તિઓ અનિવાર્ય થઈ પડેલ છે.

અતમાં આ પુસ્તકમાં અમુક અંગત બાબતો લખવા માટે મારે વાંચકવૃંદની ક્ષમા માગવાની રહે છે, કારણ તે આત્મશ્લાઘા જેવું લાગે, પરન્તુ પુસ્તકની વસ્તુની સંકલના જાળવી રાખવા ખાતર આવશ્યક જણાતે સ્થળોએ જ ઉલ્લેખ કરેલ છે. હું અંગત વિષય ઉપર બોલું છું તે નહિ બતાવવા ખાતર મેં એક પ્રકરણમાં મારી જાતને ત્રીજા પુરુષ તરીકે સંબોધેલ છે.

રાષ્ટ્રીય પ્રવૃત્તિના ઇતિહાસ માટે આ પુસ્તક બહુ જ નાનું કહેવાય પરન્તુ આખોયે ઇતિહાસ રજૂ કરવા કરતાં હિંદુસ્તાનમાં અત્યારે શું બની રહેલ છે તે સુધરેલ જગતને બતાવવાના ઉદ્દેશથી જ આ પુસ્તક મેં લખ્યું છે. વિદેશી વાંચક વિગતપૂર્વક લાંબી હકીકતોમાં રસ ન જ લે, ઉપરાંત લાંબુ ખર્ચાળ પુસ્તક વાચવાનું પસંદ ન જ કરે એ સર્વ બાબતો ધ્યાનમાં લઈને જ આ પુસ્તકની રચના મેં કરેલી છે. હુરતમાં હિંદને સ્વરાજ મળે, અને તેને અંગેની લાયકાત પ્રજામાં છે, તે વિષય ઉપર પણ મેં વિવેચન નથી કર્યું. કારણ

તેથી પુસ્તકનું કદ મોટું થાય પરંતુ આ વિષયને માટે મોડર્ન રિવ્યુના ૧૯૧૬ ના ફેબ્રુઆરી અંકમાં પ્રગટ થયેલા અધિપતિના લેખ પ્રત્યે વાંચકનું ધ્યાન ખેંચું છું.

બર્કલી, કેલિફોર્નિયા
યુ. એસ. એ
૧ માર્ચ ૧૯૧૬

લજપતરાય.



## પ્રકરણ પહેલું

---

## ભારતીય રાષ્ટ્રીયત્વ ઉપર ઊડતી દૃષ્ટિ .

ભારતીય ઇતિહાસનો સમય ખ્રિસ્તી સંવત પહેલાં હજારો વર્ષ પૂર્વનો છે. આમાંનો ઘણોયે હજુ કાળના ગર્ભમાં છુપાયેલ છે. જે કંઈ પણ જાણવામાં આવે છે તે ઇતિહાસ સ્વરૂપે છેલ્લા એક સૈકા દરમ્યાનમાં જ જગત સમક્ષ રજૂ થયેલ છે. ઇતિહાસનાં સાધનો લાંબા સમયથી જ ભારતભૂમિમાં અસ્તિત્વ ધરાવતાં હતાં; પરંતુ પાશ્ચાત્ય પ્રજાને તેની બહુ જ ઓછી માહિતી હતી.

આર્યાવર્તનો ઇતિહાસ પરિપૂર્ણ રચાયો છે એમ તો ન જ કહી શકાય. પ્રાયશઃ તેની શોધ થતી ગઈ છે, અને હજુ ઘણુંયે પૃથ્વીના પડમાં છુપાયેલ છે, જેથી આર્યાવર્તની પ્રાચીન પ્રણાલિકાની ન્યૂનતા સંબંધી સપૂર્ણ સાધનોના અભાવે અભિપ્રાય બાંધવો તે સહેલું છે, છતાં નિશ્ચયાત્મક રીતે એટલું તો કહી શકાય કે ક્રાઇસ્ટના જન્મ પહેલાં હજારો વર્ષ સુધી ભારતવર્ષમાં અદ્દભુત સંસ્કૃતિ, સુંદર સાહિત્ય, વ્યવસ્થિત સમાજ તથા પ્રજાના જન્મસિદ્ધ હક તથા કાનૂનો ઉપર રચાયેલ રાજ્યબંધારણ વિદ્યમાન હતાં.

તદુપરાંત પાશ્ચાત્ય વિદ્વાનોના અનુવાદોદ્વારા જગત સમક્ષ રજૂ થયેલ આર્યાવર્તના અનાદિ સમયના સાહિત્યના સપ્રમાણ પુરાવાઓ આપણી પાસે મોજુદ છે; જેથી જગતની સુધરેલ પ્રજાને પ્રતીતિ થયેલ છે કે પ્રજાસત્તાક રાજ્યવ્યવસ્થા તેમજ એકહથ્થુ ચક્રવર્તી

નરેશની રાજ્યપદ્ધતિ પ્રાચીન હિંદને અજાણ્યુ ન હતાં. આ સર્વ કેટલા સમય સુધી હતું તે મક્કમતાથી કહેવું મુશ્કેલ છે.

### ભરતખંડ ઉપર પહેલું આક્રમણ

ઇ. સ. પૂર્વે ૩૨૬ માં મહાન સિકંદરે હિંદુસ્તાન ઉપર પહેલી ચઢાઈ કરી. નિઃસંશય અમુક હદ સુધી તે વિજય સંપાદન કરી શક્યો હતો, પરન્તુ આખાયે હિંદુસ્તાન ઉપર તેને કદી વિજય નહોતો મળ્યો. એવું કહેવાય છે કે જિતાયેલા પ્રાંતો ઉપર તેણે સુબાઓ નીમ્યા હતા; પરંતુ એ તો ઇતિહાસપ્રસિદ્ધ હકીકત છે કે સિકંદરના અવસાન પછી બેબિલોનમાં સેલ્યુકસના હાથમાં સત્તા આવી, ચંદ્રગુપ્ત અને સેલ્યુકસની વચ્ચે મહાન યુદ્ધ જામ્યું, સેલ્યુકસે હાર ખાધી ચંદ્રગુપ્ત સાથે સલાહ કરવી પડી, જેને પરિણામે ભારતવર્ષની, આઝાદી તેને માન્ય રાખવી પડી હતી. ઉત્તર વિંધ્યાચલ સુધીના અખિલ હિંદુસ્તાન ઉપર ચંદ્રગુપ્તનો સામ્રાજ્યધ્વજ ફરકતો હતો; બંગાળથી પૂર્વ આસામ સુધી, પંજાબથી પશ્ચિમ અફઘાનિસ્તાન સુધી તેની આણ પ્રવર્તેલી હતી. હિંદના આ સમયના ઇતિહાસ માટે સદ્‌ભાગ્યે ચદ્રગુપ્તની અદાલતમાં આવેલ ગ્રીક એલચી મેગેસ્થિનિસ તથા અન્ય સમકાલિન ગ્રીક લેખકોનાં લખાણોના સ્વતંત્ર પુરાવાઓ આપણી પાસે મોજુદ છે.

### ચંદ્રગુપ્ત અને અશોક

ચંદ્રગુપ્ત તથા તેની રાજવ્યવસ્થા પરત્વે મેગેસ્થિનિસે લખેલા વીગતપૂર્ણ ઇતિહાસ દરેક ભારતીય તનુજને પોતાની પ્રાચીન સભ્યતા માટે અભિમાનરૂપ છે. અર્વાચીન યુરોપે અખત્યાર કરેલ રાજ-વ્યવસ્થાની સર્વ પ્રકારની નીતિ તથા ધોરણોનું ચંદ્રગુપ્તના રાજ્યમાં સંપૂર્ણ પાલન થતું હતું. તેના રાજ્યમાં મજૂરખાતું જુદું હતું; જન્મ, મૃત્યુ, વિવાહ વગેરે પ્રજાની શારીરિક સંપત્તિ અર્થે એક ખાતું અલગ હતું; જાહેર ધાર્મિક સંસ્થાઓની દેખરેખ માટે એક પ્રધાનની ખાસ નિમણુક કરવામાં આવી હતી; વ્યાપારના રક્ષણ તથા પ્રગતિ અર્થે,

ખેતીવાડીના ઉત્કર્ષ અર્થે વગેરે માટે જુદાંજુદાં ખાતાં હતાં; નૌકા-સૈન્યના તેમજ પાયદળ વગેરેનાં લશ્કરો મોટા પ્રમાણમાં હતાં; નોટોનું ચલણ સારા પ્રમાણમાં હતું. આ સમયે જગતભરમાં હિંદીઓ સત્ય તથા પ્રમાણિકતા માટે મશહૂર હતા. લેખિત ખત કરતા શબ્દોની કિંમત વધારે હતી.

ચંદ્રગુપ્ત પછી અશોકનો અમલ આવ્યો. જગતના ઇતિહાસનાં પાનાં પર કદી પણ નહિ ચડેલ તેવો તે એક ચક્રવર્તી મહાન નરેશ હતો. તેના રાજ્યનું ધ્યેય શસ્ત્રબળ નહિ કિંતુ પ્રેમ હતો. પ્રાણીઓ પ્રત્યે પણ તેનો અનુરાગ સવિશેષ હતો. પ્રાણીઓ માટે તેણે પ્રિપિનાલો બંધાવેલી હતી. ક્રાઇસ્ટના જન્મ પૂર્વેનો આ યુગ હતો. ઇ. સ. પૂર્વે ૩૨૬ થી ઇ. સ. ૮૦૦ સુધીની એટલે કે ઇ. સ. પૂર્વે એક હજાર વર્ષ ઉપરના સમય સુધીમા ભારતવર્ષ ઉપર કદી પણ વિદેશી શાસન આવેલ નથી. મધ્ય એશિયામાથી અનાર્ય લોકોનાં ટોળાં હિંદુસ્તાન ઉપર કદીક ધસી આવતાં હતાં; પરંતુ તેઓનું ભારતીય પ્રજા સાથે સમિશ્રણ થઈ જતું હતું.

હિંદુસ્તાનના ઇતિહાસના અવિચ્છિન્ન પ્રવાહમાં નૂતન પરિવર્તન કરનાર, નવું જ પ્રકરણ ખોલનાર આઠમા સૈકાના મધ્યકાળમાં હિંદુસ્તાન ઉપર અબ્દુલ કાસીમનું દ્વિતીય વિદેશી આક્રમણ હતું. મુસ્લિમ લોકોએ પૂરાં ચારસો વર્ષ સુધી હિંદુસ્તાનનાં દ્વારો પર પ્રહારો કર્યા પછીથી જ ભારતવર્ષમાં મુસ્લિમ રાજ્યની સ્થાપના કરવામાં ફતેહમંદ નીવડ્યા હતા. દિલ્હીમાં પહેલા મુસ્લિમ નૃપતિ કુતુબુદ્દીને ઇ. સ. ૧૨૦૬ માં ગુલામવંશ સ્થાપ્યો. ઇ. સ. ૮૦૦ થી ૧૨૦૦ ના મધ્યગાળામાં સિંધ અને પંજાબના કેટલાક વિભાગોનો કબજો મુસ્લિમો મેળવી શક્યા હતાં, પરંતુ ઇ. સ. ૧૧૯૩ માં પોતાના જ રજપૂત બંધુની દગાબાજ પ્રયુક્તિથી પૃથ્વીરાજ પડ્યો ત્યા સુધી મુસ્લિમો અખિલ આર્યાવર્ત ઉપર પોતાનો ધ્વજ ફરકાવવાને શક્તિમાન નહોતા થયા.

## આર્યાવર્તની ૧૨ મા સૈકા સુધીની આઝાદી

આ ઉપરથી સ્પષ્ટતાથી જોઈ શકાશે કે ભારતવર્ષ તેરમા સૈકાના પ્રાત કાળ સુધી સ્વાતંત્ર્યમા મહાલતું હતુ. સ્વતત્રતાનો અર્થ હુ એ કરૂં છુ કે બહારનું વિદેશી શાસન આ સમય સુધી ભારત ઉપર કદી આવેલ ન હતુ પજાબ તથા સિંધના ઉત્તર–પશ્ચિમ પ્રાંતોના કેટલાક વિભાગોમા મુસ્લિમ રાજ્યનો અમલ શરૂ થયો હતો. પરતુ હિંદુસ્તાનના મુખ્ય ભાગોમા તો હિંદુ નૃપતિઓની જ સત્તા હતી અગાઉ નિર્દેશ કર્યા મુજબ એલેકઝેન્ડર તથા અબ્દુલ કાસીમના આક્રમણો વચ્ચેના સમયમા હિંદુસ્તાન ઉપર અનાર્ય ટોળાઓ ધસી આવેલા પરંતુ તેઓએ તો હિંદુસ્તાનને જ પોતાનું વતન બનાવી દીધુ આ લોકોએ હિંદુસ્તાનના ધર્મ તથા સમાજિક જીવનનો સ્વીકાર કર્યો અને પછીથી તો તેમની તથા ભારતીય પ્રજા વચ્ચે સહેજ પણ તફાવત નથી રહ્યો.

### મુસ્લિમ રાજ્ય

ભારત વર્ષમા મુસ્લિમ રાજ્યનો અવારનવાર ભાગ્યના અંદોલનો સાથેનો સમય ૭ સૈકા સુધીનો જ છે. ૧૩૦૦ થી ૧૬૦૦ સુધી ત્રણ સૈકા દરમ્યાન મુસ્લિમોનું રાજ્ય ફક્ત ઉત્તર હિંદુસ્થાન ઉપર જ હતુ અકબરે જ્યા સુધી અખિલ ભારત ઉપર પોતાનો વિજય-ધ્વજ નહોતો ફરકાવ્યો ત્યા સુધી દક્ષિણ રજપૂતાના અને મધ્ય હિંદુસ્તાન ઓછાવત્તા પ્રમાણમા સ્વતત્ર હતા. જો કે આ અકબરને પણ ઉદેપુરના માહારાણા પ્રતાપને જીતવામા નિષ્ફળતા મળી હતી. પ્રતાપે હાર ખાધી, જગલમા પણ તેને ખુબ હેરાન કરવામા આવ્યો, તો પણ મોગલને તેણે પોતાનુ શિર કદી પણ નમાવ્યુ નથી. અકબરે ઘણાખરા રજપૂત રાજાઓને, કોઈને પોતાની સત્તાથી, કોઈની સાથે મિત્રાચારીથી, પોતાની તરફેણમા લઇ લીધા હતા પરન્તુ સિસોદિયો કેસરી કદી પણ નથી નમ્યો. પ્રતાપની પ્રજા પ્રતાપને દેવવત્ પૂજતી હતી. આ સમયે હિંદુઓમા સ્વદેશભક્તિનો, સ્વાતંત્ર્યપ્રેમનો જુવાળ એટલે સુધી હતો કે એક સમયે અકબરે કચેરીમાં

જાહેર કર્યું કે પ્રતાપ તરફથી તેને એક પત્ર છે જેમાં તે મોગલનું આધિપત્ય સ્વીકારે છે. આ વાત માનવાને ત્યાં હાજર રહેલા રજપૂતોએ ચોખ્ખી ના પાડી. એ તો ઇતિહાસપ્રસિદ્ધ કથા છે કે પૃથ્વીરાજ કવિએ પ્રતાપને પત્ર પાઠવ્યો કે અકબર તરફથી મળેલા સમાચારથી તેનું હૃદય અત્યંત ઘવાયું છે. જો પ્રતાપ કદી નમશે તો હિંદુઓનો સૂર્ય સદાને માટે અસ્તાચળમાં વિરામ પામશે, અને તેને પ્રત્યુત્તર કેવો મળ્યો ? કે ઉક્ત બાતમી તદ્દન બિનપાયાદાર છે, પ્રતાપ કદી પણ મોગલનું શરણુ નહિ જ સ્વીકારે, હિંદુઓનો ધ્વજ સદાયે ફરકતો રહેવાનો જ.

આ બનાવથી એમ સાબીત થાય છે કે એક હિંદુ નોકર કે જેણે મોગલને શરણે જઈ તેની નોકરી સ્વીકારી હતી તેના હૃદય ઉપર ઉક્ત ગલત હકીકતથી કેવો આઘાત પહોંચ્યો હતો. પોતે પડચો છતાં પણ જ્યાં સુધી પ્રતાપ મોગલ સામે ઝૂઝી રહ્યો હતો, ત્યાં સુધી હિંદુઓનો દીપક બુઝાયો છે તે વાત માનવાને તે કદી તૈયાર ન હતો. સોળમા સૈકાના જમાનામાં પણ પોતાને શરણે આવેલા, પોતાની નોકરી સ્વીકારેલા એક હિંદુને હિંદુઓના સ્વાતંત્ર્યપ્રેમ માટે ભરકચેરીમાં આવા હિંમતભર્યા શબ્દો ઉચ્ચારવાની રજા આપવી તે અકબરની અપૂર્વ ઉદારતા સૂચવે છે. આપણે ભૂલવું ન જોઈએ કે અકબર મુખ્યમુખ્ય રજપૂત રાજાઓ સાથે મિત્રાચારી બાંધી લેવામાં ફાવ્યો હતો. અભિમાની રાઠોડે તેને પોતાની પુત્રી પરણાવી હતી. બિકાનેર, બુન્દી વગેરેના મહારાજાઓ તેને શરણે ગયા હતા. જેથી પ્રતાપને અકબરના અને પોતાના જ એકલોહિયા ભાઈઓનાં સંયુક્ત લશ્કરો સામે લડવાનું હતું; છતાં અકબરના મહાન સામ્રાજ્યના તેને નમાવવાના ભગીરથ પ્રયાસો સામે એકલે હાથે તે પચીસ વર્ષ સુધી ઝૂઝચો. કર્નલ ટૉડના શબ્દોમાં જ : "અખિલ વિશ્વ ઉપર આ સમયે હસ્તી ધરાવતા એક મહાન સામ્રાજ્ય કે જેના લશ્કરનું પ્રમાણ ગ્રીસના સ્વાતંત્ર્ય સામે ઇરાને મૂકેલ બળવાન લશ્કરના કરતાં ક્યાંયે

વધારે હતું. તેવા સામ્રાજ્ય સામે બહુ જ અલ્પ સાધનોની સહાયથી ઝૂઝવાનું પ્રતાપમાં જે અદ્દભુત મનોબળ તથા અપૂર્વ શક્તિ હતાં તે સદ્દગુણો રાષ્ટ્રોની પ્રગતિનું સુકાન જેના હસ્તમાં છે તેવા પુરુષો માટે સર્વાંશે અનુકરણરૂપ છે. ”

પોતાની મૃત્યુશય્યા ઉપર પ્રતાપે પોતાના વંશવારસો પાસે દેશની આઝાદીના દુશ્મનો સામે સદાને માટે વિગ્રહ જારી રાખવાના સોગંદ લેવરાવ્યા. દિલ્હીની ગાદી ઉપર પહેલા મુસ્લિમ રાજા પછીના ચારસો વર્ષ પછી જ સોળમી સદીમાં જ આ બનાવ બન્યો. આ બનાવને ભાગ્યે જ સો વર્ષ પસાર થયાં હશે કે તુરત જ હિંદુઓએ મુસ્લિમ સત્તા પાસેથી જવાબ લીધો. ઈ. સ. ૧૭૦૭ માં ઔરંગઝેબના મૃત્યુ પૂર્વે જ પંજાબમાં શીખોએ, મધ્ય હિંદમાં રજપૂતોએ તથા દક્ષિણમાં મરાઠાઓએ રણશિંગાં ફૂક્યાં. આ રીતે મુસ્લિમ રાજ્યઇમારતને હિંદુઓએ જ જમીનદોસ્ત કરી; નહિ કે અંગ્રેજોએ.

## હિંદુસ્તાનમાં મુસ્લિમ રાજ્ય વિદેશી નહિ ?

આમ છતાં ભારતવર્ષમાં મોગલરાજ્ય એક ‘ વિદેશી શાસન ’ હતું તેમ કહેવું તે તદ્દન ભૂલભરેલું છે. અલબત્ત આ મુસ્લિમ આક્રમણકારોની મૂળ ઓલાદ પરદેશી હતી. ( ઇગ્લંડમાં પ્રથમ આવનાર નોરમન અને ડેઇન પ્રજાની જેમ ) પરંતુ જ્યારથી આ આર્યભૂમિને તેઓએ કાયમી વસવાટ તરીકે સ્વીકારી ત્યારથી જ આ દેશને પોતાનું વતન બનાવેલ છે. આ દેશમાં જ તેઓ પરણ્યા, આ દેશમાં જ કુટુંબની અભિવૃદ્ધિ કરી, અને એ રીતે આ દેશને પોતાની જન્મભૂમિ બનાવી. દિલ્હીમાં તેમજ અન્ય સ્થળોએ આજે ઇસ્લામીઓ અને પઠાણો જેટલે અંશે હિંદીઓ છે તેટલે જ અંશે અકબર અને ઔરંગઝેબ હતા, એંટ્ટ ફિટ્ઝસ્ટ્રાં વિલિયમ ધી કોન્કરર અથવા વિલિયમ ઓફ ઓરેંજના વંશવારસોના કરતાં સહેજ પણ વધારે વિદેશીપણું શેરશાહ કે ઇબ્રાહીમ લોદીમાં ન હતું. તૈમુર, નાદીરશાહ

અને અહમદશાહે જ્યારે હિંદુસ્તાન ઉપર હુમલા કર્યા ત્યારે તેમની ચડાઈ મુખ્યત્વે મોગલ મુલકો ઉપર જ હતી. તેઓ હિન્દુ તેમજ મુસલમાન બન્નેના સમાન અંશે દુશ્મનો હતા.

ઇ. સ. ૧૩૦૦ થી ૧૮૦૦ સુધીના મધ્યકાળમાં જે જે મોગલ સમ્રાટોએ હિંદુસ્તાન ઉપર સત્તા ભોગવી હતી, તેઓ જન્મથી જ હિંદી હતા, હિંદુસ્તાનમાં જ તેઓ નીકો પડ્યા, ત્યાં જ તેઓ મૃત્યુને આધીન થયા હતા, અને તેમની દફનક્રિયા પણ ત્યાં જ કરવામાં આવી હતી. ભારતવર્ષમાંથી જે મહેસુલ તેઓ ઉઘરાવતા હતા તેની એકેએક પાઈનો રાષ્ટ્રના ઉત્કર્ષમા વ્યય થયો હતો. તેઓનું લશ્કર ભારતીય પ્રજાનું જ બનેલ હતુ. હિંદુસ્તાનની બહારનાં નવાં કુટુંબોને હિંદુસ્તાનમા વસવાની પૂરતી સ્વતંત્રતા હતી, પરંતુ જેઓ આ ભૂમિને પોતાના વતન તરીકે સ્વીકારવા તૈયાર ન હોય તેવાઓને માટે સરકારી નોકરીના દ્વારો બંધ હતાં. હિંદુઓની સામે શાસન કરતી પ્રજાએ જે વિરોધાત્મક ભાવના સેવેલી તે ફક્ત ધાર્મિક જ હતી, નહિ કે રાજદ્વારી. અકબરના અમલ તળે આ ધાર્મિક ભેદને તો તિલાંજલિ આપવામાં આવી હતી. અકબર પછીના મોગલ નરેશોના સમય દરમ્યાન ઉક્ત ભેદ સંપૂર્ણ પોષાયેલો હતો; પરંતુ આજે બ્રિટિશ નોકરશાહીતંત્રના સામાજિક વર્તનમાં જે મદ તથા તિરસ્કારવૃત્તિ પ્રવર્તે છે તે ધર્મઝનૂની મોગલ નરેશોમાં ન હતાં, ઇસ્લામી રાજ્ય દરમ્યાન જો જાતીય પ્રશ્ન ઉપસ્થિત થયો હોય તો તે હિંદુ અને મુસલમાન વચ્ચે ન હતો, પરંતુ ઇસ્લામ અને ઇસ્લામ વચ્ચે હતો: જેમકે તઘલખ અને પઠાણ વચ્ચે અથવા મોગલ અને લોદી વચ્ચે. અઢારમી સદી સુધીનો યુરોપીય ઇતિહાસ પણ આવા જ પ્રકારના ધાર્મિક તેમજ જાતીય ઝગડાઓથી ભરપૂર છે

શેરશાહ, અકબર, જહાંગીર અને શાહજહાં જેવા મોગલ બાદશાહોના રાજ્યાધિકાર નીચે સરકારી અમે તેવા પ્રકારની જગ્યાએ હિંદુઓને પ્રાંતના માટે હિંદુઓને ન લાયક નહોતા લેખવામાં આવ્યા,

સુબાઓની, લશ્કરના અમલદારોની, જિલ્લા તથા વિભાગોના શાસકોની જગ્યાઓ મળતી. ટૂંકામાં હિંદુ અને મુસલમાન વચ્ચે ન તો સામાજિક ભેદને માટે કે ન તો રાજદ્વારી ભેદને માટે સ્થાન હતું, રાજદ્વારી તેમજ આર્થિક દૃષ્ટિથી અવલોકતાં ભારતીય પ્રજાને હિંદુ નરેશો જેટલું જ મુસ્લિમો તરફથી રક્ષણ મળતું હતું.

મોગલ રાજાઓએ ભારતીય પ્રજાને શસ્ત્રહીન બનાવવાના પ્રયત્નો કદી નથી સેવ્યા; તેમણે હથિયારો નહિ બનાવવાના કે નહિ મંગાવવાના કાનૂનો કદી પસાર નથી કર્યા; અરબસ્તાન, ઇરાન કે અફઘાનિસ્તાનમાંથી રાજતંત્ર અર્થે નોકરોની આયાત તેમણે કદી નથી કરી, તેમની પાસે લૅંકેશાયર કે માનચેસ્ટરના ઉદ્યોગો ન હતા, કે જેની રક્ષા માટે હિંદના માલ પર જકાત નાખવાની જરૂર રહે.

તેઓ પોતાનાં સાહિત્ય તથા ભાષાને પોતાની સાથે હિંદુસ્તાનમાં લાવ્યા હતા. આ ભાષા દ્વારા કદાચ તેઓએ અમુક સમય સુધી પોતાનો રાજવહીવટ ચલાવેલ હતો; પરન્તુ પછી તો હિંદુસ્તાનની અન્ય ભાષાઓ જેવી જ એક નૂતન જ ભાષા શોધી કાઢવામાં આવી હતી. આ ભાષા કે જે આજે અખિલ હિંદમાં ઉર્દુ કે હિંદુસ્તાનીને નામે પ્રચલિત છે. તેનું મૂળ આર્ય ભાષા જ છે. આ મોગલ શાસનકર્તાઓને ઇરાન કે અફઘાનિસ્તાનના મજૂરવર્ગના પતન કે પ્રગતિ સાથે સહેજ પણ સંબંધ ન હતો. જો કોઈ પરદેશી તેમનું રક્ષણ યાચતું તો તેમને હિંદુસ્તાનમાં આવી વસવાટ કરવો પડતો હતો. આમ મોગલ રાજ્ય એ વિદેશી નહિ પરંતુ હિંદી રાજ્ય જ હતું.

અન્ય દેશ તથા અન્ય પ્રજાના લાભ અર્થે જ ચોખ્ખપણે અંશે પણ ભારતીય ઓલાદ સિવાયની પ્રજાઓનું શાસન હિંદુસ્તાન ઉપર બ્રિટિશરાજ પૂર્વે કદી આવ્યું હોય તેવો એક પણ દાખલો હિંદુસ્તાનના ઇતિહાસમાં નથી. આર્યાવર્ત પોતે જ એક સ્વતંત્ર મહારાજ્ય (Empire) હતું. તે કદી પણ પરતંત્ર રીતે અન્ય રાજ્યના એક વિભાગ તરીકે રહેલું નથી. તેની પાસે પોતાનું જ લશ્કર તથા

નૌકાસૈન્ય હતા, તેના રાજમહેલો અને અદાલતો ઉપર પોતાનો જ રાષ્ટ્રીય ધ્વજ ફરકતો હતો, તેની પેદાશની એકેએક પાઈનો હિંદુસ્તાનના હિતમા જ વ્યય થતો હતો, તેની પાસે પોતાના જ હુન્નરઉદ્યોગો હતા, અને અખિલ વિશ્વને તે એક સમય હંફાવતું હતું હિંદસ્તાન સાથે અમુક શરતોથી કોઈને વ્યાપાર ખેડવાની આકાંક્ષા હોય તો તેને ઈસ્ટ ઇન્ડિયા કંપનીની માફક પ્રથમ હુકમ મેળવવો પડતો હતો. અરબસ્તાન ઇરાન, કે કાબુલમા ક્યાય પણ હિંદી ઑફિસ ન હતી કે જેથી ભારતીય પ્રજાને પોતાના જ દેશના કામ અર્થે તેમના પ્રત્યે નજર નાખવી પડે

## બ્રિટિશ સામ્રાજ્ય તળે આર્યાવર્ત

બ્રિટિશોના હાથ તળેનું આર્યાવર્ત તદ્દન જુદા પ્રકારનુ છે ઇતિહાસમા પ્રથમવાર જ આ આર્યભૂમિ અન્ય મહારાજ્યનો વિભાગ બને છે, આજે હિંદુસ્તાન પોતે એક મહારાજ્ય તરીકે નથી રહેલ, પરંતુ એક સમય બ્રિટન જેમ રોમન મહારાજ્યના એક વિભાગ તરીકે હતુ તેમ આજે હિંદુસ્તાન છે ઇતિહાસમા પ્રથમવાર જ ભારત પરતંત્ર બને છે, ઇતિહાસમા પ્રથમવાર જ તેના ઉપર વિદેશી શાસન લદાય છે, ઇતિહાસમા પ્રથમવાર જ આર્ય પ્રજા પર ધૂરા નીચે મુકાય છે, ઇતિહાસમા પ્રથમવાર જ હિંદુસ્તાનથી બહુ દૂર રહેતી જુદા જ પ્રકારની પ્રજાનો અધિકાર ભારતવર્ષ ઉપર પ્રવર્તે છે જે શહેનશાહનું નિવાસસ્થાન હિંદુસ્થાન નથી, જે તેના રાજ્યવહીવટ માટે દર પાચ વર્ષે વાઇસરોયને વિદેશી ભૂમિ ઉપર પ્રધાનની સત્તા સાથે મોકલે છે તેનું શાસન આજે ભરતખંડ ઉપર છે હિંદુસ્તાનના રાજવહીવટને લગતા હિંદુસ્તાનની બહાર ઘડાયેલા કાયદાનુસાર તેના રાજકારભારની લગામ ટૂંકમુદતિયા નોકરોના હાથમા સોપાયેલ છે

હિંદુસ્તાનના કારભારની બધી મુખ્ય ઑફિસો, લશ્કરો ઉપરનો અમલ, મહેસૂલી વહીવટ ખાતો તથા જિલ્લાઓનો કારભાર, સિક્કા છાપવા, ન્યાય, કરવેરા, વગેરે ખાતાઓ હિંદુસ્તાન સાથે સહેજ પણ

નિસ્બત નહિ ધરાવનારા પરદેશીઓને હસ્તક છે. ફક્ત એટલું જ કે તેઓ તાજના નોકરો છે. નોકરીની મુદત ખતમ થયે હિંદુસ્તાન સાથેનો સંબંધ સમાપ્ત થાય છે. આ બધા નોકરોની ભરતી અને નિમણૂક હિંદુસ્તાનની બહાર જ થાય છે બ્રિટિશ સામ્રાજ્યની દોઢસો વર્ષની કારકિર્દી દરમ્યાન ગવર્નરની જગ્યા ઉપર એક પણ હિંદીની* નિમણૂક કરવામાં આવેલ નથી. લશ્કરોની ઉચ્ચ જગ્યાઓ હિંદીઓ ધરાવતા નથી, તેઓ જરૂર પડે સ્વયંસેવક તરીકે નોંધાઈ શકે. પોતાના જ દેશની સિવિલ સર્વિસની લાયકાત મેળવવા તેમને ૬૦૦૦ માઇલ દૂર જવું પડે છે.

## શું હિંદીઓમાં રાજદ્વારી કુનેહ નથી?

હિંદના રાજદ્વારી ઇતિહાસમાં એ પ્રથમ વાર જ નોંધાય છે કે હિંદી એટલે મનદી અથવા દીવાની નોકરી માટે નાલાયક. અંગ્રેજનો એક બાળક હિંદમાં જ ઉછરેલ હિંદી બાનુને પરણેલ એ ગુના માટે પોતાનો દરજ્જો, માન અને હક ગુમાવે છે. એક અંગ્રેજ બાનુથી હિંદી ગૃહસ્થના પુત્રને પણ તેથી કોઈ પણ પ્રકારનો લાભ થતો નથી. જેથી બને પ્રકારની ગૌણતા હિંદી લોહી તેમજ હિંદી ગિરદમાં સમાયેલ છે. મોગલ કાળમાં હિન્દુસ્તાનમાં પરણેલ મુસલમાન અથવા ઇરાન કે અફઘાનિસ્તાનની બાળા સાથે પરણેલ હિંદુના રાજકારોબારી હક ઉપર કાપ મારવામાં નહોતી આવતી. આજે એક હિંદી ભલે ઇસાઈ ધર્મ સ્વીકારે, પરંતુ તેનો દરજ્જો તો એક હિંદુ અથવા મુસલમાન જેટલો જ રહે છે. આથી હિંદીઓમાં રાજદ્વારી કુનેહ નથી, તે આક્ષેપ ધાર્મિક પ્રશ્ન ઉપર અવલંબેલ નથીઃ પરંતુ મૂળ કારણ એ જ છે કે તેની નસોમાં હિંદી લોહી વહે છે, તેની જન્મભૂમિ હિંદુસ્તાન છે.

---

* આ લખાયા પછી એક હિંદીની-લૉર્ડ સિંહાની, ગવર્નર તરીકે નિમણૂક કરવામાં આવી હતી. તેમનું તો ટૂંક સમયમાં જ રાજીનામું આપ્યું. પછીથી આ સંબંધમાં સરકારે નજરો જ નથી લીધી.

લશ્કરી અને દીવાની અમલદારો અમુક મુદત માટે હિંદુસ્તાનનો વહીવટ સંભાળવા આવે છે. મુદત ખતમ થયે તેમની જગ્યાએ તેવા જ બીજા ટૂંકમુદતિયા અમલદારો આવે છે. આ પ્રમાણે આવા મૂઠીભર ગોરા અમલદારોનું રાજ્ય હિંદુસ્તાન ઉપર કદી પણ આવેલ નથી. આ સર્વ અમલદારોના પગારનાં નાણાં હિંદુસ્તાનમાંથી ચાલ્યાં જાય છે. પોતાની નોકરીના સમય દરમ્યાનમાં ભિન્નભિન્ન ક્ષેત્રોનો જે અનુભવ આ ગોરાઓને મળે છે, તે અનુભવ પણ હિંદુસ્તાન ગુમાવે છે. તદુપરાંત આ અમલદારોને પોતાના પુત્ર તરીકે લેખવામાં ભારતને જે અભિમાન થાય તેટલું અભિમાન પણ ભારત ધરાવી શકતું નથી. તેઓ અમલદારો થઈને આવે છે, અને છેવટ સુધી પણ તેટલી જ ખુમારી તેમના મગજમાં રાખે છે. તેમના પુત્રો અને પૌત્રો પણ તેટલી જ ખુમારીમાં હિંદુસ્તાન આવે છે. સરકારી ખાતાંઓમાં અમુક જગ્યાઓ ઉપર જે જે હિંદીઓ આવે છે તેઓ તો નામદાર સરકારના બીચારા નોકરો! તેમની સ્થિતિ વેઠિયા જેવી જ રહે છે.

## શસ્ત્રબંધીનો કાયદો

*હિંદુસ્થાનમાં બધા યુરોપિયનો, આર્મિનિયનો, યહૂદીઓ, આંગ્લ* હિંદીઓ વગેરે લોકો હથિયારો ધારણ કરી શકે છે. ફક્ત હિંદીઓ જ નહિ. હિંદુસ્તાનની પ્રજાને ખાસ પરવાનગી સિવાય હથિયારો વાપરવાની મના છે. એ પરવાનગી બહુ જવલ્લે જ અમુકને મળે છે, અને તે પણ મહેરબાનીની રાહે; પોતાના જન્મસિદ્ધ હકની રૂએ નહિ. હિંદુસ્તાનની પ્રજામાંથી અમીરોના નબીરાઓને જ વિદેશી શાસકોએ ઉક્ત કાનૂનમાંથી ફક્ત દયાની (?) ખાતર જ મુક્ત રાખેલ છે.

જે પવિત્ર હરિયાળી ભૂમિમાં પોતાના વડવાઓ અને માતપિતા જન્મ્યાં હતાં, જે ભૂમિ ઉપર તેમણે અત્યંત મુત્સદ્દી તથા કુનેહભર્યા

ઉચ્ચ અધિકારો ભોગવ્યા હતા, જે પરમ પુનિત ભૂમિ ઉપર તેમણે પ્રાણોત્સર્ગ કર્યા, જે ભૂમિને પોતાનાં લોહી રેડી વધારે ફળદ્રૂપ તથા રસાળ બનાવી, જે ભૂમિ ઉપર હજુ એક સૈકા પૂર્વે જ તેમણે સંપૂર્ણ સ્વતંત્રતા જ ભોગવેલ હતી તે જ ભૂમિમાં તેમના જ પુત્રોને ખરા તડકામાં કે વરસાદમાં તેના વિદેશી શાસકોમાંથી કોઈ હલકટના હાથે અપમાનની ભીતિ રાખ્યા વગર છત્રી ધારણ ન જ કરી શકાય.

તેના દૃષ્ટિના દેવોના પ્રિયતમ નિવાસસ્થાન ધવલ હિમગિરિવરોનાં અમુક પવિત્ર સ્થળો 'સફેદ દેવોની' વિહારભૂમિ અર્થે જ નિયત થયેલ હોવાથી એને માટે બંધ થયાં છે.

## હડધૂત હિંદ

હિંદુસ્તાનની બહાર પણ હિંદી જે જે સ્થળોએ જાય છે ત્યાં સર્વત્ર પોતાની ગુલામીનો પટો લઈને જ જાય છે. અન્ય મુલકો કરતા ખુદ બ્રિટિશ સંસ્થાનોએ તો પોતાના દ્વારે હિંદીઓ માટે વાસી દીધાં છે. જ્યાં પોતાના જ વતનમા જ આવી દશા થતી હોય તો પછી બહાર વધારે સારાની આશા કેવી રીતે રખાય ?

બ્રિટિશ સંસ્થાનોમાં હિંદીઓને ગુલામીના ખત નીચે ફક્ત મજૂર તરીકે જ મોકલવાનુ અંગ્રેજો ઇચ્છે છે તે સિવાય હિંદીઓ કોઈ પણ સ્થળે જાય તે નામદાર સરકારને નથી રુચતુ મોજશોખની ખાતર હિંદીઓ ઇંગ્લંડમાં જઈ ભલે પર્યટન કરે પરતુ તે પણ વધારે સંખ્યામાં તો નહિ જ. હિંદીઓ અમેરિકામાં જઈ વસવાટ કરે તે તો અમારી હિંદી સરકારને ખાસ અણગમારૂપ લાગે છે. કારણો ખુલ્લાં છે.

હિંદી યુવકો વિદેશમાં જઈ પર્યટન કરે છે ત્યારે અન્ય રાષ્ટ્રોની રાજકારભારપદ્ધતિને પોતાના દેશની પદ્ધતિ સાથે સરખાવવાની તક તેને વધારે સાંપડે છે. સ્વતંત્ર વાતાવરણ વચ્ચે સ્વતંત્ર પ્રજાને સુખ, સંપત્તિ તથા વૈભવોમાં મહાલતી નિહાળી તેના હૃદયમાં પોતાની

માતૃભૂમિ અર્થે ઉચ્ચ અભિલાષાઓ–મહત્ત્વાકાંક્ષાઓ જન્મે છે. આ આદર્શો બ્રિટિશ સામ્રાજ્યને માટે ભયરૂપ નહિ તો પ્રતિકૂળ અવશ્ય નીવડે જ. આ ઉપરાંત હિંદમાં રહેવાથી બ્રિટિશ સામ્રાજ્યના સદ્‌ભાવપૂર્વકના વર્તન વિષે તેના હૃદય ઉપર અત્યાર સુધી જે અજબ મોહજાળ પથરાયેલ હતી તેનાં બંધનો એકાએક તૂટે છે. આવા વાતાવરણ વચ્ચે જગતભરમાં ભ્રમણ કરી જ્યારે તે યુવક હિંદ પાછો ફરે છે, ત્યારે બ્રિટિશ સામ્રાજ્ય સામે તે વિરોધાત્મક પદ્ધતિ ઉપાડે તો તેમાં કશું આશ્ચર્ય જેવું નથી. યુરોપમાં પોતાના પરિભ્રમણ દરમ્યાન કેટલાક હિંદીઓ સ્વતંત્ર વિચારકો તથા વિપ્લવવાદીઓને મળે છે, તેમની પાસેથી તેમના કાર્યક્રમની પદ્ધતિ તથા રૂપરેખાઓ શીખી લે છે; આ બધું નામદાર સરકારને કેમ ગમે ?

તેથી જ હિંદીઓ વિદેશની સફરે ન જાય તેને માટે સરકાર ચાંપતા ઉપાયો યોજે છે. અમુક પ્રકારના કાયદાઓ પસાર કરીને ભારતીય વિદ્યાર્થીઓ ગ્રેટબ્રિટનમાં ન આવે તે સારુ તેઓ પ્રયત્નો સેવી ર[illegible] છે. ઉચ્ચ કેળવણી અર્થે હિંદીઓને ઇંગ્લેંડ જવું પડે છે. અલબત્ત પ્રથમના સમયમાં તો હિંદી વિદ્યાર્થીઓ બ્રિટિશ વિદ્યાલયો-માં સહેલાઈથી પ્રવેશ કરી શકતા હતા; પરંતુ હાલમાં સરકારે અમુક અમલદારી ખાતું ખોલેલ છે. આ ખાતું અપરોક્ષ રીતે તો હિંદી વિદ્યાર્થીઓના રક્ષક તેમજ સહાય્યક તરીકે વર્તે છે. પરંતુ તેમનો આંતર ઉદ્દેશ બ્રિટિશ વિશ્વવિદ્યાલયોમાં તેમના પ્રવેશ સામે તેમને નાહિંમત કરવાનો છે. આ ભારતીય તનુજોની પ્રત્યેક પ્રવૃત્તિ ઉપર તેમનાં ચંચળ નેત્રો રમતાં હોય છે. તેમના વર્તનના બધા સમાચાર તેઓ હિંદી સરકારને પહોંચાડે અને આ રીતે તેમને વિદ્યાલયોમાં દાખલ નહિ થવા [illegible]ના પ્રયત્નો કરે છે.

દરેક હિંદી બંદરો ઉપર પોલીસ અમલદારો હાજર હોય છે. જે જે હિંદી યુવકો હિંદનો કિનારો છોડે છે તેમનાં દરેકનાં નામ, મુસાફરીનો ઉદ્દેશ વગેરેની નોંધ કરે છે પછીથી તો યુરોપમાં જ્યાં

જ્યાં તે ભ્રમણ કરે છે ત્યાં સર્વત્ર તેની પાછળ પાછળ છૂપી પોલીસોનાં ચચળ નેત્રો ફરતાં હોય છે.

જગતનાં ભિન્ન ભિન્ન રાષ્ટ્રોમાં બ્રિટિશ એલચીઓ રહે છે પરંતુ તેનો લાભ હિંદી યુવકોને મળતો જ નથી, તેમની પાસે સહાય્ય યાચવા જતાં તે અચકાય છે, કારણ કે તેને હડધૂત અને અપમાનિત થવાની દહેશત રહે છે. બીજો ભય એ લાગે છે કે બ્રિટિશ એલચી પાસે મદદ માગવા જતાં કદાચ તે એવા સંજોગો ઊભા કરે કે જેથી ઊલટો તેને તે દેશ છોડવો પડે.

યુરોપમાં-એ વિદેશી ભૂમિ ઉપર તેને ગમે તેટલું સહન કરવું પડે પરંતુ તે સાથે કોઈને નિસ્બત નથી. વિદેશી ભૂમિમાં ધુત્કારાય, લૂંટાય, તેનું ખૂન થાય, તેના પ્રત્યે અનિચ્છનીય વર્તન દાખવવામાં આવે, ગમે તે થાય પરંતુ તેની પાછળ કોઈ એવી સરકાર નથી કે જે તેની વારે ધાય. અન્ય રાષ્ટ્રો તેને ગમે તેવી અપમાનિત કફોડી દશામા મૂકે, બ્રિટિશ સરકાર તેને માટે એક પણ શબ્દ નથી ઉચ્ચારતી, ઊલટું મનમાં ખૂબ ખુશ થાય છે. કેટલાક પ્રસંગોમાં તો તેવા સંજોગો ઊભા કરવા તેઓ પ્રયત્ન પણ કરે છે. બ્રિટિશ સામ્રાજ્યના અન્ય સ્વતંત્ર સ્થાનોએ તો હિંદીઓના પ્રવેશદ્વાર સામે અમાનુષી કાયદા તથા કાનૂનોની એક મોટી દીવાલ ચણેલ છે.

આ બાબતમા તો બીજા દેશો તેના પ્રત્યે નરમ સહાનુભૂતિદર્શક વર્તાવ રાખે છે. એ મુલકોમાં તે સ્વેચ્છાએ સ્વતંત્રતાપૂર્વક પરિભ્રમણ કરી શકે છે. યુરોપમા ફક્ત બ્રિટિશ સ્થાન સિવાયના સર્વ દેશોનાં દ્વારો તેને માટે ખુલ્લાં છે. હમણાં અમુક સમય થયાં અમેરિકાએ બ્રિટિશની ઉક્ત નીતિનું અનુકરણ કરેલ છે, પરંતુ અમેરિકામાં પ્રવેશનો પરવાનો એક વખત મળ્યા પછીથી અમેરિકાનાં સર્વ વિશ્વવિદ્યાલયો તેમજ સંસ્થાઓ તેને સત્કારે છે; ફક્ત શરત એટલી જ કે તેમના કાયદા તથા કાનૂનોનું તેણે સંપૂર્ણ પાલન કરવું જોઈએ. આવા વર્તનની સહેજ પણ આશા બ્રિટન પાસેથી ન જ રાખી શકાય.

ઇંગ્લંડમાં કોઈ પણ સ્થળે, તે સ્વતંત્રતાથી જઈ શકે છે; પરંતુ કોઈ પણ અંગ્રેજ સંસ્થા એક પણ હિંદી વિદ્યાર્થીને ગમે તેવો ઉચ્ચ પ્રકારનો તેનો દરજ્જો હશે તો પણ—નહિ જ દાખલ કરે. અમુક વિદ્યાલયોમાં આવી જાતનો પ્રતિબંધ હિંદી વિદ્યાર્થીઓ સામે નથી; પરંતુ શ્વેતાંગ વિદ્યાર્થીઓ સાથે લશ્કરી કવાયતમાં જોડાવાની તેમને માટે અનુજ્ઞા નથી, તેઓ સ્વયંસેવક–દલના સભ્ય ન થઈ શકે.

ઇંગ્લંડની ઘણીખરી બ્રિટિશ કલબોમાં અમારા વિદ્યાર્થીઓ દાખલ થઈ શકતા નથી. અપવાદરૂપે ફક્ત એક જ કલબ–નેશનલ લિબરલ કલબ છે કે જે ભારતીય તનુજોને સત્કારે છે. આજે તેના નોંધપત્રક ઉપર હિંદી વિદ્યાર્થીઓની સંખ્યા સારા પ્રમાણમાં છે.

પોતાનાં સ્વમાન અને દરજ્જો આટલાં હલકી અવસ્થાએ પહોંચેલ છે, પોતે આજે સર્વ સ્થળોએથી તિરસ્કૃત થઈ હડધૂત થઈ રહેલ છે એ ભયંકર અપમાન ભારતીય યુવકોને સાલતું નથી એમ જો અંગ્રેજ પ્રજા માનતી હોય તો તેમનામાં અવશ્ય કલ્પનાશક્તિની ખામી છે એમ કહેવું પડશે.

ભારતીય યુવકો સારી રીતે જાણે છે કે આ સર્વનું મૂળ કારણ એક જ છે અને તે એ કે આજે તેના ઉપર તેના સ્થાન માટે અને તેની સંપતિની પ્રગતિ માટે રાષ્ટ્રીય સરકારનું છત્ર નથી, તે એક ગુલામ દેશનો વતની છે, આજે જગતભરમાં ભારત હડધૂત થઈ રહેલ છે, વિદેશમાં તેના હક્કો તથા સ્વમાનના રક્ષણ અર્થે તેની પાસે એલચીઓ નથી, તે આજે પરાધીન છે, તેને પોતાનો રાષ્ટ્રીય ધ્વજ નથી. જગતની સુધરેલ પ્રજામાં તેનું સ્થાન શૂન્યરૂપ છે. આ સર્વ ચિનગારીઓ કુદરતી રીતે જ તેના હૃદયમાં આતશને પ્રજ્વલિત કરે છે, એ આતશ હોલવાતો નથી, પણ ઉદ્દામ બને છે. આવા અપમાનિત અને શરમભરેલા જીવન કરતાં તો બીજી કોઈ પણ અવસ્થા વધારે સારી એમ એને લાગે છે.

આવા પ્રકારના વર્તાવમા કેટલી માનહાનિ તથા શરમ રહે ાા છે તેનો ખ્યાલ તેવી સ્થિતિમા નહિ મુકાયેનાને થવો મુશ્કેલ છે અગ્રેજ પ્રજા એક ઘડીભર પોતાની જાતને એવી અવસ્થાની કલ્પનામા મૂકશે તો ભારતવર્ષીય વિધાતાનુ દૃષ્ટિબિંદુ તેઓ સહેલાઈથી સમજી શકશે

### ઇગ્લડ ઉપર જર્મન પ્રજાનુ રાજ્ય હોય તો?

આપણે ક્ષણભર ધારીએ કે જર્મન પ્રજાએ બ્રિટિશો ઉપર વિજય મેળવ્યો, બ્રિટિશ પ્રજા ઉપર તેમનો અમલ શરૂ થયો ફક્ત જર્મન સભ્યોની જ બનેલ રાજસભાની સહાયથી જર્મન ચાન્સેલરે મોકલેલ કૈસરના પ્રતિનિધિ વાઇસરોયનો અમલ તેમજ બહુ જ અલ્પ સખ્યામા 'દેશી' અગ્રેજો સિવાયના પ્રુશિયાથી લાવેલ બધા જર્મન નોકરોનો અમલ અગ્રેજ પ્રજાને કેવો લાગશે? પછી જર્મન રાજતત્રની કુનેહ તથા કાર્યકુશળતા માટે કોણ શકા લાવી શકશે? જર્મનીનો વજ્ર પજો આયર્લન્ડને બરાબર કાબૂમા રાખી તેની શાન્તિને જાળવી શકશે જાહેર શાન્તિ અર્થે મત આપનારાઓના, સમાજ સુધારકોના તેમજ રોમન કેથોલિકના આતર કલહોને તેઓ દાબી દેશે, નાનીનાની જગ્યા ઉપર બધા 'દેશીઓની જ' નિમણૂક કરશે, લશ્કરી અમલદારોને તેમજ પોલીસોને સારા પગારો આપશે, અગ્રેજ પ્રજાને માનચાદથી નવાજશે યાત્રિક હુન્નરઉદ્યોગોની કોલેજો ઉઘાડશે પ્રાથમિક કેળવણી માટે, ધાર્મિક કાર્યો અર્થે તેમજ ઘરગથ્થુ ભાષા તરીકે અગ્રેજ ભાષાનો પરિપૂર્ણ ઉપયોગ કરવા દેશે, આ બધુ જર્મનો કરશે, પરતુ તેથી શુ બ્રિટિશ પ્રજા સતુષ્ટ થશે? શુ તેઓ જર્મન રાજ્યને દિવ્ય વરદાનવત્ લેખશે? નહિ જ, હરગીજ નહિ ત્યારે ભારતવર્ષ માટે સ્વરાજની માગણી કરનારા હિંદીઓની રાષ્ટ્ર-ભક્તિ સામે કેમ વિરોધ દાખવવામા આવે છે? લોકશાસનને સ્થાને ગમે તેવુ લાભદાયી વિદેશી શાસન ન જ દીપી શકે એ મત ટેની કેમ્પબેલ-બેનરમેનના શબ્દો શુ અક્ષરશ યથાર્થ નથી?

દીવા જેવી સ્પષ્ટ હકીકત તો એ જ છે કે સ્વતંત્ર આબો-હવામાં ઉછરેલ સ્વતંત્ર પ્રજાને માટે પોતાની જાતને એ પરાધીન સ્થિતિમાં કલ્પી તે સ્થિતિમાં જે શરમ તથા નામોશી ભરેલાં છે તેનો ખ્યાલ સુદ્ધાંત આવવો તેમને માટે તદ્દન અશક્ય છે. વિદેશી મુલકોમાં શરમથી નીચી નજર રાખી હિંદીઓ કેવી રીતે પરિભ્રમણ કરે છે તે અંગ્રેજો નરી આંખે કેમ જોઈ શકતા નથી?

### પરગજુ બ્રિટિશ સરકાર!

અખિલ આર્યાવર્તમાં બ્રિટિશોએ શાન્તિ સ્થાપેલ છે, તેઓએ રેલ્વે તથા નહેરોનાં સાધનોની સગવડ કરી આપેલ છે, કેળવણી અર્થે શાળા તથા કૉલેજો ખોલેલ છે, વ્યાપારને સર્વ પ્રકારનું ઉત્તેજન આપી રહેલ છે, રાષ્ટ્રના હુનરઉદ્યોગને પોષી રહેલ છે, નિષ્પક્ષપાતી ન્યાય અને કારોબારી ખાતું ખોલેલ છે, ટપાલ તથા તાર ખાતાંઓ ખોલીને આખા જગત સાથે હિંદનો સંબંધ જોડેલ છે, આ સર્વની અંગ્રેજ રાજનીતિજ્ઞો અને રાજખેલાડીઓ, અખબારનવેશો અને પત્રકારો એકે અવાજે ખૂબ પ્રશંસા કરે છે. તેઓ બ્રિટિશ રાજ્યને દિવ્ય વરદાનરૂપ લેખે છે. આવા પરગજુ (!) બ્રિટિશ રાજને ભારતવર્ષ કેમ નથી ચાહતું તે તેમની સમજશક્તિમાં આવતું નથી. !!!

બ્રિટિશોએ હિંદને માટે કેટલું કેટલું કર્યું છે? તેઓએ તેનાં દ્વાર સમક્ષ જગતની નૂતન સંસ્કૃતિ ખડી કરેલ છે, આર્યાવર્તને "ઘોર તિમિર"માંથી પ્રકાશમાં મૂકેલ છે, તેને પોતાની સસ્થા તથા ભાષા એનાયત કરેલ છે, તેને માટે જ્ઞાનનાં દ્વારો ખુલ્લાં મૂકયાં છે. તેને અંદરના તેમજ બહારના ભયમાંથી મુક્ત કરેલ છે, અને તેનું પુનરુત્થાન કરી તેને પ્રગતિ, આબાદી, સુખસમૃદ્ધિના પથ ઉપર મુકેલ છે. ઘડીભર માની લઈએ કે આ સર્વ અક્ષરશઃ સત્ય છે; પરંતુ રાજદ્વારી પરાધીનતાથી ભારતની પ્રજાએ જે મનુષ્યત્વ ગુમાવેલ છે તેનો બદલો વળી શકશે ખરો? સાંકળો તે સાંકળો જ છે, પછી ભલેને તે સુવર્ણની હોય! સ્વતંત્રતા તથા સ્વમાન સામે ઉભય ગોલાર્ધની

સંપત્તિ તથા ધનને એક જ  તુલામાં મૂકી શકાય  ખરાં ? પોતાના આત્માની કિંમતે જગતનું સામ્રાજ્ય મળતું હોય, પરંતુ તેથી લાભ શું ? ગુલામને આત્મા નથી હોતો તદ્વત્ ગુલામ પ્રજાને આત્મા ન હોઈ શકે. પરાધીન પ્રજા તેમજ ગુલામોને પોતાના દેહ ઉપર પણ અધિકાર હોતો નથી.

ઘણાં વર્ષો સુધી કલકત્તાની નામદાર શહેનશાહની સુપ્રીમ કોર્ટમાં ન્યાયાધીશની ઉચ્ચ પદવી ભોગવેલ તેવા એક વકીલે (હાલ સ્વર્ગસ્થ) એક સમય ન્યાયાધીશના એ તખ્ત ઉપર આવતા પહેલાં બંગાલની એક પરિષદના અધ્યક્ષપદેથી પોકાર્યું હતું કે ગુલામ પ્રજાને રાજનીતિ નથી તે આત્મા વિનાની પ્રજા છે. આત્મા વિનાનો માનવી પશુ સમાન છે, આત્માના ઓજસ વગરની પ્રજા મૂંગાં ઢોરના જૂથ સમાન છે. આજે હિંદની એ સ્થિતિ છે.

જુગજુગથી આર્યાવર્તની પ્રજા પરાધીનતા સેવતી આવેલ છે. એણે તો સ્વતંત્રતાની દિવ્ય જ્યોતની કદી પણ ઝાંખી નથી કરેલ, સ્વાધીનતાના [illegible] કદી નથી માણ્યાં, તેના શાસકોને જાણવા તેણે લેશ પણ દરકાર નથી કરી, રાષ્ટ્ર પ્રેમનો સહેજ પણ અંશ તેનામાં ન હતો, અને પ્રજામાં ઉછરેલ આજનાં સ્વદેશાભિમાન તથા રાષ્ટ્રભક્તિ એ પાશ્ચાત્ય પ્રજા સાથેના સંસર્ગનું પરિણામ છે; સામાન્ય જનતા તેના લોકનાયકોની મહદ્‌ભાવનાઓને બિલકુલ પોષતી નથી તેવો આક્ષેપ ભારતીય પ્રજા ઉપર મૂકવો તે નરી ધૃષ્ટતા છે, હડહડતું જૂઠાણું છે.

### ' લહેરી–લાલાઓ '

અલબત, વિપુલ સંપત્તિની રેલમછેલમાં, વિલાસવૈભવમાં મહાલનાર, મોટામોટા ઇલકાબવિભૂષિત ભભકેબંધ 'લહેરી લાલાઓ' અન્ય દેશોની માફક હિંદુસ્તાનમાં પણ વસે છે. તેઓ તો બ્રિટિશ સામ્રાજ્ય તળે પરમ સુખ તથા સંતોષ અનુભવે છે. બહારની દુનિયાથી યા આક્રમણોથી તેઓ તદ્દન નિર્ભય થયા છે. ગમે તે

પ્રકારના વૈભવવિલાસો, અમનચમન, મોજશોખ, વ્યભિચાર સ્વતંત્રપણે ઉડાવી રહ્યા છે. બ્રિટિશ સામ્રાજ્ય તેમના આ વૈભવવિલાસને પોષે છે, તેથી જ તેઓ તેમના ચરણ પૂજે છે. તે જ તેમને મન આ જગતમાં સર્વસ્વ છે. ભારતીય રાષ્ટ્રીયત્વમાં જો કંઈ પરિવર્તન થાય તો તેમના એ વૈભવવિલાસની હવેલીઓ જમીનદોસ્ત થઈ જાય, તેમનાં જીવન ધૂળમાં રોળાય એવી તેમને ભીતિ રહે છે. તેમની એ સ્થિતિ બરાબર જળવાઈ રહે તેને માટે નામદાર સરકારે તેમને સંપૂર્ણ ખાત્રી આપી છે, તેટલું જ નહિ પરંતુ તેમની રાંક પ્રજાની અજ્ઞાનતા તથા નિર્બળતા ઉપર રાચવાના—તાગડધિન્ના કરવાના જન્મસિદ્ધ હક્કો પણ એનાયત કરેલ છે.

## રાજા મહારાજાઓ

અત્યારે હિંદના રાજામહારાજાઓની પણ આવી જ સ્થિતિ છે. બ્રિટિશ સરકાર તરફથી તેમને અભયવચન ન મળ્યાં હોત તો તેમાંના ઘણાખરાને પોતાની આજીવિકા અર્થે રસ્તા ઉપર પથ્થર ભાંગવાની મજૂરી કરવી પડત. ભોગવિલાસની તૃષ્ણા છિપાવવા અસંખ્ય નવયુવતીઓનાં જીવન ભ્રષ્ટ કરી જિંદગીને માટે તેમને જનાનામાં સબડતી રાખવી, મનપસંદ વ્હિસકી અને શરાબો ઉડાવવા, ઘોડાઓની શરતોમાં લાખોનો ધુમાડો કરવો, પોતાનાં આલેશાન બંગલાના દીવાનખાનાંને જગતની બેનમૂન કળાથી શણગારવા બેશુમાર પૈસાનો વ્યય કરવો, સ્પેશયલ ટ્રેઇનોમાં ભભકબંધ સલૂનોમાં મુસાફરી કરવી, બસ, હમેશા નવીન શરાબ અને નવીન યુવતી ઉડાવવાં ! આ સર્વ તેમની ચાલુ સ્થિતિ ઉપર જ અવલંબેલ છે. તેમને માટે અમનચમનની લહેરો જીવનનું સર્વસ્વ છે. સ્વમાન શું ચીજ છે એ તેઓ પિછાણતા નથી. યુદ્ધ, ધર્મ, ફરજ ને સમજવા જતાં પોતાનાં એ વહાલાંનો વિયોગ વસમો લાગે છે. આ લોકોને રાષ્ટ્રભક્તિ, રાષ્ટ્રીય સ્વતંત્રતા, દેશની પ્રગતિ વગેરેને માટે લેશ પણ દરકાર હોતી નથી. તેમને માટે ચાલુ સ્થિતિ એ જ જીવનનું ધ્યેય છે, એ ० ૭૫

આદર્શરૂપ છે, એ જ પ્રભુના વરદાનરૂપ છે તેના અંતરાયરૂપ કોઈ રાષ્ટ્રપ્રેમી યુવક કે રાજનીતિજ્ઞ નીવડે એ તેમને નથી ગમતુ

કર્ઝન જ્યારે રાજામહારાજાઓને ધમકાવે છે, તેમની સ્વતંત્રતાની હદ બાંધે છે, તેમના હક ઉપર તાપ મારે છે ત્યારે એ અભાગ નરેશો મનમા કેવા ચિડાય છે, કેવા રોષે ભરાય છે તે જોવા જેવુ છે આવા સંજોગો ઉપસ્થિત થયા વગર તેમને પોતાનુ યથાર્થ સ્વરૂપ સમજાતુ નથી તેમને એ અત્યંત નામોશીરૂપ લાગે છે આની સાથે તેમના હૃદયમા સ્વમાન તથા આત્મઅભિમાનના તારો એકાએક ઝણઝણી ઊઠે છે નહિ ઇચ્છવા યોગ્ય અમનચમન અને વિલાસી જીવનમા ગુલતાન રહેનારા રાજાઓને આવા ભયંકર અપમાન સાલતા નથી સ્વમાન અર્થે તેઓ તખ્ત છોડવા કદી તૈયાર નથી હોતા એક આત્મવિહોણા દેહમા પણ વિદ્યુતનો પ્રવાહ હલનચલનની શક્તિ અર્પે છે તે અલ્પ સમય માટે જ, પરંતુ તેમા આત્માના ઓજસ તો ન જ પૂરી શકે

આમ છતા સ્વમાન–અંકિત ભાવનાવાળા તથા આત્મ–અભિમાનથી સદાયે જાગૃત નૃપતિઓની સંખ્યાના પ્રમાણમા આવા નવાબોની, લહેરી લાલાઓની સંખ્યા બહુ જ જૂજ છે અગાધ મહાસાગરમા એક બિંદુ સમાન છે, જો કે જાહેર જનતા સમક્ષ પોતાનો દરજ્જો જાળવી રાખવા આ નવાબો હિંદુસ્તાનમા તથા ઇંગ્લંડમા અખબારો દ્વારા પોતાની પ્રશંસાના બણગા ફૂંકાવવાના બધા પ્રયત્નો કરે છે. બ્રિટિશ સામ્રાજ્ય પણ તેમની જ્વલંત રાજભક્તિ તથા એકનિષ્ઠ વફાદારી જગતને બતાવવા બરાબર આતુર રહે છે.

પરંતુ હિંદના કેળવાયેલ વર્ગમા કે તેમની પ્રજામા આવા રાજાઓ પ્રત્યે મહેજ પણ માનની લાગણી હોતી નથી

ભારતવર્ષના ઘણાખરા રાજાઓ તેમના વતનમા એક પૂતળા સમાન છે તેમના સર્વ રાજવહીવટ ઉપર પરોક્ષ રીતે બ્રિટિશ રેસિડન્ટ પોલિટિકલ એજન્ટ દરેકેદરેક કાર્યવાહીમા માથુ મારે છે.

રાજવહીવટની 'પ્રત્યેક બાબતો તેમના હાથ-તળેથી પસાર થાય' છે. કેટલાકના સંબંધમાં રેસિડન્ટ દૂર બેઠાં એ બધા ઉપર બરાબર દેખરેખ રાખે છે, અને પ્રથમથી જ તેમનાં વહીવટનાં ધોરણો નક્કી કરે છે, અમુક સંસ્થાનના નરેશો કે જેમની સખ્યા આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેઓ સંપૂર્ણ રીતે પોતાનું સ્વમાન જાળવવાની શક્તિ ધરાવે છે. તેઓ પોતાના રાજતંત્રમાં સ્વેચ્છાવલંબી રહે છે; જો કે આવા નરેશોને પણ અમુક બાબતમાં રેસિડન્ટ કે હિંદી સરકાર સાથે મસલત કરવાની આવશ્યકતા રહે છે.

## નૃપતિઓની વફાદારી !

બ્રિટિશ તાજ પ્રત્યે રાજામહારાજાઓ બરાબર વફાદાર રહે છે, જે વફાદારીનાં કર્તવ્યો તેઓ બજાવે છે તે તેમના હૃદયની' ઉત્કટ ઇચ્છાને' આભારી છે, તેઓ સ્વેચ્છાપૂર્વક બજાવે છે એ અનુમાન બાંધવું ભૂલભરેલું છે. કેટલાક નૃપતિઓ તો ગુલામી જીવનમાં જ પરમ સુખ માને છે. ભોગવિલાસમાં રાચવું એ જ તેમના જીવનની કૃતકૃત્યતા ! ગુલામી જીવનથી ટેવાયેલા તેઓ માનની કિંમત કેમ આંકી શકે ? તેમને એ ગુલામી જીવન જ પરમ સંતોષરૂપ છે. કેટલાક સ્વાતંત્ર્યપ્રિય નરેશો જો પોતાનો પથ નિષ્કંટક જુએ તો બ્રિટિશ ધુરા ફેંકી દેવા એકદમ ખુશી હોય છે; પરતુ તે પ્રમાણે કરવા તૈયાર નથી હોતા. તેથી જ રાષ્ટ્રિય નાયકો રાજામહારાજાઓ તરફથી સહાય્ય કે સહાનુભૂતિની ઇચ્છા નથી કરતા. કેટલાક નરેશો વિનીત પક્ષ તરફ હમદર્દી દર્શાવે છે, પરતુ તેઓ તેમને કોઈ પણ પ્રકારની સક્રિય સહાય્ય અર્પવા પ્રેરાતા નથી, કારણ કે હિંદી સરકારના રોષની તેમને ભીતિ રહે છે.

મોટા જમીનદારો, તાલુકાદારો, બંગાળી જાગીરદારો, મોટા બેન્કરો, નામાંકિત ધનાઢ્યો એ બધા બ્રિટિશ અધિકારી વર્ગનાં રમકડાં જ છે. આ અધિકારીઓની સહાનુભૂતિ તેમના આર્થિક કલ્યાણને સાધે છે, તેમની ખફા દૃષ્ટિ તેમને ધક્કો પહોંચાડે છે.

તેમનો રોષ વહોરી લેવા કરતાં તેમની ખુશામત કરીને પણ તેમને ખુશી રાખવાનું તેઓને વધારે ગમે છે.

ધનાઢ્ય કે જમીનદાર વર્ગના માણસોએ ક્રાંતિકારીનો પક્ષ કે રાષ્ટ્રીય પક્ષ કદી પણ સ્વીકાર્યો હોય તેવું એકપણ ઉદાહરણ સાંપ્રત જમાનાના જગતના ઇતિહાસનાં પાનાં પર કદી નથી ચડેલ. તેઓ માને છે કે એ પ્રવૃત્તિ તેમના વિરુદ્ધ છે. અલબત્ત આ દુનિયા ઉપર પોતાનું નામ અમર કરી જવાના અભિલાષથી નિઃસ્વાર્થ સેવાભાવથી પ્રેરાઈ, સ્વદેશાભિમાનની ભાવનાથી ઉત્તેજિત બની અમુક ધનાઢ્ય યુવકો બહાર આવે છે, રાષ્ટ્રીય પક્ષ સાથે જોડાય છે, લક્ષ્મી તથા વિલાસવૈભવો ગુમાવી માતૃભૂમિને ચરણે પોતાની સેવા અને જીવન અર્પણ કરે છે; પરંતુ જગતમાં આવા નરવીરોની સંખ્યા બહુ જ ઓછી હોય છે.

### આમ વર્ગ

રાષ્ટ્રીય સ્વાધીનતા માટેની ઉત્કટ અભિલાષા તો દેશના કેળવાયેલ વર્ગમાં જ હોય છે. પોતે ગુલામ પ્રજા વચ્ચે જન્મેલ છે, આજે જગતભરમા તેનો દેશ તિરસ્કૃત થઈ રહેલ છે, સર્વ સ્થળોએથી એ આજે હડધૂત થાય છે; આ ભયંકર અપમાન તેના હૃદયને બાળે છે. આ શરમ અને નામોશીથી તેનું કાળજું ચિરાય છે.

દેશનો સામાન્ય વર્ગ પણ રાષ્ટ્રીય લડતમાં રસ લેતો થાય, તેવી આશા આ વર્ગ પાસેથી પણ ન જ રાખી શકાય. તેમની અજ્ઞાનતા, તેમનામાં રહેલી કેળવણીની ન્યૂનતા, તેમ જ નિર્બળ સંજોગો અને સ્થિતિ આ સર્વ કારણોને અંગે તેઓ આ લડતમાં જોડાઈ શકતા નથી. તેમની કંગાલિયત અને ભૂખ, તેમના આધિ અને વ્યાધિ, તેમનાં દુઃખ અને દારિદ્રય સામે ઝઝૂમવામાં જ તેમનું જીવન વ્યતીત થાય છે. તેઓ જલદીથી જીતી શકાય છે. તેમના પ્રત્યે સહેજ માયા બતાવો, તેમને કંઈક દાન આપો તો તો તેઓ ખૂબ ખુશ થાય છે. રાજદ્વારી પ્રશ્નને તેઓ સમજી શકતા નથી,

યુ- અને અમેરિકા કે જ્યાં પ્રાથમિક કેળવણીનાં સાધનો પુષ્કળ છે, ાં આમ વર્ગ આજ એક સૈકા થયાં રાજદ્વારી ક્ષેત્રમાં કેળવાય છે, ત્યાં પણ તેમની એ જ સ્થિતિ હોય છે.

દરેક રાષ્ટ્રમાં રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય-સંગ્રામનો મુખ્ય આધાર દેશના કેળવાયેલ યુવકો ઉપર જ હોય. તેમનું આત્મબળ, તેમનો ઉત્સાહ, ધ્યેયની સાધના અર્થે પહાડ જેવાં દુઃખો સહન કરવાની તેમની શક્તિ, સત્ય અને સિદ્ધાંત અર્થે જીવન અર્પવાની તેમની તમન્ના આ સદ્‌ગુણોના પ્રભાવે સામાન્ય જનતાનો તેમના પ્રત્યે પ્રેમ અને વિશ્વાસ બંધાય છે. દેશની પ્રગતિ તથા લડતનું સુકાન આવા જ તરુણોના હાથમાં હોય છે.

આવા પ્રકારનું સ્વાતંત્ર્ય-યુદ્ધ કદી બંધ નથી પડતું. એક વખત એ રણસંગ્રામના ગગનભેદી શંખો ફૂંકાયા પછી તે કદી પણ વિરામ નથી પામવાનું. સમયના પ્રવાહ સાથે તે અવિરતપણે ચાલુ જ રહેવાનું. વિજય કદાચ સુલભ થાય કે તેમાં વિલંબ થાય; તેના સેનાપતિઓના તથા નાયકોના ડહાપણથી કે કોઈ એવી ભૂલથી અણચિંતવ્યા સંજોગો ઉપસ્થિત થાય, જેથી કદાચ તેની વ્યૂહરચના જનતાના હૃદયને ઘડીભર મૂંઝવી નાંખે, પરંતુ તે ધર્મયુદ્ધ વિજય મળે જ વિરમશે.

જગતની તવારીખનાં પાનાં ઉથલાવો, સર્વત્ર એક જ વસ્તુ દૃષ્ટિગોચર થશે. સર્વ સ્થળોએ સ્વાતંત્ર્યપ્રવૃત્તિ વિઘ્નોના આંદોલનો સાથે આગળ ધપે છે. પ્રજાઓએ હાર ખાધી હશે, પછાત પડી હશે, પરંતુ જ્યાં સુધી વિજયપ્રાપ્તિ નહિ થાય ત્યાં સુધી આવા આંદોલનોની લેશ પણ દરકાર કર્યા વગર પ્રજા પોતાની લડત જારી રાખવાની જ.

સરકાર પ્રથમ તે પ્રત્યે હાસ્ય ફેંકી તેની અવગણના કરે છે, પછી દમનનીતિ અખત્યાર કરે છે. પરંતુ સરકારના બધા પ્રયત્નો *નિષ્ફળ જ નિવડવાના. શહીદોના લોહી ઉપર એ યુદ્ધનાં મંડાણ મંડાયાં* હોય છે. ફાંસીના દોરડાથી, તોપથી કે બંદૂકોના ગોળીબારથી

વ્યક્તિઓનાં લોહી રેડાશે, પરન્તુ આથી પ્રજાનો ઉત્સાહ શમવાને બદલે બળવત્તર થશે. સ્વાતંત્ર્યયુદ્ધને દાબી દેવા દેશનિકાલ, કારાગાર, કાળાપાણીની સજા, જપ્તી વગેરે હથિયારોનો ઉપયોગ સિતમગર સરકાર કરે છે, પરંતુ સરકારનાં એ હથિયારો બિનપાણીદાર નીવડ્યાં છે, સરકારે કે રાજાઓએ તેમા હાર ખાધી છે. દમનનીતિ કરતાં પ્રજા સાથેનો સહકાર આદરણીય છે; પરન્તુ આ સહકારમાં સરકાર તરફથી વિલંબ થાય અથવા પ્રજાની ઇચ્છા વિરુદ્ધ તેને નિઃસત્વ હક્કો બક્ષવામાં આવે તેથી તો સરકાર વધારે પાછી હટવાની જ.

ભારતની આધુનિક રાષ્ટ્રીય પ્રવૃત્તિ આ ભૂમિકાઓ વચ્ચેથી પસાર થાય છે. જેથી એ પ્રવૃત્તિના ભૂત જીવનના સંક્ષિપ્ત ઇતિહાસનું અત્રે વિવરણ કરવામાં આવે તો અમે ધારીએ છીએ કે તે વધારે ઉપયોગી તથા રસમય થશે.

---

## પ્રકરણ ૨ જું

---

# આર્યાવર્ત: ૧૭૫૭ થી ૧૮૫૭

ભારતવર્ષના છઠ્ઠા મોગલ સમ્રાટ ઔરંગઝેબનું મૃત્યુ ૧૭૦૭ માં થયું, તેના અવસાન પછીનાં પચાશ વર્ષ દરમ્યાનમાં મોગલ સામ્રાજ્યનું પ્રાયશઃ અધઃપતન થતું ચાલ્યું, ઇસ્લામદીપક બુઝાવા માંડયો. ઔરંગઝેબની ધર્માન્ધતાએ, તેના ઝનૂની તથા વહેમી સ્વભાવે સર્વ સ્થળોએ વેર ને વૈમનસ્યનાં બીજ રોપી દીધાં. 'તલવાર' યા 'કુરાન' આ તેના જીવનઉદ્દેશે હિંદુઓમાં ભારે ખળભળાટ મચાવી મૂક્યો. પરિણામે ઔરંગઝેબ પછીના મોગલ નરેશોનો સમયપ્રવાહ બદલાયો. હિંદુસ્તાનમાં બધી જગ્યાએ હુલ્લડ, બળવા અને રમખાણો મચવા લાગ્યાં. મોગલ સામ્રાજ્યને નાબૂદ કરવા ઉત્તર તેમજ દક્ષિણમાં તડામાર તૈયારીઓ થવા લાગી. ધર્મ અને શાન્તિના સંદેશ અર્થે નીકળેલ શીખગુરુ તેગબહાદૂરના દિલ્હીમાં થયેલ દગાબાજ ખૂનથી તેના અનુયાયી શીખોમાં મુસ્લિમો પ્રત્યે પ્રચંડ રોષ વ્યાપ્યો હતો. પંજાબમાંથી ઇસ્લામ સત્તાને નિર્મૂળ કરવા તેનો પુત્ર ગુરુ ગોવિંદસિંહ મોટું લશ્કર એકત્ર કરી રહ્યો હતો. દરમ્યાન દક્ષિણમાં શિવાજી મુસ્લિમો સામે મક્કમ તૈયારીમાં મશ્ગુલ હતો. ઇસ્લામી ઇમારતના પાયા ડગમગી રહ્યા હતા.

૧૭૫૭ માં પંજાબમાં શીખોએ અને દક્ષિણમાં મરાઠાઓએ મુસ્લિમોની સત્તાનો વિધ્વંસ કરી નાખ્યો. હૈદ્રાબાદના નિઝામ અને માયસોરના નવાબ તો મુસ્લિમ ધૂંસરી ફેંકી ક્યારનાયે સ્વતંત્ર થઈ ગયા હતા, અને દક્ષિણમાં પોતાની સત્તા જમાવવા મરાઠાઓ સામે લડી રહ્યા હતા. તે જ પ્રમાણે બંગાલ તથા આઉધના નવાબો ઉપર દિલ્હીના રાજાની સત્તા ફક્ત નામની જ રહી હતી. મધ્ય હિંદુસ્તાનનો ઘણોખરો ભાગ મરાઠાઓના હાથમાં હતો.

## ફ્રેન્ચ અને અંગ્રેજ

હિંદનું ભાવિ તોળાઈ રહ્યું હતું. આવી ડામાડોળ પરિસ્થિતિનો લાભ લેવા કોઈ ત્રીજી જ સત્તા કૂદી પડી. એક બાજુથી ફ્રેન્ચ અને સામેથી અગ્રેજો રંગભૂમિ ઉપર દાખલ થઈ સામસામા દાવ ખેલવા મંડયા, વ્યાપારિક રમત શરૂ કરી. તેઓએ પોતાના તરફની હરકોઈ પ્રકારની મદદનું જાહેર લિલામ કરવા માંડયું, વધારે મૂલ્ય આપનારાઓને એ સહાય્ય વેચવા માંડી. રમત ખતમ થવાની તૈયારીમાં હોય, અથવા રમત વચ્ચે પણ જો સામા પક્ષ તરફથી અધિક લાભ બતાવવામાં આવે તો સ્વીકારેલ પક્ષને છોડી સામાની બાજુમાં ઊભા રહેવામાં તેમને સહેજ પણ સંકોચ થતો ન હતો. આ પ્રમાણે ૧૭૫૭ની પ્લાસીની લડાઈમાં અંગ્રેજોને પહેલી અદ્દભુત જીત મળી પ્લાસીનો આ વિજય હિંદુસ્તાનના સામ્રાજ્યની ચાવીરૂપ નીવડયો. ૧૭૫૭થી ૧૮૫૭ સુધીનો સમય આ કાવાદાવાની લડાઈઓથી ભરપૂર છે. ફક્ત એક જ ધ્યેય તેમની દૃષ્ટિ સમક્ષ રમતું હતું, અને તે પૈસાની લૂંટ અને હિંદુસ્તાનમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપવું.

## હિંદુસ્તાનમાં અંગ્રેજો કેમ ફાવ્યા ?

અંગ્રેજોએ હિંદુઓની સામે મુસ્લિમોને અને મુસ્લિમો સામે હિંદુઓને લડાવી મારવાની રમતો શરૂ કરી હતી. જાટ સામે રજપૂતો રજપૂતો સામે જાટ, બુંદેલોની સામે રોહીલાઓને, અને પઠાણોની સામે બુંદેલોને એ પ્રમાણે આંતરકલહો ઉપજાવી, એકબીજાને એકબીજાની

સા ... ... ાવી મારવાનાં કાવત્રાં કરવા માંડયાં. એક બાજુથી સુલેહો કરવામાં આવે, જ્યારે બીજી બાજુએથી સહેજ પણ આંચકા વગર તે સંધિનો ભંગ થતો હતો, અમુકનો પક્ષ સ્વીકારી તેને સહાય્યતા અર્પતા હતા, વધારે લાલચ મળે કે તુરત જ તે પક્ષ છોડી તેના દુશ્મનનો પક્ષ સ્વીકારતા હતા. સ્વમાન કે વિશ્વાસની તેમને કિંમત ન હતી. રાજગાદીઓની ખરીદી કરી જે વધારે કિંમત આપે તેને વેચી નાંખવામાં આવતી હતી. મુગટો અને મુલ્કોનાં જાહેર લિલામ થતાં હતાં. સૈનિક તથા લશ્કરી સહાય્યતાના વ્યાપાર ખેલાતા હતા. નીતિની સહેજ પણ ગણના કર્યા વગર નોકરોને લલચાવી, ફોડી, શેઠની વિરુદ્ધનાં કાર્યોમાં તેમનો ઉપયોગ કરતા હતા. સૈનિકોને ફોડી તેમના સેનાપતિ અને રાજાઓની સામે ખડા કરવામાં આવતા હતા. કાવત્રાં રચવામાં આવતાં હતાં, છેતરપિંડી, દંભ, વચન તથા વિશ્વાસ ભંગનો પૂર્ણ છૂટથી ઉપયોગ થતો હતો; અને એકબીજાને લડાવી પોતે ફાવી જવાના અનેકાનેક પ્રસંગો ઊભા કરવામાં આવતા હતા.

સર્વ પ્રકારના 'કાયદા કાનૂનો' રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય, નૈતિક અને ધાર્મિક બધા કાનૂનોને આ સમયને માટે એક બાજુ ફેંકી દેવામાં આવ્યા હતા. બાળકો કે વિધવાઓ, નાનાં કે મોટાં, સર્વ પ્રત્યે એક જ પ્રકારની વર્તણૂક દાખવવામાં આવતી હતી. તેમની દૃષ્ટિ એક જ ઉદ્દેશ પ્રત્યે ઢળેલી હતી અને તે લૂંટ કરવી, ખૂબ નાણું ઘસડી જવું અને હિંદુસ્તાનમાં અંગ્રેજોનું સામ્રાજ્ય સ્થાપવું. આ ધ્યેયની પરિપૂર્ણ સાધના અર્થે ગમે તેવાં દુષ્ટ અનિષ્ટ કૃત્યો કરવામાં તેઓને લેશ પણ સંકોચ થતો ન હતો. આ બધી વાતો સંપૂર્ણ સત્યની સહેજ ઝાંખી જ છે. એની પ્રતીતિ માટે મિલ અને વિલ્સનકૃત 'બ્રિટિશ હિંદનો ઇતિહાસ', બર્કકૃત 'વોરન હેસ્ટિંગ્સ ઉપર તહોમતો,' લોરેન્સકૃત 'એશિયામાં મહારાજ્ય,' વિલ્સનકૃત 'તલવાર અને લેજર,' બેલકૃત 'પંજાબ ખાલસા,' એ પુસ્તકો વાંચવાની વાંચકને મારી ભલામણ છે.

## બ્રિટિશ સામ્રાજ્યનું ચણતર

રાજનૈતિક પ્રશ્નો (નાણાપ્રકરણી, ધાર્મિક, ઔદ્યોગિક, કેળવણી વિષયક વગેરે)ને છણી એ સર્વને એક જ ધ્યેયને અનુસરતા બધારણમા ઘડવામા આવ્યા હતા અને તે ધ્યેય કયુ? બ્રિટિશ હકૂમત હિંદુસ્તાન ઉપર સ્થાપવી અને ઈસ્ટ ઇન્ડિયા કંપનીને આર્થિક લાભ ખૂબ કરી આપવો, આ વિષય પરત્વેના 'કાગળિયા' જે બ્રિટિશોએ નાબૂદ કર્યા કે અવગણના કરી ફેંકી દીધા તે બધા એકત્ર કરવામા આવે તો તેને સમાવવા માટે એક મોટી સુદર નમૂનેદાર પેટીની આવશ્યકતા પડે ફક્ત વેલેસ્લી અને ડલહાઉઝીના રાજકારોભારી કાગળિયા જ સર્વ બાબતો દીવા જેવી આપણી પાસે રજૂ કરે છે. આ સૈકામા થયેલા કાળા કૃત્યો જેવા કૃત્યો હિંદુસ્તાનની તવારીખના પાના પર કદી પણ ચડેલ હોય તેવુ અમારા જાણવામા નથી એક જ પ્રકારની, અવિરત પરિશ્રમની, અને દઢ નિશ્ચયાત્મક ભાવનાવાળી અજબ લૂટનો આ સૈકો હતો સત્ય, પ્રમાણિકતા તથા માનવ જાતના સર્વ પ્રકારના કાનૂનોને એક સ્થળે ફેંકી દેવામા આવ્યા હતા તેનું સપૂર્ણ વિસ્મરણ કરવામા આવ્યુ હતુ આવી તિરસ્કૃત કાળી નીતિને અનુસરવાનુ જોખમ કઈ એક જ વ્યક્તિ ઉપર ન હતુ, આણે, પેલાએ કે અમુકે તે કાર્ય કર્યું તેમ ન હતુ પરતુ ઈસ્ટ ઇન્ડિયા કપનીએ પૂર્વમાં–હિંદુસ્તાનમા રાજદ્વારી કાર્યોની વ્યવસ્થા માટે ઇગ્લડથી મોકલેલ બધાયે સનદી નોકરોની એ એક જ પ્રકારની નીતિ હતી, ફક્ત એ સૌના અમલદારોની કાર્યવાહીના પ્રકાર ભિન્નભિન્ન હતા તેટલુ જ

## ખરી વસ્તુસ્થિતિ વિષે ઇંગ્લડની જનતાનું અજ્ઞાન

ખરું છે કે આ સમયે હિંદુસ્તાનમા શુ બની રહ્યુ છે તે વિષે ઇગ્લડની સામાન્ય જનતા અજ્ઞાન હતી તે 'વિશાળ' ખડમા તેના જ દેશના માણસો અત્યારે પણ શુ કરી રહ્યા છે, કેવી રીતે વહીવટ ચલાવી રહ્યા છે તેની ખરી હકીકતથી જેમ અંધારામા રહે છે, તેમ તે સમયે યથાર્થ વસ્તુસ્થિતિથી તદ્દન બિનવાકેફ હતી

હિંદુસ્તાનમાં મુલકો તથા પ્રાંતો જીતીને, વિદેશી પ્રજાને અંગ્રેજી શાસન તળે લાવીને, તે દેશ ઉપર બ્રિટિશ સામ્રાજ્ય સ્થાપી રહેલ છે, તે દેશમાં બ્રિટિશ હકૂમતની આણ પ્રસરાવી રહેલ છે, તેટલા પૂરતું જાણવામાં જ તેમને સંતોષ હતો; જેમ આજે પણ હિંદુસ્તાન ઉપર તેમનો સામ્રાજ્યધ્વજ ફરકે છે એટલું જ જાણીને તેમને પરમ સંતોષ રહે છે.

હિંદુસ્તાનના લોહીમાંથી ઇંગ્લંડને વિપુલ સંપત્તિ મળી, હિંદુસ્તાનમાંથી ઇંગ્લંડ તરફ ધનના પ્રવાહો ચાલ્યા, હિંદુસ્તાનની લક્ષ્મીથી ઇંગ્લંડ સમૃદ્ધિવાન બન્યું, દગાબાજ યુક્તિપ્રયુક્તિઓથી અંગ્રેજો ખૂબ પૈસાદાર થયા. ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ કંપનીના હિસ્સેદારોમાં ( share holder ) વહેંચેલ નફાથી ( dividend ) તેમજ હિંદુસ્તાનમાં બ્રિટિશ સત્તાને અંગે બ્રિટિશ કારખાનાવાળાઓને તથા વેપારીઓને જે બેશુમાર લાભ થયો તેથી ઇંગ્લંડની પ્રજાને ધનની રેલમછેલ થઈ રહી. ઇંગ્લંડની પ્રજાને આ ધનપ્રવાહ કેમ ન ગમે ? દેશના સાહિત્ય અથવા અખબારો દ્વારા કદાચ દૈવયોગે કોઈનાં કાવત્રાં ખુલ્લાં થઈ જવાથી તેમની નૈતિક બુદ્ધિને સહેજ આંચકો લાગતો હતો, પરંતુ અંગ્રેજ વહીવટદારોનાં સુંદર છટાદાર યુક્તિબાજ ભાષણોથી આ ઊભરો શમી જતો હતો. રાજદ્વારી કારણો આગળ ધરી આ કાવત્રાંના કર્મવીરોને માફી અપાવતા હતા. પ્રજાને સુંદરસુંદર મોટાં મોટાં ભાષણો દ્વારા સમજાવી દેવામાં આવતી હતી કે હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યનું ધ્યેય પરગજુ છે, અને એ ધ્યેય પ્રત્યે ધીમે ધીમે ગતિ થઈ રહેલ છે. વૉરન હેસ્ટિંગ્સ ઉપર બર્ક તરફથી મુકાયેલાં તહોમતોએ બ્રિટિશ જનતાનાં નેત્રો ઉઘાડયાં હોત, અને હિંદુસ્તાનમાં બની રહેલા બનાવોની યથાર્થ માહિતી આપી હોત, પરંતુ વૉરન હેસ્ટિંગ્સના તુરત જ છુટકારાથી બધો ખળભળાટ દબાઈ ગયો.

અને વૉરન હેસ્ટિંગ્સ ફક્ત એક જ ગુનેગાર હતો તેમ નથી. હિંદુસ્તાનમાં તે સમયે જેવું બન્યું તેવું હરદમ બનતું રહે છે, ફક્ત પૃથક પૃથક યોજના અને માર્ગથી.

આમ છતાં અત્રે બ્રિટિશ જનતા ઉપર ટીકા કરવા હું નથી પ્રેરાયો. લોકશાસનના તંત્રવાદીઓને અન્ય રાષ્ટ્રના કે પ્રજાના વહીવટ બારીકાઈથી નિરખવાનો અવકાશ નથી હોતો. ઘર આગળની મુશ્કેલીઓ અપાર છે, તેમાં તેઓ નિમગ્ન રહે છે. હિંદુસ્તાન માટે તો તેઓ ફક્ત આર્થિક લાભનું પ્રમાણ નિહાળે છે. કરોડો માનવીઓ તેમના સામ્રાજ્યછત્ર તળે છે તે જોઇ તેમની કલ્પનાશક્તિ ભભૂકી ઊઠે છે, તેમના હૃદયમાં અનેરા ભાવપૂર્વકના ઝણઝણાટો પેદા થાય છે. પોતાના જ નામથી પોતાના જ દેશના વતનીઓ વિદેશી મુલકોમાં રાજ કરે છે, તે જોઈ તેમનાં હૃદયો ઊછળે છે. આ નોકરશાહી તંત્ર ઉપર ટીકા કરવાનું તેમને કંઈ કારણ નથી હોતું, ગમેતેમ, તે મનુષ્ય-સ્વભાવ જ છે. અનેકાનેક લાભો સામે સામાન્ય માનવી ટીકા કરવા નથી પ્રેરાતો. તેમાંયે મુખ્યત્વે ખાસ તે લાભ મેળવવાના ઉપાયોમાં સીધી રીતે દુષ્ટતા અને અપ્રમાણિકતા દષ્ટિગોચર નથી થતાં ત્યારે તો નહિ જ.

આટલું આ વિષયને અંગે જ.

હવે આપણી ચાલુ વાતના અનુસંધાનમાં:

હિંદુસ્તાન ઉપર બ્રિટિશોના "વિજય"નો ૧૭૫૭ થી ૧૮૫૭ સુધીના સમયનો આખોયે ઇતિહાસ નરી રાજદ્વારી ધૂર્તતા, દંભ, વિશ્વાસભંગ તથા અનીતિથી ભરપૂર છે. એ બ્રિટિશોની રાજદ્વારી ધૂર્તતા તથા કુનેહની ફતેહ હતી. હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યની ઇમારતના પાયા ચણનારા અંગ્રેજો પાસે એક જ જ્ઞાન હતું અને તે બ્રિટિશ સામ્રાજ્ય કેમ સ્થાપવું! આને માટે ગમે તેવા ઉપાયો યોજવામાં તેઓ લેશ પણ દરકાર નહિ કરતા. ધર્મ અને નીતિના ઉપદેશકો સામ્રાજ્યનું ચણતર ચણી શકતા નથી. બુદ્ધિમાન, ચાલાક,

કોઈ પણ પ્રકારની ભ્રાંતિ વગરના, અડગ, ધૈર્યવાન, નીડર, હાથમાં આવેલ તકનો સુંદર ઉપયોગ કરી જાણનાર, ધ્યેયની સાધના અર્થે વિશ્વાસભંગ કરવામાં અને અપ્રમાણિક અનિષ્ટ ઉપાયો યોજવામાં સહેજ પણ સંકોચ ન રાખનાર, પોતાના લાભ પાછળ અન્યનું ગમે તેટલું અહિત થતું હોય તો પણ દરકાર નહિ કરનાર, આવા માનવીઓ મહારાજ્યો ઊભાં કરી શકે છે. નેપોલિયનો, બિસમાર્કો, ડિઝરાયેલીઓ, રિશેલિયસો મહારાજ્યોના ઉત્પાદક હોય છે. ક્લાઈવ, હેસ્ટિંગ્સ, વેલેસ્લી કે ડલહાઉઝીના હાથથી મહારાજ્યો બંધાય છે. એ કાર્ય બર્ક કે ગ્લેડસ્ટનનું નહિ. મોરલી એ ન કરી શકે. જો કે એ મહાનુભાવો આ લોકોનાં કૃત્યોને પિછાણ્યાં છતાં અવગણના કરે છે, અને તેને ભાગ્યદેવીના વિજય તરીકે લેખી સંતોષ માને છે.

અંગ્રેજો ફક્ત શસ્ત્રબળને જ પ્રભાવે હિંદુસ્તાન ઉપર વિજેતા બની શક્યા હતા, એ માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે. એકની આશાને અન્યની દહેશત સામે રમાડવામાં તેમજ હિંદીઓ તરફની નૈતિક તથા આવશ્યક સાધનોની સહાયના બળે જ તેઓ ફાવી શક્યા હતા. આ સમયના ઇતિહાસનું આખુંયે ચિત્રપટ ઘેરા કાળા રંગથી ચિત્રાયેલ છે. આ સમયનો આખોયે ઇતિહાસ અંગ્રેજોનાં કાળાં કૃત્યોથી ભરપૂર છે. અત્યારની ભારતીય પ્રજાને એ ભૂતપૂર્વનાં સ્મરણો સાથે નિસ્બત નથી રહી; પરંતુ જ્યારે બ્રિટિશ અદાલતોમાં "કાયદાનુસાર સ્થાપિત બ્રિટિશ સરકારને" હિંદુસ્તાનમાંથી નાબૂદ કરવાના પ્રયત્નો માટે ભારતીય તરુણોને ગુનેગાર ઠરાવવામાં આવે છે ત્યારે તે ન્યાયના ફારસ પ્રત્યે સ્વાભાવિક રીતે હાસ્ય ઉપજે છે. આ વખતે સહેજ પ્રશ્ન પૂછવાની પ્રેરણા થાય છે કે, "કયા કાયદાનુસાર ?" અને "એ કાયદો કોણે ઘડયો ?"

## ૧૮૫૭ નું મહાન સ્વાતંત્ર્ય યુદ્ધ

ઓગણીસમી સદીના ભારતીય રાષ્ટ્રીય આંદોલનોમાં પ્રથમ પ્રવૃત્તિ તરીકે ૧૮૫૭ના મહાન સ્વાતંત્ર્ય યુદ્ધની આ સ્થળે સં. ેચના

કરવાના આશયથી ઉપર્યુક્ત ઇતિહાસનો અત્રે ટૂંકમાં ઉલ્લેખ કરવો પડયો છે. આ પ્રવૃત્તિ રાષ્ટ્રીય તેમ જ રાજકારી હતી આ યુદ્ધની પાછળ ઘણા કારણો હતાં તેમા અર્પાયેલ હિસ્સાના પ્રમાણો પણ અનેક હતા હિંદુમુસ્લિમોનુ ઐક્ય, યુદ્ધ પૂર્વની પરિપૂર્ણ તૈયારીઓ, વિપ્લવવાદીઓનુ અડગ ધૈર્ય, તેમની મક્કમતા, અને પ્રમાણમાં ક્રાંતિકારો સામે થયેલાં કાવત્રાં એ રણભૂમિ ઉપર ખેલાયેલ યુદ્ધના મૂળતત્ત્વો હતા

આ પ્રયાસમા હિંદુસ્તાનને નિષ્ફળતા મળી. આ યુદ્ધમા ભારત હાર્યું, કારણ–સામાન્ય જનતાને વિપ્લવવાદીઓની રચનાત્મક કુશળતા ઉપર વિશ્વાસ નહોતો રહ્યો અલબત્ત, અંગ્રેજોને હિંદમાથી હાંકી કાઢયા પછી એ રચનાત્મક કાર્યક્રમના પ્રશ્નને હાથ ધરવાની ક્રાંતિકારોની મુરાદ હતી, કિંતુ જનતાનુ ધૈર્ય ખૂટયુ હતુ, ત્યા સુધી રાહ જોવાને તૈયાર ન હતી પૂર્વ સૈકામા સમસ્ત દેશમા વ્યાપેલ અંધાધૂંધી, અરાજકતા, તથા ખૂનખાર લડાયક પ્રવૃત્તિઓને અંગે ચાલુ સ્થિતિ પરત્વે પ્રજામા ઉદાસીનતા આવી હતી, પ્રજા કંટાળી ગઈ હતી, અને કદાચ આ પ્રયાસમા સફળતા મળે, વિપ્લવવાદીઓ વિજયી થાય, તેમની મુરાદ બર આવે તો તેવી જ પરિસ્થિતિના પુનર્જન્મની સંભવિતતા પ્રજાને લાગી હતી, તેવી જ અંધાધૂંધી પુન· સમસ્ત દેશમા પ્રસરે તેવી ભીતિ પ્રજાને હતી વિપ્લવવાદીઓ અંગ્રેજોને ધિક્કારતા હતા હિંદના અમીર અને સરદારો, હિંદની પ્રજા તેમને ધિક્કારતી હતી પ્રત્યક્ષ રીતે ભારતીય જનતાએ વિપ્લવવાદીઓ પ્રત્યે હમદર્દી દાખવી, તેટલા જ પ્રમાણમા તેમને આવશ્યક સહાય્ય ન અર્પી બધાને પૂર્વ કાળની સ્થિતિમા મૂકે તેવુ કાર્ય ન હતુ

## આ યુદ્ધમાં હિંદુસ્તાનની હાર કેમ થઇ?

એટલી જ મક્કમતાથી કહેવુ પડશે કે અત્રે પુન અંગ્રેજો તેમની એ જ રાજનૈતિક ધૂર્તતાથી ફાવ્યા ચપતાની નીતિએ તેમને

એ ડામાડોળ સ્થિતિમાંથી ઉગારી લીધા. આ સમયે પંજાબમાં શીખોના અમીરઉમરાવોનો અમલ હતો. આ સત્તા પાસેથી અંગ્રેજોએ સહાયતાની યાચના કરી.

મોગલ કાળ દરમ્યાન શીખો ઉપર ખૂબ જુલ્મ ગુજારવામાં આવ્યો હતો. આ કારણને લઈ ને હિંદુસ્તાન ઉપર પુનઃ મોગલશાસનની સ્થાપના થાય તે જોવાને તેઓ તૈયાર ન હતા. મુસ્લિમો જેમને તેઓ ' તુર્ક ' નામથી સંબોધતા હતા – તેમનાથી તેઓ થાક્યા હતા; જેથી તેઓએ સંપાદન કરેલ સર્વ નૂતન બળનો અંગ્રેજોને સહાય્ય કરવામાં ઉપયોગ કર્યો, શીખોને કહેવામાં આવ્યું હતું અને તેઓની પણ એ જ માન્યતા હતી કે મોગલ સત્તાનો વિધ્વંસ કરવામાં ગુરુ તેગબહાદુરના ખૂનીઓ ઉપર, ગુરુ ગોવિંદસિંહ ઉપર જુલ્મ કરનારાઓ ઉપર, તેમના પુત્રોનાં રક્ત ચૂસનારાઓ ઉપર બરાબર કિન્નો લેવાનો આ અવસર હતો. દિલ્હી નજીક સરહિંદમાં ગુરુ ગોવિંદ-સિંહના બે કુમારોને દીવાલો વચ્ચે ચણી અત્યંત ક્રૂરતાથી મારી નાંખવામાં આવ્યા હતા. તેના પરિણામે શીખોમાં વેર અને કિન્નાની જ્વાળા ભભૂકી ઊઠી હતી; જેથી હિંદુસ્તાનમાથી મોગલ સત્તાને નિર્મૂળ કરવાની અભિલાષાથી મુસ્લિમ સામ્રાજ્યના એ અંતિમ પ્રયાસ સામે તેઓએ પોતાનું બધું બળ ખરચી નાંખ્યું.

આ પ્રયાસમાં હિંદુસ્તાનને વિજય ન મળ્યો પરંતુ એ યુદ્ધના ઉત્પાદકોમાં તથા ક્રાંતિકારોમાં અગ્રેજો સામે કેટલે અંશે તિરસ્કૃત તથા ઘૃણાત્મક ભાવના હતી તે આ બનાવ સ્પષ્ટ રીતે નિર્દેષ કરે છે.

ભારતીય પ્રજાનાં હૃદયો દયાથી ભરેલાં છે, એક કીડીને પણ બની શકે ત્યાં સુધી તેઓ ઇજા નહિ કરે, તો પછી માનવનો સંહાર કરવા પ્રેરાય ? છતાં યુદ્ધ દરમિયાન થયેલ ક્રૂર કૃત્યો માટે અમુક હિંદીઓ તો ગુનેગાર ,છે જ અને આનું વેર તો અંગ્રેજોએ બરાબર

વાળ્યું ! વિગ્રહ દરમ્યાન તેમજ વિગ્રહ પછી હિંદીઓનું રક્ત ચૂસવામાં તેઓએ કમી ન રાખી નરી પાશવતા અને અધમતાનું દિગ્દર્શન કરાવ્યું.*

જે જે સ્થળોએ હિંદીઓએ અંગ્રેજો ઉપર જુલમ ગુજાર્યો હતો તે તે સ્થળોએ સ્મરણસ્તંભો ઊભા કરી હિંદીઓના એ જુલ્મોને અમર રાખવા તેઓએ પ્રયત્ન કરેલ છે, પરંતુ પોતાના અમાનુષી અત્યાચારોને તેઓ વિસરી ગયેલ છે, કદાચ અત્યારની

---

* ગુનેગાર અને બીચારા નિર્દોષ બધાને એક જ સાથે તોપને ગોળે ઉડાડવામાં આવ્યા હતા. અંગ્રેજ સૈનિકોએ ગામડાઓ અને શહેરોમાં જઈ નિર્દોષ માણસોને, સ્ત્રીઓને અને બાળકોને નિર્દયતાપૂર્વક રંજાડવામાં, તેમના ઉપર અમાનુષી જુલમ ગુજારવામાં જરાજ પણ ઊણપ નહોતી રાખી. કેટલીક વખત તો હિંદીઓના મૃત દેહને કે માથાને વૃક્ષો પર લટકાવવામાં આવતા હતા. કોણ જુલમ વધારે કરી શકે છે તે સંબંધમાં તો સૈનિકો અંદર અંદર હોડ ખેલતા હતા ! ( વિશેષ માટે જુઓ આ પ્રકરણને અંતે )

કઈ અને મેલેસન કૃત દ્વિતીય વિભાગ, પાનું ૩૬૭ "બળતી ટુકડીના બળવાખોરો આપણી સામે યુદ્ધ ખેલ કરી રહ્યા હતા. તેથી તેઓ દયાને પાત્ર ન હોઈ શકે. કિંતુ સંપૂર્ણ વિચાર કર્યા પછી મને પ્રતીતિ થાય છે કે તે બધાનો હું કદી શિરચ્છેદ ન જ કરું એ પ્રમાણે વર્તવાના આપણે કર્તવ્ય દયાળુ જગનિયંતાની દૃષ્ટિમાં ન્યાયી ગણાય તેમ હું નથી ધારતો. એકસોને વીસ માણસોને મૃત્યુને આધીન કરવા એ કંઈ નાનીસૂની વાત નથી. આપણો ઉદ્દેશ એક જ છે કે સામાન્ય જનસમૂહમાં ભયનું વાતાવરણ પ્રસારવું તેના ત્રીજા કે ચોથા ભાગના માણસોને ગરદન મારવાથી આપણો આ ઉદ્દેશ પૂરેપૂરો જળવાઈ રહ્યો હોત તેવી મારી નમ્ર માન્યતા છે. આ લોકોમાંથી જેઓ બળવાખોર હોય, જેમની સામાન્ય વર્તણૂંક ખરાબ હોય, તથા જેમણે આપણી સામે અસંતોષ ફેલાવવા પ્રયત્ન કર્યો હોય તેવાઓને હું પ્રથમ શોધી કાઢું. જો આટલાથી જ આપણી આવશ્યક સંખ્યા પૂરી થતી ન હોય તો હું મંજુર સંખ્યામાં વૃદ્ધ સૈનિકોને ઉમેરું. આ બધાને તોપ કે બંદૂકની ગોળીથી ઉડાડી દેવા જોઈએ બાકી રહેલાઓને હું અમુક ટુકડીઓમાં વહેંચી નાખું અને પછી અમુકને દશ વર્ષની, અમુકને સાત, અમુકને પાંચ, અમુકને ત્રણ એમ જુદી જુદી કારાગારની સજાઓ ફરમાવું."

ભારતીય પ્રજા પણ તેને ભૂલી ગઈ હશે, કિંતુ અંગ્રેજોના એ અત્યાચારો જગતના અમર ઇતિહાસનાં પાનાં પર ચડી ચુકેલ છે,

અંગ્રેજોએ ઊભા કરેલ આ સ્મરણસ્તંભો હિંદુસ્તાનની મુલાકાતે આવનાર અંગ્રેજોનાં હૃદય ઉપર કેવી અસર કરે છે તે અંગ્રેજી અખબાર 'આઉટલૂક'ના એપ્રિલ ૧૯૧૫ના અંકમાં એફ. જી. એ (F. G. A.)ના તખલ્લુસથી પ્રગટ થયેલ લેખમાંથી ઉધૃત કરેલ નીચેનો ફકરો બરાબર નિર્દેશ કરે છે. પોતાના વિચારો વ્યક્ત કરતાં લેખક જણાવે છે:

'શૌર્ય તથા શયતાનિયતભર્યા કૃત્યોના આ સ્મરણો વિદેશી યાત્રાળુઓનાં હૃદયો ઉપર જે પ્રકારની છાપ પાડે છે તે નિહાળતાં બળવા દરમ્યાનના બનાવો સ્પષ્ટ રીતે આપણી સમક્ષ ખડા થાય છે. શૌર્ય તથા વીરતાની સુંદર પ્રતિમારૂપ લખનૌનાં એ ખંડેરો નીરખતાં હૃદયમાં કંઈ અનેરો આનંદ ઊછળે છે. બહાદુરીના, અડગ ધૈર્યના તથા ખુલ્લી છાતીએ મરવાની નિર્ભયતાના બનાવોથી લખનૌના મોટા દરવાજાનો તૂટેલ દરેકેદરેક પાષાણ વીરતાથી ભરેલ છે, એ નીરવ ભયંકર ગુફાઓ બ્યાનોનું સુંદર ચિત્ર આપણી સમક્ષ રજૂ કરે છે....

"કાનપુર જઈ જેઓ આ સર્વેનું નિરીક્ષણ કરે છે, તેમાંથી કોઈ પણ વ્યક્તિના હૃદયમાં આપણા શહીદોની સામે થયેલ એ અત્યાચારોને માટે ક્ષમાની ભાવના કદી નહિ જ ઉદ્દભવે. એ ભયંકર કૂવા ઉપરનો શિલાલેખ દર્શાવે છે કે આ સર્વ તિરસ્કાર અને ઘૃણાને પાત્ર છે, તેને માટે ક્ષમા જેવો શબ્દ નથી સર્જાયો. એ ઐતિહાસિક કાનપુરના વાતાવરણમાં રહેલ અમાનુષ ભયંકરતા અને ગમગીનીનો કદી પણ વિલોપ નથી થવાનો. આ કિન્નાખોર અને ઝેરીલા બનાવોને ભૂંસી નાંખવા, કાળ પણ અસમર્થ છે.

"એ સ્મૃતિજનક સુંદર ઉદ્યાનમાં – Memorial garden – (જેમાં હિંદીઓના પ્રવેશ સામે મના છે) યાત્રાળુઓ પ્રવેશ કરી સ્મારકોને નિહાળશે, વટવૃક્ષો પાસેથી ભયંકર કથનીઓ સુણશે, એ

પીપળ કે પ્રેસ્બિટેરિયન ઘાટના દેવળ ( Memorial church ) ઉપરની શહીદોની નામાવલી વાંચશે, ત્યારે તેનો અંતરાત્મા દુઃખી થશે, અને આર્દ્ર સ્વરે પોકારી ઊઠશે કે આ અત્યાચારો ગુજારનારાઓ ઉપર મુડદાં સાથે ધરબાયેલાને પણ એ ખાડામાં હોમી દેનારાઓ ઉપર સખ્ત કિન્નો અને વેર લેવાં જોઈએ, આ સર્વ સ્મરણો અને સ્મારકો તિરસ્કાર અને ભયંકરતા સૂચવે છે. અને તેમાં ક્યાંયે શાન્તિ કે ક્ષમાને માટે સ્થાન નથી."

અંગ્રેજો એ સ્પે ભૂલી જતા કે બળવાનો ઇતિહાસ વાંચતાં અંગ્રેજોએ હિંદીઓ ઉપર ગુજારેલા સિતમો માટે હિંદીઓના હૃદયમાં તેમના જેટલી તેમના પ્રત્યે તિરસ્કૃત ભાવના પેદા નથી થતી અંગ્રેજો સ્વતંત્રતાથી પોતાના વિચારો વ્યક્ત કરી શકે છે, હિંદીઓ નથી કરી શકતા, તેમના ઉદ્ગારોને દાબી દેવામાં આવેલ છે

અરસપરસની વૈમનસ્યભાવનાને વિસરી જવાય તથા અન્યોન્ય વચ્ચે પ્રેમ અને વિશ્વાસ બંધાય, તે હેતુથી બન્ને પક્ષ એ ભયંકર ભૂતકાળને ભૂલી જાય એ શ્રેયસ્કર છે, પરંતુ એ ત્યારે જ બને કે અંગ્રેજો ભારતનું રક્ત ચૂસવાનું છોડી હિંદુસ્તાનને ન્યાય, પ્રમાણિકતા તથા સમાંતર દરજ્જા ઉપર મૂકે હિંદુસ્તાનને "પરતંત્ર" અથવા "તાબાના મુલક" તરીકે ન લેખતાં તેના પ્રત્યે પોતાના જ સામ્રાજ્યના એક ભાગીદાર તરીકેનો વર્તાવ રાખે તો જ આ મુરાદ ફળી શકે તેમ છે.

કેઈ અને મેલેસન કૃત 'બળવાનો ઇતિહાસ' દ્વિતીય વિભાગ પૃષ્ઠ ૨૦૩ "લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો હતો. મે અને જુનની ધારાસભામાં જે કાનૂનો પસાર કરવામાં આવ્યા હતા તેનો પૂરેપૂરો અમલ થઈ રહ્યો હતો. સૈનિકો અને સિવિલિયનો એકી સાથે જાતિ કે ઉમ્મરના ભેદભાવ વગર હિંદીઓની કતલ ચલાવી રહ્યા હતા. પછી તો હિંદીઓનું રક્ત ચૂસવાની તેમની પિપાસા વધી. આપણી પાર્લમેન્ટના દફતરોમાં રહેલ ગવર્નર જનરલના કાગળો ઉપરથી નિર્વિવાદ પૂરવાર થાય છે કે બળવાના ગુનેગારો, નિર્દોષ વૃદ્ધો, સ્ત્રીઓ

અને બાળકોની એક સરખી કતલ થઈ રહી હતી જાણી જોઈને જ તેમને ફાસીએ લટકાવવામા નહોતા આવતા, પરતુ તેમના ગામડામા તેમને જીવતા બાળવામા આવતા હતા–કદાચ વારવાર તેમના ઉપર ગોળીબારો કરીને અગ્રેજો વિનાસકોચે પોતાની આ બહાદુરી (?)ની બડાઈ મારતા હતા, અથવા તેમની આ બડાઈઓ ઇતિહાસ ઉપર ચડે તે આશયથી લખતા કે "કોઈને પણ બચાવેલ નથી," 'કાળાઓ ઉપર ગોળીબારો કરવામા તેમને ભારે લહેજત આવતી હતી, વગેરે મોટા અમલદારોના મત્તાવાહી પુરાવાઓવાળા એક પુસ્તકમા લખે છે કે 'ભરબજારમા અથવા જાહેર રસ્તાઓ ઉપર પડેલ મુડદાઓને ઊચકવા માટે પ્રાત કાળથી સૂર્યાસ્ત સુધી આઠ ગાડા કામે લાગેલા હતા, અને આ મુડદાઓ ઉપાડવાના કાર્યને ખતમ કરતા આઠ ગાડાઓને પૂરા ત્રણ માસ લાગ્યા, અને આ પ્રમાણે છ હજાર માનવીઓના મૃત દેહને દફનાવવામા આવ્યા હતા "

---

જુઓ કેઈ અને મેલેસન કૃત 'બળવાનો ઇતિહાસ' દ્વિતીય વિભાગ, પૃષ્ઠ ૭૭. "શ્વાન, શૃગાલ કે એવા બીજા પ્રાણીઓની માફક સર્વ પ્રકારના હિદી ગુનેગારોને આપણા સૈનિકો નિસકોચપણે પકડી પકડી લટકાવતા હતા એક સમકાલીન લેખક લખેલ છે કે નિ શસ્ત્ર કવાયતના દિવસે સવારમા પહેલી વસ્તુ તેણે 'ફાસીના માચડાની હારો' જોઈ થોડા દિવસ પછી લશ્કરી અદાલતો સવારથી સાજ સુધી કામ ચલાવતી અને વૃદ્ધો તથા બાળકોને, નાના મોટાને ફાસીની સજાઓ ફરમાવવામા આવતી હતી અને એ બધાને અકથ્ય નિર્દયતાથી લટકાવવામા આવતા હતા એક પ્રસગે કેટલાક બાળકો રમતની ખાતર લશ્કરી રગીત પોશાક પહેરી ટમટમ વગાડતા ફરતા હતા. તેમને પકડવામા આવ્યા, તેમના ઉપર કામ ચાલ્યુ અને બધાને દેહાતદડની સજા થઈ આ લશ્કરી અદાલતમાનો એક અમલદાર–પ્રબળ દુશ્મન સામે બહાદુર અને નીડર, છતા નિર્બળ અને નિરાધાર તરફ સૌજન્ય હૃદયનો–વડા અમલદાર પાસે જઈ રડી પડ્યો અને નિર્દોષ બાળકો ઉપર સિતમ ન ગુજારવાની પ્રાર્થના કરી, પરતુ તે વડાનુ હૃદય ન પીગળ્યુ તેના હૃદયમા દયાને સ્થાન ન હતુ '

"આ સમયે લશ્કરી અથવા ફોજદારી કાનૂનોને ફક્ત ખાસ આડંબર તરીકે જ આગળ ધરવામાં આવેલ હતા 'શોખીન' જલ્લાદોની ફોજનું તેમજ માનવ સંહાર અર્થે ગામડાઓ અને શહેરોમાં ભમતી 'સ્વયંસેવક' ટુકડીઓનું સખ્યાપ્રમાણ ધાર્યા કરતા કયાંય વિશેષ વધી પડેલ હતું"

હોમ્સ કૃત 'સિપાઈઓના બળવાનો ઇતિહાસ' પૃષ્ઠ ૧૨૪ "લશ્કરી અદાલતના અધિકારી વર્ગે શપથ લીધેલા હતા કે બધા કેદીઓને, પછી ભલે તેઓ નિર્દોષ હોય કે ગુનેગાર હોય બધાને એક જ પ્રકારની દેહાતદંડની સજા ફરમાવશે . કોર્ટમાં તેમની ઉતાવળી તપાસ થયા પછીથી ફાંસીએ લટકાવતા પૂર્વે તેમની દારુણ તિરસ્કૃત મશ્કરી કરવામાં આવતી હતી, તેમના ઉપર અમાનુષ સિતમો ગુજારવામાં આવતા હતા, ફાંસી ઉપર જતા પહેલા હિંદીઓ ઉપર ગુજરતા સિપાઈઓના અત્યાચારો પ્રત્યે અધિકારી વર્ગ હસતો અને તે તરફ પોતાની પસંદગી જાહેર કરતો "મોટા ગુનેગારો ઉપર જે નિર્દયતાભર્યા જુલ્મો કરવામાં આવતા હતા તેવા જ ઘાતકી અત્યાચારો નિર્દોષ બુઢ્ઢાઓ ઉપર અને છાતીએ ધાવતા બાળકોવાળી માતાઓ ઉપર ગુજારવામાં આપણને સહેજ પણ આચકો નથી લાગ્યો"

પુન આપણી પાસે એ સ્થળે કામ કરતા એક અમલદારનું કથન છે કે અંબાલાથી દિલ્હી સુધી હજારો માણસોને હરોલમાં ' ગોઠવીએ હરોલને એક પછી એક અદાલત સમક્ષ ઉભી રાખવામાં આવતી હતી અને તેમને ફાંસીની કે ગોળીબારની નસ્યતો ફરમાવવામાં આવતી હતી કેટલેક સ્થળોએ અંગ્રેજ સિપાઈઓ હિંદુ ગુનેગારોના મોઢામાં જબરદસ્તીથી બંદૂકોની અણીથી ગાયનું માંસ નાખતા હતા

ચાર્લ્સ બોલ્સકૃત 'હિંદુસ્તાનનો બળવો' પ્રથમ વિભાગ પૃષ્ઠ ૨૫૭ 'એક મુસાફરીમાં મને ભારે લહેજત આવી. અમારી બદૂકો સાથે અમે સ્ટીમર ઉપર ચડી ગયા જ્યારે શીખોએ અને સિપાઈઓએ

ગામ તરફ કૂચ કરી ગામને પ્રદક્ષિણારૂપ અમારી સ્ટીમર ચાલતી થઈ; અને અમે ચોમેરથી ગામ ઉપર ગોળીઓનો મારો શરૂ કર્યો. મેં મારી બંદૂકથી કેટલાયે કાળા હિંદીઓને ગબડાવી પાડયા, વેર માટેની મારી લાલસા તીવ્ર થતી જતી હતી. ચારે દિશાએથી થતા અમારા ગોળીબારોથી આખુયે આકાશ ધુમ્રથી આચ્છાદિત થઈ રહ્યું હતું. અમોને ઘડીભર તો એમ જ લાગ્યું કે એ દુષ્ટ બળવાખોરો ઉપર બરાબર વેર વળી રહ્યું છે. અમારી કૂચ હંમેશાં ગામડાંઓ તરફ જતી હતી અને કેટલાંયે ગામડાંઓને બાળી ભસ્મીભુત કરી અમારી વેરની જિજ્ઞાસાને તૃપ્ત કરતી હતી.

"સરકાર સામે ગુનો કરનાર દેશીઓ ઉપર કામ ચલાવવા કમીશનના પ્રધાન તરીકે મારી નિમણૂક થઈ હતી હિંદીઓના જીવ અમારા હાથમાં રમતા હતા. અને હું તમોને ખાત્રી આપું છું કે અમે એક પણ વ્યક્તિને બચાવેલ નથી. ફક્ત,અદાલતમાં તેમના ઉપર નજીવું કામ ચાલતું હતું. ગુનેગારોને ગાડી ઉપર ઊભા રાખી તેમની ડોક આસપાસ દોરડું બાંધી ઉપર ઝાડ સાથે બાંધવામાં આવતા હતા, પછી ગાડી ખેંચી લેવામાં આવતી હતી, એટલે તેઓ વૃક્ષ નીચે તરફડિયાં મારી મૃત્યુને આધીન થતા હતા.

"પંજાબમાં અજનલાની નજદીકમાં એક નાના ટાપુ ઉપર સરકારી થાણામાંથી કેટલાક સિપાઈઓ સરકાર તરફથી ગોળીબારની બીતિથી નાસીને છુપાઈ ગયા હતા. કુપર એક ટુકડી લઈ તેમની પાછળ પડયો, અને બધાને કેદ કર્યા, તેમની સંખ્યા ૨૮૨ ની હતી. કુપરે પ્રથમ તો બધાને અજનલા મોકલી દીધા પછી પ્રશ્ન ઊઠયો કે તેમનું બધાનું શું કરવું?

"કોઈ પણ એવું સ્થળ નજદીકમાં ન હતું કે જ્યાં લશ્કરી અદાલત હોય અને તેમના ઉપર કામ ચલાવવામાં આવે. જો કદાચ એ બધાની એકી સાથે કતલ કરવામાં આવે તો થાણાના બીજા સિપાઈઓને એથી દહેશત લાગે, વધારે તોફાન થતું અટકે અને

પરિણામે હિંદી સિપાઇઓનાં લોહી ન રેડાય. આ કૃત્યથી પોતાના શિરે કેવી ભયંકર જોખમદારી આવે છે તેનો ખ્યાલ કરીને કુપરે તેમને બધાને મારી નાંખવાનો નિર્ણય કર્યો. બીજે દિવસે સવારે દશ દશની ટુકડીમાં તે બહાર કાઢતો અને શીખો મારફત તેમના ઉપર ગોળીબાર કરાવતો. આ પ્રમાણે ૨૧૬ તો પ્રભુની નિગાહમાં પહોંચ્યા, પરંતુ હજુ ૬૬ રહ્યા, જેમને બધાને કિલ્લાના બુરજમાં કેદ કરવામાં આવ્યા હતા. જો એ બુરજનાં દ્વારો ખોલવામાં આવે તો અંદરના સિપાઇઓ બરાબર સામા થાય આવી ઝપાઝપીની ધારણા રાખીને જ કુપરે તેનાં બારણા ખોલી નાંખવાનો હુકમ કર્યો. પરંતુ ત્યાં તો ભયંકર શાન્તિ પથરાયેલ હતી પિસ્તાલીસ માણસોનાં મુડદાં જમીન ઉપર પડયાં હતાં કારણ કુપરની અજાણતાથી તેની બારીઓ બંધ રહી ગયેલ હતી. અને એ બુરજ તો બીચારા કેદીઓને માટે બ્લેક-હોલ નીવડયો. બાકીના ૨૧ માણસો લગભગ મરણતોલ થઈ ગયાં હતાં. તેમને પણ તેમના મિત્રોની જેમ ગરદન મારવામાં આવ્યાં. તા. ૧-૮-૧૮૫૭. આવી સત્તા ઉચાપત કરી લેવા માટે ઇંગ્લંડમાં અજ્ઞાન માનવ-પ્રેમીઓના શબ્દબાણોનો ધોધમાર હલ્લો થયો પરંતુ રોબર્ટ મોન્ટગોમરીએ એવી કુનેહથી સાબીત કરી આપ્યું કે કુપરે પોતાના આ વર્તનથી લાહોર વિભાગને 'બચાવેલ' છે." હોમ્સ કૃત 'હિંદી બળવાનો ઇતિહાસ' પૃષ્ટ ૩૬૩.

"એવું કહેવાય છે કે ખરા દુશ્મનો-ગુનેગારોની ગેરહાજરીમાં આપણા સિપાઇઓએ બીચારા નિર્દોષ માણસો કે જેઓ ખ્રિસ્તી દેવળના વાડામાં દહેશતના માર્યા સતાયા હતા તેમની બધાની કતલ કરી નાંખી હતી. આપણા ગોરા સૈનિકોમાં પૂર્વના માણસો માટે એટલી બધી તિરસ્કારની લાગણી હતી કે આ નિર્દોષ માણસોની વફાદારીનું તથા સરકારને માટે તેમણે અર્પેલી સેવાનું પ્રમાણ એ સૈનિકોમાં સળગતી વેરની જ્વાળાને સ્હેજ પણ હોલવી શકે તેમ ન હતું." કેઈ અને મેલેસન કૃત 'હિંદી બળવો' વિભાગ બીજો પૃષ્ઠ ૪૩૮.

આ સ્થળે એટલું ભૂલી જવું ન જોઈએ કે મિ. (F. G. A.) એફ. જી. એ.ની લખના તથા કાનપુરના સ્મરણસ્તંભોની મુલાકાત ૧ આ છેલ્લા યુરોપવિગ્રહ દરમ્યાન થયેલી હતી, અને ઉપર્યુક્ત હિંદી બળવા સંબંધીનાં લખાણો મહાન વિગ્રહને માટે હિંદીઓએ દર્શાવેલ ‘ જ્વલંત ’ રાજભક્તિ પછી જ પ્રગટ થયાં હતાં.

બળવા દરમ્યાનના અંગ્રેજોના અમાનુષી જુલ્મોની વધારે વીગત માટે વાંચો ઇ. જે. થોમ્પસન કૃત સિક્કાની બીજી બાજુ ( Other side of the Medal ).

---

# પ્રકરણ ત્રીજું.

## ભારતવર્ષ—૧૮૫૭ થી ૧૯૦૫

### પ્રથમ વિભાગ—૧૮૫૭ થી ૧૮૮૫.

સ્વાતંત્ર્યયુદ્ધ વિરામ પામ્યુ યુદ્ધના મુખ્યમુખ્ય નેતાઓને પકડી મારી નાખવામા આવ્યા, કેટલાકોને ફાસીથી, કેટલાકોને ગોળીબારોથી. દોષિત સહ બીચારા કેટલાયે નિર્દોષ લોકોએ પોતાના જીવ ગુમાવ્યા સરકાર તરફથી અમુકને માફી પણ બક્ષવામાં આવી હતી, કારણ યુદ્ધમા સામેલ થનારા બધાઓના પ્રાણ લેવા એ કોઈ પણ સરકારને માટે અસભવિત કિંવા અશકય છે આવાઓની સખ્યા આશરે ચાર થી ૭ હજારની કહી શકાય

અગ્રેજોના પાસા પોબાર પડયા બ્રિટિશ સલ્તનત ફાવી, પરતુ તે સાથે ઈસ્ટ ઇન્ડિયા કપનીની સત્તાનો અંત આવ્યો, ખુલ્લી રીતે ચલાવાતી લૂટફાટની પ્રથા બધ પડી હિંદુસ્તાન ઉપર સીધો તાજનો અમલ શરૂ થયો. મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરાએ તથા કેનિંગ તરફથી જાહેર થયેલ 'દયા તથા સલાહ'ની રાજનીતિએ ભારતીય જનતાના ઉશ્કેરાયેલ હૃદયો પ્રશાન્ત કર્યા

#### બંગાળી બાબુ

આ સમયે આપ્રત જમાનાની પદ્ધતિયુક્ત કેળવણીનો સ્હેજ-સ્હાજ પ્રચાર અખિલ ભારત વર્ષમા જો કયાય થયે હોય તો તે ફક્ત બગાલ, મુબઈ અને મદ્રાસના પ્રાતોમા જ હતો. આ વિભાગોમાં પણ કેળવાયેલા યુવકોની સખ્યા જૂજ હતી યુદ્ધવિરામ પછી

દેશને શાન્ત કરી તેમાં રાજ્યવ્યવસ્થાના ધોરણને દાખલ કરવામાં આવ્યું. જેથી આવા યુવકોની મહત્ત્વાકાંક્ષાને માટે એ ક્ષેત્ર ખુલ્લું થયું આંગ્લ ભાષાનું જ્ઞાન નહિ ધરાવતા યુવકોના કરતાં એ ભાષામાં કેળવાયેલ તરુણોને માટે આ ઉમદા તક હતી; પરંતુ આ વખતે અંગ્રેજી ભણેલા યુવકોની સંખ્યા બહુ જ જૂજ હતી, જ્યારે તેમની માગણીનું પ્રમાણ વધતું જતું હતું. પરિણામે તેમને 'સુખી અને વફાદાર' રાખવા સારૂ મોટા પગારોની જગ્યાઓ તેમને મળવા લાગી. આ પ્રમાણે તેમની ઉચ્ચ અભિલાષાઓ સંતોષાવા લાગી.

ઉત્તર હિંદુસ્તાન-જે ભૂમિ ઉપર સ્વાતંત્ર્યસંગ્રામ ખેલાયેલ હતો; જે વેદી પર આપણા કેટલાયે શહીદો હોમાયા હતા, મુખ્યત્વે એ પ્રદેશમાં આંગ્લભાષાપ્રવીણ બંગાળી તરુણો વિશેષ પ્રમાણમાં પથરાયેલા હતા. જેથી એ ઉશ્કેરાયેલ પ્રાંતમાં શાંતિ અને વ્યવસ્થા જાળવવા આ બાબુઓ અંગ્રેજોને વધારે મદદરૂપ નીવડયા. સરકારી ખાતાના પ્રત્યેક વિભાગમાં પહેલ કરનારા આ બંગાળીઓ જ હતા અને પ્રજા તથા સરકાર બન્ને તેમની પાસેથી સલાહની આશા રાખતાં હતાં, તેઓનું નેતૃત્વ સ્વીકારતાં હતાં.

સરકારી જગ્યાઓમાં તેમની આ નિમણૂકને અંગે જે માનભર્યો આદર તેમને મળ્યો, તેથી તો તેમની છાતી અભિમાનથી ફુલાવા લાગી. સરકાર પ્રત્યેની એકનિષ્ઠ ભક્તિ અને વફાદારીનો જુવાળ ખૂબ ચડયો. સરકારની પણ લાગણી તેમના તરફ વધી હતી; કારણ તેઓ ચાલાક, ઉત્સાહી, ચપળ, વિલક્ષણ તથા સેવાભિલાષી હતા. આ વર્ગ અગ્રેજ અધિકારીઓને તેમના ઘણાખરા બુદ્ધિપ્રદેશના કાર્યોમાંથી મુક્ત રાખી રમત તથા આશાયેશ માટે પૂરતો અવકાશ આપતો હતો. ઘણાંખરાં સરકારી ખાતાંઓનો બધો આધાર "બંગાળી બાબુ"ના મગજ ઉપર જ હતો.

ફિરંગીને બંગાલીઓ 'માબાપ' તરીકે પૂજતા હતા, તેમને માન આપતા હતા. આ સાથે તેઓએ અંગ્રેજોનું સર્વાંશે અનુકરણ

કરવાનું પણ શરૂ કર્યું અંગ્રેજોની રહેણીકરણીને પોતાના જીવનમાં ઉતારવા લાગ્યા. અંગ્રેજી જીવન, અંગ્રેજી આચારવિચાર તેમના આદર્શરૂપ બન્યા પોતાનુ જીવન પણ તે જ પ્રમાણે ઘડવા માંડયું. પ્રાયશઃ તેમનો અનુરાગ અંગ્રેજી સાહિત્ય પ્રત્યે વધતો ગયો અને અને અંગ્રેજોની વિચારશ્રેણી પણ તેમના મગજમા દાખલ થઈ.

ઇન્ડિયન સિવિલ સર્વિસ તથા ઇન્ડિયન મેડિકલ સર્વિસમાં પોતાના પુત્રોને બરાબર નિપુણ બનાવવા ઉચ્ચ કેળવણી અર્થે તેમને વિલાયત મોકલવાની પહેલ પ્રથમ બંગાળીઓએ જ કરી અંગ્રેજી વકીલાતની ( Bar ) પરીક્ષામા ઉત્તીર્ણ થનાર પારસીઓ સાથે પ્રથમ બંગાલીઓ જ હતા. ઇંગ્લેંડમાં સ્વતંત્ર આબોહવા વચ્ચે તેઓ વિચરવા લાગ્યા. સ્વતંત્ર રહેણીકરણી, સ્વતંત્ર ખાણુપીણુ એ સાથે વિચારની સ્વતંત્રતા પણ તેઓ શીખ્યા.

છતાં બંગાળીઓને યશસ્વી બનાવનાર એક વસ્તુ અત્રે નિવેદન કરવી જોઈએ, કે કેટલાક બંગાલી તરુણોએ આ પ્રવાહમા ન ઝપલાવ્યું અને આંગ્લ કેળવણી સંપાદન કરેલી હોવા છતાંયે તેઓ પોતાના ધર્મને, રીતરિવાજને અને સમાજને વળગી રહ્યા. તેઓએ જોયું કે હિંદી સમાજમા અમુક સડાઓ રહેલા છે, તે સુધારો માગે છે છતાં તેઓએ અંગ્રેજોનુ અનુકરણ કરી અંગ્રેજમય બનવાની ના પાડી.

આ નવજુવાનોને હાથે 'અર્વાચીન બંગાલ સાહિત્ય મંદિર'નો પાયો નંખાયો અંગ્રેજી સાહિત્ય તથા ભાષામાંથી મેળવેલ જ્ઞાનને પોતાની માતૃભાષામા ઉતારી બંગાળી સાહિત્યની સેવા અર્થે શબ્દકોષ વધારવાના આશયથી સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાની તેમને ખાસ પ્રથમ જરૂર હતી

આ પ્રમાણે એક તરફ બંગાળીઓ અંગ્રેજમય બનતા ગયા ત્યારે બીજી તરફ રાષ્ટ્રીય ભાવનાયુક્ત તરુણોનો એક વર્ગ બહાર આવ્યો.

સાંપ્રત ભારત ઘડવામા પહેલો પાયો નાખનાર બ્રહ્મોસમાજના સ્થાપક રામમોહનરાય હતા.

ઉત્તર-પશ્ચિમ પ્રાંતોમાં, પંજાબ, બિહાર, મધ્ય હિંદુસ્તાન, રાજપૂતાના અને સિંધમાં પણ અંગ્રેજી ભાષામાં કેળવાયેલ યુવકો માટે નોકરીનું વિશાળ ક્ષેત્ર ખૂલ્યું હતું. આ પ્રલોભને રાષ્ટ્રીયત્વથી પોષાયેલ એ પ્રવૃત્તિને આગળ ધપવા ન દીધી. સંતોષ તથા આભારની લાગણી વિશેષ હતી કોઈ પણ સરકારી ખાતાનો વહીવટ બંગાળીઓ વગર અશક્ય થઈ પડચો હતો. બંગાળીઓ વગર કોઈ પણ ખાતાનું કામકાજ ચાલી શકે તેમ ન હતું. અદાલત હોય કે રેવન્યુ કમીશ્નરની ઑફિસ હોય, કેળવણી ખાતું હોય કે જમીન નિરીક્ષણ ખાતું હોય, લશ્કરી મોદી ખાતું હોય કે લશ્કરી અમલદારોના થાણાનું ખાતું હોય, ગમે તે હોય, બધાની વ્યવસ્થાની લગામ તો બંગાળીઓ હસ્તક જ હતી. અંગ્રેજો તેમના વગર શક્તિહીન હતા. અંગ્રેજો ન તો હિંદુસ્તાનની ભાષાથી જ્ઞાત હતા, કે ન તો તેઓ ભારતીય આચારવિચાર સાથે પરિચિત હતા, જેથી બંગાળીઓની તેમને અનિવાર્ય આવશ્યકતા હતી. સારાયે હિંદુસ્તાનમાં જેમ જેમ આંગ્લ ભાષાની કેળવણી પ્રસરતી ગઈ તેમ તેમ અંગ્રેજી ભાષા જાણનાર યુવકોને સરકારી ખાતામાં સારીસારી જગ્યાઓ મળતી ગઈ. પ્રાચીન સભ્યતાવાળા પંડિતો કે મૌલવીઓ એક બાજુ સબડતા રહ્યા, જ્યારે અંગ્રેજી ભાષામાં કેળવાયેલ હિંદુ કે મુસલમાન પ્રકાશમાં આવતા હતા, તેમની પ્રગતિ થતી હતી.

રાજનીતિનાં ધોરણો નક્કી કરી તે પરત્વેની અનુજ્ઞાઓ છોડવાનું કાર્ય અંગ્રેજોનું હતું, જ્યારે ઉક્ત આજ્ઞાઓનું યથાર્થ પાલન થઈ રહેલ છે તે જોવાનું કાર્ય આ તરુણોનું હતું. આ પ્રમાણે ઉપરી અમલદારોનો વિશ્વાસ તેમણે મેળવ્યો. આ સાથે અંગ્રેજોના દુર્ગુણો પણ મેળવ્યા. તેમના દુર્ગુણોનું સંપૂર્ણ અનુકરણ કર્યું.

પરંતુ આ સર્વમાં વિશિષ્ટતા તો એ હતી કે તેઓ પોતાના પરદેશી સાહેબોની ( Masters ) પેઠે વિચારવા લાગ્યા. અંગ્રેજો વર્તમાન પત્રો વાંચતા, આ જોઈ હિંદીઓએ પણ અખબારો શરૂ

કર્યા અગ્રેજો ક્લબ અને દેવળોમા એકત્ર થતા, આ નિહાળી હિંદીઓએ પણ સમાજો, સભાઓ અને વિવાદમડળો સ્થાપ્યા થોડા સમય સુધી તો અગ્રેજી જાણનાર દરેક હિંદી પોતાના શેઠનુ સપૂર્ણ અનુકરણ કવામા અભિમાન લેવા લાગ્યો તેણે અગ્રેજોના પોશાકની નકલ કરી, તેના ચિરૂટ અને પાઈપ લીધા, તેનું ખાણુ અને પીણુ લીધુ. પાશ્ચિમાત્ય પદ્ધતિ મુજબ બગલા બધાવ્યા, તેમા પશ્ચિમનું ફરનીચર વસાવ્યુ આનો નતીજો એ આવ્યો કે હિંદી જીવનને તે ધિક્કારવા લાગ્યો, અને અગ્રેજમય બની જવામા જીવનની કૃતકૃત્યતા માનવા લાગ્યો, દરેક હિંદી ચીજ તેને તિરસ્કાર્ય લાગી ભારતવર્ષની પ્રજા અનાર્ય છે, હિંદુસ્તાનનો ધર્મ વહેમોથી ભરેલો છે, ભારતની પ્રજા સ્વચ્છતાના નિયમો બિનકુલ જાળવતી નથી, તેમના હૃદયો સકુચિત છે, મનુષ્ય સ્વતંત્ર વાતાવરણ વચ્ચે રહેવાને સર્જાયેલ છે એવું તેમને ભાન નથી, સ્વતત્રતાને ભારતની પ્રજા પિછાણુતી નથી, આ અમારા સાહેબોની માન્યતા હતી ટૂંકામા અગ્રેજોએ તેમની બધી વસ્તુઓમા બલ્કે તેમના સમસ્ત જીવનમા અગ્રેજી ફેશનને ઉતારી

જો તેના અગ્રેજ સાહેબો દેવળમા જઈ બાઈબલનું અધ્યયન કરે તો તેઓએ પણ તેમ કરવાનું આરભ્યુ, જો અગ્રેજો સ્વતંત્ર વિચારક તરીકે વિચારતા તો તેઓ પણ તેમજ વર્તતા હતા સપૂર્ણ રીતે સાહેબમય બની જવુ એ જ તેમની અભિલાષા હતી, એ જ તેમના જીવનનુ ધ્યેય હતુ

આમ છતા અમે કહેવુ પડશે કે તેમની મહત્ત્વાકાક્ષાને જબરી થાપ લાગી તેઓને ગૌરાગદેવોની રહેણીકરણીમા, ખાણાપીણામા વગેરેમા સપૂર્ણ નકલ કરવાની છૂટ હતી, કિંતુ દેશના સરકારી ખાતાઓમા જે સ્થાનો અગ્રેજોને મળતા તે સ્થાન મેળવવા જતા ભારતીય તરુણો નિષ્ફળ નીવડયા અગ્રેજો સાથે સમાનતા મેળવવા જતા તેમને પીછેહઠ કરવી પડી

આ બનાવે તેમના ગાલ ઉપર સજ્જડ તમાચો માર્યો કેટલાકોએ

આ દિશામાં તેમના પુત્રો સબંધે પ્રયાસ કરી જોયો. તેઓએ તેમને ઇંગ્લંડ મોકલ્યા. અમુક હિંદી નોકરીની (I. C. S.) અમુક ડૉક્ટરની (I. M. S.) અમુક વકીલાતની (Bar) પરીક્ષાઓમાં પસાર થયા; પરતુ તુરત જ તેમને કડવો અનુભવ થયો કે તેઓ ગમે તેટલી અદ્‌ભુત શક્તિ ધરાવતા હોય, ગમે તેટલા હોશિયાર, પ્રવીણ અને બુદ્ધિશાળી હોય, ભલે તેઓ આખા ક્રિશ્ચિયન હોય કે અર્ધ–ક્રિશ્ચિયન હોય, સ્વતંત્ર વિચારક હોય કે ગમે તે હોય, સરકારી નોકરીમાં કે નોકરીની બહાર તેમની મહત્ત્વાકાંક્ષાઓને માટે હદ બંધાઈ ગઈ હતી. આ વસ્તુસ્થિતિએ તેમની આંખો ઉઘાડી.

દરમિયાન પાશ્ચાત્ય આચારવિચાર જેમણે અંગિકાર નહોતો કર્યો તેવા કેટલાક સુજ્ઞ પુરુષો આ પ્રવાહ કઈ દિશામાં વહી રહ્યો છે તેનું બરાબર નિરીક્ષણ કરી રહ્યા હતા.

તેઓએ જોયું કે ભારતીય વાતાવરણને છિન્નભિન્ન કરી નાખનારાં તત્ત્વો કામ કરી રહ્યાં છે, તેઓએ જોયું કે ભારતીય વાતાવરણ રાષ્ટ્રપ્રેમહીન ભાવનાથી દૂષિત થઈ રહેલ છે, રાષ્ટ્રમંદિરની ઇમારત તૂટવા લાગી છે. જેને તેઓ પરમ પુનિત માની રહ્યા હતા તે પ્રત્યે બધા ઘૃણાત્મક દૃષ્ટિ ફેંકી રહ્યા છે. આ બધાનું અધઃપતન થઈ રહ્યું છે એ તેઓએ નરી આંખે નિહાળ્યું. યુગયુગથી જે રાષ્ટ્રીય ધ્વજને આર્યપ્રજા પરમ પ્રેમથી અર્ઘ્ય અર્પતી હતી, તે જ ધ્વજને તેનાં સતાનો આજે છોડીને ચાલ્યાં જાય છે. આ બધું તેઓએ જોયું. તેઓ છાતી ફૂટી રોયાં. તેમનાં નેત્રોમાંથી શોણિતની ધારાઓ ચાલી. પરતુ તેઓ શક્તિ વગરનાં હતાં. આ પ્રવાહને વાળવાની તેમનામાં શક્તિ નહોતી રહી. તેઓએ શાંતિપ્રદ ઉપાયો યોજ્યા, પરતુ તેમાં નિરાશ થયા.

આ નવતરુણોની પવિત્ર લાગણી એક જ રીતે દુભાઈ રહી હતી. ધનપ્રાપ્તિ, નોકરી અને દરજ્જો એ અંગ્રેજી કેળવણીનાં પ્રલોભનો સામે તેઓ ન થઈ શકયા. આ કેળવણીનાં ફળો તેમને નિષ્કંટક જોઈતાં

હતા. પરંતુ તેમને તુરત જ પોતાની સ્થિતિ સમજાઈ, અવિલંબે તેમને પ્રતીતિ થઈ કે તેમના બધા પ્રયત્નો વ્યર્થ છે. ભગ્ન હૃદયે આ પ્રયાસો છોડયા. અનિવાર્ય સંજોગો સામે શાંત રહ્યા.

આ પ્રમાણે પ્રાયશઃ બંગાળીઓમા અંગ્રેજી તત્ત્વ પ્રસરતું ગયું. પોતાના ધર્મની તેઓ અવગણના કરવા લાગ્યા, હિંદી સમાજ માટે તેમને નિર્બળ વિચારો થવા લાગ્યા. ભવ્ય ભૂતકાળ વિષે તેમને બિલકુલ જ્ઞાન ન હતું, બલ્કે તેમણે તે જ્ઞાન મેળવવા પ્રયાસ ન કર્યો, અને સાહેબ તરીકે ઓળખાવવામા તેઓ અભિમાન માનવા લાગ્યા. કેટલાકોએ ખ્રિસ્તી ધર્મ પણ અંગીકાર કર્યો.

આ અનિચ્છનીય અધોગામી પરિવર્તન નિહાળી રાજા રામમોહનરાયને ભીતિ લાગી, તેમણે તથા બીજાઓએ આ જુવાળને શમાવવા મક્કમ નિશ્ચય કર્યો થોડા સમય સુધી તો તેમને વિજય મળ્યો, પરંતુ તે અમુક હદ સુધી જ

જે કાર્ય કરવાને તેઓ નિષ્ફળ નીવડયા તે સંજોગોના બળે થયુ, જે પરત્વે અત્રે આપણે સક્ષેપમા વિવેચન કરીશુ.

૧ અંગ્રેજોએ તેમજ ખ્રસાઈ મિશનોએ સ્થાપેલ શાળાઓ અને વિદ્યાપીઠોમાં અપાતી અગ્રેજી કેળવણીએ પાશ્ચાત્ય સંસ્કૃતિ અને સાહિત્યનાં દ્વારો ભારતીય તરુણો સમક્ષ ખુલ્લાં મૂકયાં

૨ શાળાઓ અને કોલેજોમા કામ કરતા ગોરા શિક્ષકો અને અધ્યાપકોએ જાણ્યેઅજાણ્યે પોતાના વિદ્યાર્થીઓમાં સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રીયતાના વિચારોને ઉતાર્યા અને પોષ્યા.

૩ આર્યાવર્તની અનાદિ સંસ્કૃતિ અને ધર્મ ઉપર અનાદરણીય હુમલા કરવામાં મિશનરીઓના ઉત્સાહ અને ખંતને પરિણામે પોતાનો ધર્મ અને સભ્યતાનો ઊંડો અભ્યાસ કરવાની ભારતીય તરુણોમાં અદ્દભુત પ્રેરણા અને લાલસા ઉદ્દભવી.

૪ દરમ્યાન પૂર્વનાં સાહિત્ય અને સંસ્કૃતિનો અભ્યાસ કરવાની યુરોપીય પંડિતોમાં આવેલી જાગૃતિએ ભારતીય તરુણોને સારી સહાયતા આપી. પાશ્ચાત્ય વિદ્વાનોના આ કાર્ય પરત્વેના પ્રયાસોએ અને આર્ય સંસ્કૃતિ માટે તેમના ઉચ્ચ અભિપ્રાયોએ હિંદુ અને મુસલમાનોમાં નૂતન પ્રોત્સાહન રેડ્યુ.

૫ બંગાળમાં રામમોહનરાય, દ્વિજેન્દ્રનાથ ઠાકુર, રાજેન્દ્રલાલ મિત્રનાં લખાણોએ; મહારાષ્ટ્રમાં રાનડે તથા વિષ્ણુ પંડિતનાં; પંજાબમા સ્વામી દયાનંદ અને સર સૈયદ અહમદખાનનાં; મદ્રાસમાં મેડમ બ્લેવાટસ્કી અને અન્ય થિયોસોફિસ્ટોના લખાણોએ અજબ જાગૃતિ પેદા કરી હતી. પાછળથી એની બિસન્ટ અને સ્વામી વિવેકાનંદનાં લખાણોએ તથા પ્રેરક ભાષણોએ એ જાગૃતિમાં પ્રોત્સાહન રેડ્યુ. આ આંદોલન ફક્ત ધાર્મિક તેમ જ સામાજિક દિશામાં હતું; પરંતુ તેથી અખિલ રાષ્ટ્રિયત્વ ઉપર જે છાપ પડી તે ઇતિહાસ કદી ભૂલી શકાય તેમ નથી.

## સરકારની રાજનીતિ

ઉપર્યુક્ત કારણોને અંગે એક તરફથી પ્રજાને પોતાની ખરી સ્થિતિનું ભાન થયું જ્યારે બીજી બાજુથી રાજદ્વારી ક્ષેત્રમા પ્રજાને નિરાશાનો સંપૂર્ણ આવિર્ભાવ થયો. આ પ્રમાણે બન્ને પ્રવાહનો સંગમ થયો.

અત્રે પુનરુક્તિની ભાગ્યે જ આવશ્યકતા રહે છે કે કેળવાયેલ યુવકોની મહત્ત્વાકાંક્ષાઓની પરિસીમા બંધાઈ ગઈ હતી. ઇન્ડિયન સિવિલ સર્વિસની પરીક્ષામાં હિંદીઓને મળેલ થોડી ફતેહથી અંગ્રેજોમાં ભારે ભય વ્યાપ્યો હતો; જેથી હિંદીઓ એ પ્રયાસમાં આગળ ન ધપી શકે માટે તેઓએ ઉપાયો યોજવા માંડ્યા. પ્રથમ તેઓએ એ કાયદો પસાર કર્યો કે ઇન્ડિયન સિવિલ સર્વિસની પરીક્ષા વખતે ભારતીય વિદ્યાર્થીઓની ઉમર ૧૯ થી ૨૨ વર્ષ ઉપર ન હોવી જોઈએ આટલી

નાની ઉમ્મરમાં હિંદી વિદ્યાર્થીઓને ઇગ્લંડ આવી એ પરીક્ષામાં ઉત્તીર્ણ થવું એ અશક્ય હતું. આની સામે બંગાળમાં સખ્ત પોકાર ઊઠ્યો. એની અસર સમસ્ત દેશમાં પ્રસરી. પછી લોર્ડ લીટનનો વર્નાક્યુલર પ્રેસ ઍક્ટ અને કપાસ ઉપર જકાત ( લેંકેશાયરના કાપડ ઉદ્યોગના રક્ષણ અર્થે ) વગેરે કાનૂનો પસાર થવા લાગ્યા.

ઇગ્લંડના સ્વતંત્ર વાતાવરણ વચ્ચે કેળવાયેલ હિંદી યુવકોને એ રાષ્ટ્રની રાજદ્વારી પ્રવૃત્તિની રૂપરેખાઓ અને પદ્ધતિ વિષે સારી માહિતી હતી. હિંદુસ્તાનમાં પણ તેઓએ આ જ પદ્ધતિ ઉપર ચળવળ ઉપાડી. આ પ્રમાણે આધુનિક યુગની રાજદ્વારી ભૂમિકા ઉપર બંધાયેલ ચળવળ એ ભારતીય જીવનનું પ્રથમ ધ્યેય થઈ રહ્યું.

સ્વતંત્રતા અને સ્વરાજ એ ભારતીય તરુણોનો જીવનમંત્ર હતો.

અત્યારે અખિલ વિશ્વને આકર્ષી આશ્ચર્યચકિત કરનાર ભારતના પુનરુત્થાન અર્થેના આ આંદોલનનું ખાત મુહૂર્ત આ પ્રમાણે થયું.

ભારતવર્ષમાં સરકારે અખત્યાર કરેલ રાજનીતિ, તેમની કેળવણી, તેમનાં અખબારો, તેમના કાયદાઓ, તેમની રેલ્વેઓ, તેમનાં તાર ખાતાંઓ, તેમની પોસ્ટઑફિસો, તેમની સ્ટીમરો—એ બધું ચળવળની ઉત્પત્તિમાં જેટલે અંશે હિસ્સો ધરાવે છે તેટલે જ અંશે ભારતવર્ષની પ્રજાના રાષ્ટ્રપ્રેમનું, ધર્મપ્રેમનું અને બંધુપ્રેમનું સંયુક્ત બળે જોડાણ થયેલ છે. જે રાષ્ટ્રપ્રેમ, રાષ્ટ્રધર્મ ૧૮૫૭ ના વિગ્રહમાં ભારતની હારથી તેમજ વિદેશી શાસનના પ્રભાવે પ્રજામાં આવેલી તુરંતની નિર્બળતાથી અત્યાર સુધી દબાઈ ગયાં હતાં તે પુનઃ પ્રગટ થયાં.

તેમ છતાં આ સમયે યુરોપના સ્વતંત્ર વાતાવરણ વચ્ચે નવા જમાનાની કેળવણીમાં કેળવાયેલ નવયુવકોએ જ આ ઝુંબેશ ઉપાડી લીધી હતી. સ્વાતંત્ર્યયુદ્ધને હજુ વીસ વર્ષ પસાર નહોતાં થયાં ત્યાં જ ભારતવર્ષમાં રાષ્ટ્રીય પ્રવૃત્તિનો જન્મ થયો. મુખ્યત્વે તે જ ભૂમિ ઉપર કે જ્યાં તે જ સમયે શાહી દરબાર ભરાયો હતો, જેના અધ્યક્ષપદેથી

લોર્ડ લીટને જાહેર કર્યું હતું કે ઇંગ્લંડનાં રાણી વિક્ટોરિયા હિંદનાં મહારાણીનું પદ ધારણ કરે છે.

અત્યાર સુધી ભારતવર્ષના નૃપતિઓનો દરજ્જો અંગ્રેજોના મિત્ર તરીકેનો હતો. શાહી દરબારે તેમને સત્તાવિહીન નરેશોની, જમીનદારોની પંક્તિમાં મૂકી દીધા; પરંતુ આ શાહી દરબારના ઉત્પાદકોની ઇચ્છા વિરુદ્ધ તેમની તદ્દન અજ્ઞાનતાથી જ મહારાણીની હિંદની પ્રજાનો દરજ્જો બ્રિટિશ સામ્રાજ્યની અન્ય પ્રજાના જેટલો જ થયો. શાહી દરબારના કાર્યકર્તાઓ પોતાના આ કાર્યની અંદર રહેલ સુષ્પ્ત વસ્તુને પિછાણી શકયા નહિ.

આપણે કહેવું જોઈએ કે આ શાહી દરબારનો આપણી રાષ્ટ્રીય પ્રવૃત્તિની ઉત્પત્તિમાં હિસ્સો હતો; કારણ તેથી આપણા કેળવાયેલ વર્ગને સામ્રાજ્યમાં હિંદને માટે ખરું સ્થાન મેળવવાનો વિચાર સ્ફુર્યો. તેને પોતાની સ્થિતિનું ભાન થયું. તે મક્કમ વિચારનો થયો. હિંદના સરકારી ખાતામાં તેને જે જગ્યા મળી હતી તેથી તે અસંતુષ્ટ હતો. ભારતવર્ષ એ પોતાનો જ દેશ છે એમ તેને પ્રતીતિ થઈ. તેણે દેશ ભરમાં પોકાર ઉઠાવ્યો કે "હિંદીઓ માટે જ હિંદુસ્તાન"

અત્યાર સુધી જે આર્ય સંસ્કૃતિ, કળા, પ્રણાલિકાને તે અનાર્ય અને પુરાણાં માનતો હતો, જે ભવ્ય ભૂતકાળ પ્રત્યે ઘૃણા, અવગણના કરતો હતો અને તિરસ્કાર વરસાવતો હતો, તેણે જોયું કે આ બધું તેની માન્યતાનુસાર ન હતું. તેની ભૂલ ભાગી, તેની વિશાળદષ્ટિ બદલાઈ ત્યારે જ તેણે ઉઠાવેલ ઉપર્યુક્ત પોકાર દેશભરમાં વિદ્યુત વેગે પ્રસરવા લાગ્યો

આ પછીથી બ્રહ્મોસમાજ, થિયોસોફિકલ સોસાયટી, સંસ્કૃત સાહિત્ય પુનઃસર્જન સંસ્થા, બંગાળ સાહિત્ય પરિષદ, મહારાષ્ટ્ર સભા, આર્ય સમાજ, સનાતન સભા, વગેરે સંસ્થાઓએ અને મહાનુભાવોએ આ ચળવળમાં ખૂબ રસ લઈ તેમાં અપૂર્વ ફાળો આપ્યો. ઉપરાંત આર્ય ઇતિહાસનો સંશોધનો પાછળ ભગીરથ પ્રયાસ સેવી રહેલા બંગાળી

અને મહારાષ્ટ્રના વિદ્વાનો કાળના ગર્ભમાં પૃથ્વીના પડમાં છુપાયેલ ગુપ્ત તવારીખોને અને લેખોને શોધી પોત પોતાની ભાષામાં અનુવાદો કરી ભારતવર્ષ સમક્ષ આ સર્વોચ્ચ સાહિત્ય ધરી રાષ્ટ્રના નવસર્જનના આ આંદોલનની પ્રગતિમાં હિસ્સો આપી રહ્યા હતા.

થિયેસોફિલ સોસાયેટી પ્રત્યેક હિંદુ સંસ્થાની વાસ્તવિકતા સિદ્ધ કરી રહી હતી અને હિંદુસ્તાન તથા જગતને દર્શાવી રહી હતી કે હિંદુઓના દરેક રીતરિવાજો વિજ્ઞાનથી ભરેલ છે.

લોર્ડ રીપન હિંદુસ્તાનના વાઇસરોય પદે નિમાયા ત્યારે અખિલ ભારતવર્ષમાં ધાર્મિક, રાજદ્વારી તેમજ સામાજિક પ્રવૃત્તિઓ આગળ ધપી રહી હતી. લોર્ડ રીપન એકદમ દયાળુ અને સરળ હૃદયના પુરુષ હતા. તેમની પૂર્વેના વાઇસરોય લોર્ડ લીટનની દરમિયાનગીરીથી પ્રજામાં ભારે અસંતોષ ફેલાયો હતો. આવા અપ્રિય વાઇસરોયની પાછળ તુરત જ આવવામાં લોર્ડ રીપન ભાગ્યશાળી હતો એમ કહેવું પડશે.

લોર્ડ લીટન શાહી વલણનો ટોરી હતો. ડિઝરાયેલીની પ્રેરણા તળે તેણે ભારતના નરેશો સામે અનિષ્ટ યુક્તિ રચી. મિત્રવર્ગમાંથી તેમને જમીનદાર, સત્તાવગરના રાજાઓની પંક્તિમાં મૂકી દીધા. પ્રેસ કાનૂન પસાર કરી ભારતવર્ષનાં અખબારોની જિહ્વા ઉપર કાપ મુકયો, હત્યારા અફઘાન વિગ્રહની એણે ગંભીર ભૂલ કરી. આવાં અનીચ્છનિય કેટલાંયે કાર્યોની જોખમદારી તેના શિરે ઝઝૂમતી હતી.

લોર્ડ રીપને પ્રથમ લોર્ડ લીટનના વાવેલા આ બધા કંટકોને દૂર કરવાનો પ્રયાસ કર્યો. પ્રથમ પગલા તરીકે તેણે વર્નાકયુલર પ્રેસ એકટ રદ કર્યો. આ તેની પ્રશંસનીય નીતિ પાછળ ભારતવર્ષ હર્ષઘેલું થયું. તેણે સ્થાનિક સ્વરાજ્યની યોજના રચી પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓની સ્થાપના કરી. છેવટમાં તેણે અદાલતમાં ન્યાય સમક્ષ ગોરાંગ દેવોને હિન્દીઓની સાથે સમાંતર દરજ્જા ઉપર લાવવા સારુ ફોજદારી કાનૂનમાં તેટલા પ્રમાણમાં પરિવર્તન કરવાનો નિર્ધાર જાહેર કર્યો.

આવી રાજનીતિ સામે આંગ્લ–હિન્દી અધિકારી વર્ગમાં પ્રચંડ રોષ વ્યાપે તે સ્વાભાવિક જ છે. લૉર્ડ રીપનનાં આ બધાં પગલાં સામે આંગ્લ–હિંદીઓએ વિરોધને પોકાર ઉઠાવ્યો. હિંદુસ્તાનને સ્થાનિક સ્વરાજ્ય આપવાના વિચારને, તેઓએ તિરસ્કારથી હસી કાઢ્યો, અને ભવિષ્ય ભાખ્યું કે હિંદુસ્તાનમાં જો આ યોજનાને દાખલ કરવામાં આવશે તો તે અંગ્રેજ સલ્તનતને ભારે ભયરૂપ નીવડશે. આ યોજનાને તેઓએ ઉતાવળી, અનુચિત, અવ્યવહારુ અને અસાધ્ય કહી.

કારણ ? દેશીઓ સ્થાનિક સ્વરાજ માટે નાલાયક છે, તેઓમાં પ્રચલિત સામાજિક તેમજ ધાર્મિક વિખવાદો એ જ કારણ પૂરતા છે. અંગ્રેજો સાથેની ખુલ્લી સ્પર્ધાથી સરકારી ખાતાંમાં જે હિંદીઓની નિમણૂક થતી હતી તે પ્રથા સામે પણ ગોરા અધિકારી વર્ગનો પ્રબળ વિરોધ હતો.

"બાબુ"ને પ્રથમ દાખલ કરનાર આ જ વર્ગ હતો; હવે "બાબુ" સામે વિરોધ અને તિરસ્કારની લાગણી વધી હતી. બાબુ એ હલકી જાતનો છે, તેનું અંગ્રેજી ભાષાજ્ઞાન બિલકુલ ખરાબ છે, તેઓ સામનતા અને સ્વતંત્રતાની વાતો કરે છે, તેમનામાં કાર્યતત્પરતા કે વફાદારી બિલકુલ નથી—જે ગુણો જોઇને જ પ્રથમ તેમની નિમણૂક થતી હતી.

આથી પ્રાંતના વડા સાહેબની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચતો હતો, કારણ કે તેનાથી તદ્દન સ્વતંત્ર રીતે સરકારમાં "ઉચ્ચ" જગ્યાઓ હવે હિંદીઓ મેળવી શકતા હતા. ત્યારે પ્રજાએ શા માટે તેને માન આપવું ? આ પ્રતિષ્ઠા ઉપર જ તેની સત્તા ટકી રહેલી હતી, કદાચ લૉર્ડ રીપન ઉક્ત યોજનાઓનો અમલ કરે તો તેની સત્તા નાબુદ થઈ જવાનો પૂરો સંભવ હતો. સ્વર્ગથી ઊતરી આવેલા "શ્વેત પ્રભુ-દેવો"નું એ ભવિષ્યકથન હતું

પરંતુ "ઇલ્બર્ટ બિલ" એ જ લોર્ડ રીપનનો મોટામાં મોટો ગુનો હતો. આ બિલથી કાયદાની દષ્ટિમાં હિંદીઓ અને ગોરાઓ એક જ સમાન પક્તિમાં આવતા હતા; તથા ગોરાઓ સામે કામ ચલાવવામાં ભારતીય ન્યાયમૂર્તિઓની નિર્બળતા દૂર થતી હતી.

"શું એક કાળો માણુસ આપણો ન્યાય કરશે? શું તે આપણુને જેલ મોકલશે? શું તે આપણા ઉપર સત્તા ચલાવશે? હરગીજ નહિ. તે તદ્દન અશક્ય છે. આવા નામોશીરૂપ કાનૂનોના અમલ તળે રહેવું તેના કરતાં બહેતર છે કે હિંદમાંથી બ્રિટિશ સલ્તનતનો અંત આવે." આ ગોરાંગ દેવોના ઉદ્‌ગારો.

બધા આંગ્લ-હિંદીઓએ (અધિકારી તેમજ બિનઅધિકારી) લોર્ડ રીપનની આ નીતિ સામે પ્રચંડ વિરોધ જાહેર કર્યો હતો, આ વખતે તેના જ અંગ્રેજ બંધુઓ તરફથી પૂર્વે કોઈ પણ વાઇસરોય ઉપર કદી નહિ થયેલ તેવું આક્રમણ લોર્ડ રીપન ઉપર થયું. તેઓએ તેની સામે અપમાનિત ભાષાનો મારો ચલાવ્યો, તેના આખાયે રાજવહીવટને વખોડી કાઢનારા ઠરાવો પસાર કર્યા, તેની રાજકારકીર્દી ઉપર નિંદ્ય હલ્લો કર્યો. મુદ્દત ખતમ થયા પૂર્વે તેને પાછો બોલાવી લેવા શાહી સરકારને પ્રાર્થના કરી તેમજ તેમના આ પ્રચંડ રોષની લોર્ડ રીપન ઉપર બરાબર અસર થાય તે માટે તેઓએ પોતાની શક્તિની અંદર રહેલ બધા પ્રયાસો અજમાવ્યા.

પરંતુ આંગ્લ-હિન્દીઓમાં જેટલે અંશે તેની સામે વિરોધાત્મક લાગણી પ્રસરેલી હતી તેટલે જ અંશે તે ભારતીય જનતાની પ્રશંસા અને પ્રિયતા સંપાદન કરી શક્યો હતો.

તેના રાજ્યવહીવટને હિન્દીઓએ હર્ષભેર ઉમળકાથી વધાવી લીધો, અખબારોએ અને દેશનાયકોએ તેનાં ગુણગાન ગાયાં. બ્રિટિશ સલ્તનતના અમલ પછી રાજકીય ક્ષેત્રમાં સમસ્ત દેશની અંદર આટલો હર્ષોન્માદ કદી નહિ વ્યાપ્યો હોય. લોર્ડ રીપન કેમ જાણે

## લોર્ડ ડફરીન

છતા આપણી વાર્તાનો મૂળ હેતુ અત્રે દર્શાવવાનો એ જ છે કે જ્યારે લોર્ડ રીપને હિંદુસ્તાનનો કિનારો છોડયો ત્યારે આખોયે દેશ એક પ્રકારની ઉશ્કેરાયેલી સ્થિતિમા હતો હિંદીઓ અને ગોરાઓ વચ્ચે વિખવાદે પ્રબળ સ્વરૂપ ધારણ કર્યું હતું જ્યારે લોર્ડ ડફરીનની વાઇસરોયપદે પધરામણી થઈ ત્યારે આ આતશ હજુ નહોતો હોલવાયો.

લોર્ડ ડફરીન જન્મથી જ એક મુસદ્દી હતો મુસદ્દી જીવનમા તે ઊછર્યો હતો, તેની જનેતાએ પણ ગળથૂથીમા તેને મુસદ્દીગીરી પાઈ હતી

તેનું પહેલુ કાર્ય એ હતું કે અગ્રેજ અધિકારીવર્ગના રોષને શમાવી તેમનું સાંત્વન કરવુ તથા બહુ જ શાતિથી લોર્ડ રીપને ગોઠવેલી બાજી ઉથલાવી નાખવી પોતાની આ ધારણાને સીધી રીતે પાર પાડવા જતા સજોગો કદાચ વિફરે એવી તેને દહેશત લાગી આખાયે રાષ્ટ્રમા રાજદ્વારી આઝાદી અને સમાનતા માટે જનતાએ અપૂર્વ ઝુબેશ ઉપાડી હતી પ્રજાની માગણીને સંતોષવી તે અસંભવિત હતુ તે ચળવળને ગૂંગળાવી મારી નાખવા જતા કદાચ અણચિંતવ્યા ભયકર સંજોગો ઉપસ્થિત થાય લોર્ડ લીટનના વર્નાકયુલર પ્રેસ ઍકટને પુન અસ્તિત્વમા લાવવો, તેનો પુન અમલ કરવો તે અશકય હતુ જેમ જેમ સામે થવામા આવે કે તેને ધુત્કારવામા આવે તેમ તેમ તે પ્રવૃત્તિ વધારે પ્રગતિમાન અને બળવાન થવાની

આવા સજોગો તળે તેણે એવી નીતિ અખત્યાર કરવાનો નિશ્ચય કર્યો કે જેથી પ્રજાની લાગણી ન દુભાય જેમને તે હથિયાર બનાવવા માગતો હતો તેમને બિલકુલ શંકા ન આવે અને તેની ધારેલી મુરાદ બર આવે

## દ્વિતીય વિભાગ-હિંદી રાષ્ટ્રીય મહાસભાના જન્મનો ઇતિહાસ

એ તો હવે નિર્વિવાદ ઐતિહાસિક ઘટના છે કે હિંદી રાષ્ટ્રીય મહાસભાને જન્મ આપવાનો પહેલો વિચાર લોર્ડ ડફરીનના મગજમાંથી ઉદ્‌ભવેલ હતો. તેણે પોતાનો આ વિચાર વિસ્તૃતપણે મિ. હ્યુમ સમક્ષ રજૂ કરી તેની પાછળ રહેલ ઉદ્દેશ તથા આદર્શને સંપૂર્ણ સમજાવ્યાં હતાં. મિ. હ્યુમે એ વિચારને વધાવી લીધો અને અવિલંબે તેના પરિપાલન અર્થે પ્રયાસો આદર્યા. મિ. હ્યુમે આ વિચાર બધા દેશનાયકોને વિદિત કરી આ કાર્યમાં તેમની સહાય્ય માગી હતી કે નહિ તેની વિગતો આપણી પાસે નથી; પરંતુ એટલું તો સભવિત છે કે અમુક નાયકો સમક્ષ તેમણે મજકુર વિચાર વ્યક્ત કર્યો હતો.

લોર્ડ ડફરીનના જીવન સમયમા જ આ હકીકત બહાર આવી, અખબારોમાં એ પ્રસિદ્ધ થઈ, અને એ હકીકત સત્ય છે કે નહિ તે તેને ( લોર્ડ ડફરીનને ) પૂછતા તેણે પોતે એ વાતનો કદી ઇન્કાર નહોતો કર્યો. મિ. હ્યુમ જેઓ ૧૯૧૨માં જ અવસાન પામ્યા, તેમણે પણ એ હકીકત સામે મનાઈ નહોતી કરી. તેનું જીવનચરિત્ર લખનાર સર વિલિયમ વેડર્બર્ને આ બિનાને સત્ય હકીકત તરીકે આલેખેલી છે.

મિ. હ્યુમના જીવન ઉપર લખતા પૃષ્ઠ ૫૯ માં સર વિલિયમ કહે છે કે: " વાઇસરૉય લોર્ડ ડફરીનની સલાહ અને પ્રેરણા તળે જ રાષ્ટ્રીય પ્રવૃત્તિનો આરંભ તેણે કર્યો હતો, એ બિના ખુલ્લું સત્ય છે અને વસ્તુતઃ જ્યારે સામાજિક ચળવળ ઉપાડી લેવાનો તેનો ( મિ. હ્યુમનો ) મક્કમ ઇરાદો હતો ત્યારે એ તો ખુલ્લું જ છે કે પહેલી પ્રવૃત્તિ તરીકે તેણે લોર્ડ ડફરીનની સલાહથી આ રાજદ્વારી કાર્યને ઉપાડી લીધુ હતુ." લોર્ડ ડફરીને મિ. હ્યુમને આ વિષય પરત્વે જે સૂચનારૂપી સલાહો આપેલી તે અંગેની સર વિલિયમ વેડર્બર્નની ઉક્ત હકીકતને વાસ્તવિક માન્ય રાખવામાં આપણાથી યતકિંચિંત

પણ આનાકાની થઈ શકે તેમ નથી, કારણ કે મિ. હ્યૂમની આ ઉદ્દેશ પરત્વેની સહૃદયતા તથા નિખાલસતા માટે આપણને સ્હેજ પણ શંકા નથી.

લોર્ડ ડફરીને સ્પષ્ટ શબ્દોમાં મિ. હ્યૂમને કહ્યું હતું કે: "ભારતીય પ્રજાની યથાર્થ અભિલાષા જાણવામાં તેમની આંતરિક ભાવનાઓને સમજવામાં સરકારના એક વડા તરીકે તેને બહુ જ મુશ્કેલી પડતી હતી, તેથી પ્રજાના પ્રતિનિધિત્વવાળી જો કોઈ જવાબદાર સંસ્થા હસ્તિ ધરાવતી હોય તો તે પ્રજાને વધારે લાભદાયી છે. કારણ આ સંસ્થાદ્વારા ભારતીય જનતાનો અભિપ્રાય જાણવામાં વધારે સુગમતા થાય."

આ વસ્તુના સમર્થનમાં સર વિલિયમ આપણને ખાત્રી આપે છે કે: "(લોર્ડ ડફરીને આપેલી) આ માયાળુ સલાહ બધાઓએ આભારવશ લાગણીથી સત્કારેલ હતી." અને ખરેખર અધિકારી વર્ગ તથા કોંગ્રેસના નાયકો વચ્ચે "એવી એકદીલની મૈત્રી" હતી કે "મહાસભાના પ્રથમ અધિવેશનનું સરનશીન પદ મુંબઈના ગવર્નર લોર્ડ રેઇને એનાયત કરવાના આશયથી લોર્ડ ડફરીન પાસે એક પ્રતિનિધિમંડળ ગયું હતું."

આપણને કહેવામાં આવે છે કે સરકાર સાથેના પ્રેમભર્યા સંપૂર્ણ સહકારથી મહાસભાની પ્રવૃત્તિને ધપાવવી એ મહાસભાના શુભાશયને લોર્ડ ડફરીને વધાવી લીધો, પરતુ પ્રતિનિધિ મંડળની ઉગ્ર દરખાસ્તના પરિપાલનમાં તેમને ઘણી મુશ્કેલીઓ જોવામાં આવી, જેથી આ સમયે તો ઉગ્ર વિચારને છોડી દેવામાં આવ્યો હતો. "તેમ છતાં મહાસભાનું પ્રથમ અધિવેશન મોટા અંગ્રેજ અધિકારી વર્ગની હમદર્દી સાથે જ ભરાયું હતુ."

મહાસભાની ઉત્પત્તિના આ ઇતિહાસથી ઉદ્દામ રાષ્ટ્રીય નેતાઓના હૃદયમાં આ પ્રત્યે ઘૃણા અને તિરસ્કારની ભાવના પેદા કરવા માટે આટલું પૂરતું છે. અખિલ જગતના ઇતિહાસનાં પાનાં ઉપર

આવું એક પણ અનુરૂપ ઉદાહરણ ચડેલ નથી. વિદેશી શાસનપદ્ધતિવાળી વિદેશી સિતમગર સરકારની પ્રેરણા અને સહાનુભૂતિ તળે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યપ્રવૃત્તિનો જન્મ થયો હોય એવું કોઈએ કદી સાંભળ્યું છે ખરું ?

## સ્વાતંત્ર્યપ્રેમી હ્યૂમ

એ તો ખુલ્લું જ છે કે જ્યારે લોર્ડ ડફરીને હિંદુસ્તાનની પ્રજાની મનોભાવનાનું ખરું ચિત્ર જાણવાના આશયથી લોકનિયુક્ત સંસ્થાની સ્થાપના કરવાની ધારણા રાખેલી ત્યારે તેને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે જે સંસ્થા તે સ્થાપવાનો ઇરાદો ધરાવે છે તે લોકશાસનની કે સંસ્થાનિક દરજ્જાના સ્વરાજની માગણી કરશે તેનો સ્પષ્ટ ઇરાદો એ જ હતો કે એક નિર્દોષ સંસ્થા ઊભી કરી તે દ્વારા બ્રિટિશ સલ્તનતની સલામતી જાળવવી અને નહિ કે ભારતવર્ષની રાજદ્વારી સ્વતંત્રતા અર્થે આવી રાષ્ટ્રીય સંસ્થા સ્થાપવી

મિ. હ્યૂમનો કદાચ તેથી વધારે ઉચ્ચ અભિલાષ હશે તે સ્વતંત્રતાનો પૂજારી હતો, અને બ્રિટિશ તાજના આશ્રયતળે હિંદુસ્તાનને રાજદ્વારી સ્વરાજ બક્ષવાની તેની ખાસ મુરાદ હતી તે એક અંગ્રેજ રાષ્ટ્રભક્ત હતો. હિંદુસ્તાન સાથેનો અંગ્રેજોનો સંબંધ જળવાઈ રહે તે તેની મુખ્ય ધારણા હતી.

તેણે જોયું કે દેશભરમાં બ્રિટિશ સામ્રાજ્ય પ્રત્યે અસંતોષનાં બીજ રોપાઈ ગયાં છે, બ્રિટિશ તાજ ઉપર ગંભીર સ્વરૂપે આફતનું વાદળ ઘેરાયેલ છે, તેથી મહાસભાની સ્થાપનામાં તેનો મુખ્ય ઉદ્દેશ એ જ હતો કે આ વાદળને વિદારી બ્રિટિશ સલ્તનતની સલામતીનું સંરક્ષણ કરવું

સર ઑકલન્ડ કૉલવીન ( આગ્રા અને આઉધના સંયુક્ત પ્રાંતના લેફ્ટનન્ટ ગવર્નર ) ના પત્રના પ્રત્યુત્તરમાં તેણે કબૂલ કરેલું કે "બ્રિટિશ સલ્તનતની રાજનીતિએ ઉત્પાદન કરેલ વિરોધાત્મક પ્રબળ

વાતાવરણમાંથી બ્રિટિશ સામ્રાજ્યનું સંરક્ષણ કરવાની અનિવાર્ય આવશ્યકતા રહે છે અને તેને માટે 'મહાસભાની ચળવળ સિવાય અન્ય એકેય રામબાણ ઇલાજ નથી." સંયુક્ત પ્રાંતોના લેફ. ગવર્નર સર ઑકલન્ડ કોલવીન અને મિ. હ્યૂમ વચ્ચે ચાલેલ આ પત્રવ્યવહાર મહાસભાની ઉત્પત્તિનો અહેવાલ રજૂ કરે છે અને એ એટલો સ્પષ્ટ અને વાસ્તવિક છે કે ભારતીય રાષ્ટ્રીય રાજનીતિનો કોઈ અભ્યાસક કે વિદ્યાર્થી એનું વિસ્મરણ કરી શકે તેમ નથી.

એ તો હવે તદ્દન સંશયરહિત જ છે કે આમવર્ગનાં દુઃખો અને કેળવાયેલ વર્ગમાં પ્રસરેલ કડવાશના પરિણામે બ્રિટિશ સલ્તનત ઉપર ઝઝૂમી રહેલ ભય-આફતમાંથી બ્રિટિશ સામ્રાજ્યને ઉગારી લેવું એ એક જ આશય આ પ્રમાણે મહાસભાની સ્થાપના પાછળ છુપાયેલ હતો.

રાજદ્વારી પરિસ્થિતિનું અવલોકન અતિશયોક્તિપૂર્ણ હતું. અથવા તો તેણે યોજેલો ઉપાય સફળ નીવડ્યો.

## મહાસભાનો પ્રાથમિક ઉદ્દેશ અને બ્રિટિશ સલ્તનત ઉપર ઝઝૂમતો ભય

પરંતુ એક વસ્તુ સ્પષ્ટ છે કે રાષ્ટ્રને રાજકીય સ્વતંત્રતા અપાવવી તે કરતાં બ્રિટિશ સલ્તનતને ભયમાંથી મુક્ત કરી તેનું સંરક્ષણ કરવું એ ઉદ્દેશ મહાસભાની ઉત્પત્તિના ઇતિહાસમાં પહેલી ક્ષણે જ દષ્ટિગોચર થાય છે. બ્રિટિશ સામ્રાજ્યનો લાભ એ પ્રથમ પ્રશ્ન હતો. જ્યારે હિંદુસ્તાનનું હિત એ પછીનો સવાલ હતો. અને આ આદર્શ મહાસભાએ નથી જાળવ્યો એવું કોઈ કહી શકે તેમ નથી. ન્યાય અને વિવેકબુદ્ધિથી કહેવું જોઈએ કે હિંદી રાષ્ટ્રીય મહાસભાના સ્થાપકોએ હિંદુસ્તાનના કરતાં બ્રિટિશ સરકારની સલામતી અને સંરક્ષણની પ્રથમ અને મુખ્ય જરૂરિયાત જોઈ હતી. જેથી સામ્રાજ્યને ભયમુક્ત કરવાનું જ નહિ પરંતુ તે સામ્રાજ્યના પાયા હિંદુસ્તાનમાં વધારે મજબૂત બનાવવામાં બ્રિટિશ સત્તાને હિંદુસ્તાનમાં વધારે પ્રતિભાશાળી–બળવાન કરવામા પોતાની બધી માનશક્તિ ખરચી નાંખવાને તેઓ આતુર હતા. ભારતવર્ષના રાજ્યપ્રકરણી દુખોનું નિવારણ તથા રાજકીય સ્વતન્ત્રતાને પથે પ્રગતિ એ પ્રશ્નોને પછી સ્થાન મળેલું હતું.

મિ. હ્યૂમના કાગળોમાંથી મળી આવેલ એક મહત્ત્વની નોંધના બળે તેનું જીવનવૃત્તાંત લખનાર પ્રતિપાદન કરે છે કે મિ. હ્યૂમને મળેલ સચોટ પુરાવાઓ ઉપરથી ખાત્રી થઈ હતી કે અંગ્રેજો 'તુરતમાં ફાટી નીકળનાર ભયંકર હુલ્લડ" ની ભીતિમાં હતા. આ વિષય પરત્વે આપણે મિ. હ્યૂમના જ શબ્દો અત્રે રજૂ કરશું.

"મને કેટલાક મોટા ગ્રંથો (બર્મા, આસામ સિવાય દેશના ભિન્ન ભિન્ન પ્રાંતોને લગતા) બતાવવામાં આવ્યા હતા, જેમાં મોટા

પ્રમાણમાં ઉતારાઓ હતા; એક અથવા અન્ય પ્રકારની ખબરો કે પત્રોના રાષ્ટ્ર ભાષાઓમાંથી સંક્ષેપમાં તેમજ વિસ્તૃતપણે લીધેલ આ અંગ્રેજી ફકરા અથવા અનુવાદોના ઉતારાઓ પ્રાંતના ક્રમ અનુસાર ગોઠવેલ હતા. એવું કહેવાય છે કે જુદા જુદા ત્રીસ હજાર ખબરપત્રીઓના કાગળો આ ગ્રંથમાં હતા.

હું આ બધાને ગણી શક્યો નહિ; મને તે અગણિત લાગ્યા, પરતુ ઉત્તર–પશ્ચિમ પ્રાંતો, જે પ્રદેશનો મને સપૂર્ણ અનુભવ છે અને જેને દેશના એક મુખ્ય તોફાની ભાગ તરીકે પિછાણું છું તે પ્રાંતોનાં શહેરો અને ગામડાંઓ સંબંધમાં ૩૦૦ ફકરાઓ હતા જેમાંથી ઘણાખરા ફકરા માટે તો હું અમુક અંશે પ્રતીતિ આપી શકું છું."

તે જણાવે છે કે ઉક્ત પુસ્તકો તેની પાસે ફક્ત એક જ અઠવાડિયું રહ્યાં હતાં, જેમાંથી ૭ પુસ્તકોની તેમણે ફક્ત ઉપલક સમાલોચના કરી હતી. પરતુ ઉત્તર–પશ્ચિમમાં તો આઉધ, બિહાર, બુંદેલખંડ અને પજાબના કેટલાક વિભાગોને લગતા એક પુસ્તકનો તો તેમણે ખાસ અભ્યાસ કર્યો હતો અને આ પ્રદેશનો તેમને પરિપૂર્ણ અનુભવ હોઈ તે સંબધના ફકરાઓ બારીકાઈથી તપાસ્યા હતા. હલકા વર્ગના માણસો સાથે થયેલ વાતચીતના ઉતારા મુખ્યત્વે તેમાં હતા, આ સર્વ બતાવવાનો ઉદ્દેશ એ હતો કે આ ગરીબ વર્ગમાં ચાલુ સ્થિતિ સામે ભારે અસંતોષ ફેલાયો હતો; તેમને સમજાવવામાં આવ્યું હતું કે તેઓ ભૂખે મરી જશે, હવે તેઓએ કંઈક કરવું જોઈએ આ માટે ઐક્યની આવશ્કતા છે. અને આ 'કંઈક' એટલે બીજું કાંઈ નહિ, પરંતુ ખુલ્લો બળવો. (કારણ કે ઘણાખરા ફકરા જૂની તલવારો, ભાલાં, બદૂકો વગેરે સંબંધમાં હતા, જે પ્રસંગ આવે તૈયાર રહેશે. એવું તો નહોતું જ ધારવામાં આવ્યું કે આ સર્વ શરૂઆતમાં. સરકાર સામે ખુલ્લા બળવામાં પરિણમવાનું છે. પરતુ આટલું તો ભવિષ્ય ભાખવામાં આવ્યું હતું કે, અપ્રિય માણસોનાં ખૂન કરવામાં આવશે, ધનાઢ્યોને લૂંટવામાં આવશે,

બજારોમાં ખુલી ચોરીઓ થશે વગેરે ) આવા અર્ધભૂખ્યા ગરીબ વર્ગની ચાલુ સ્થિતિના અંગે એવું ધારવામાં આવ્યુ હતું કે આવા છૂટાછવાયા નાનાનાના ગુનાઓ એ એવા જ પ્રકારના મોટા ગુનાઓની તથા અધિકારી વર્ગને દાબી દેવા સમસ્ત દેશમા બળવો પ્રસરશે તેની આગાહીરૂપ હતા. આવી નાનીનાની ટુકડીઓ એકત્ર થશે; આ ઐક્ય સધાયા પછી તેમાં કેળવાયેલ વર્ગ ભળશે અને પછી સરકાર સામે રાષ્ટ્રીય બળવાનું રૂપ લેશે."

આ ઉપરાત સર વિલિયમ વેડર્બર્ન અંગત અનુભવ ઉપરથી મજકુર વિષય પરત્વે નીચે પ્રમાણે સમર્થન કરે છે, "ડેકન હુલ્લડ' ના નામથી વિખ્યાત થયેલ રમખાણના સંબધમા મુંબઈ ઇલાકામાં મારી નજર તળે જે નિહાળ્યુ તે ઉપરથી કહી શકુ છુ કે રાષ્ટ્રવ્યાપી બળવાના ભયથી મજકુર માન્યતા તદ્દન વાસ્તવિક હતી છૂટીછવાઈ ટુકડીઓએ ધનાઢ્યો ઉપર હુમલા શરૂ કર્યા હતા ધીરે ધીરે બધી ટુકડીઓ એકત્ર થઈ ગઈ, અને એ સર્વના સયુક્ત બળ સામે પોલીસને ટકવું મુશ્કેલીભર્યું થઈ પડયું હતું પૂનાની ઘોડેસવાર અને પાયદળની ટુકડીઓને તેમની સામે તોપના મોરચા માંડવા પડયા હતા પશ્ચિમઘાટના જગલોમા બળવાખોરોનું નિવાસસ્થાન હતું. સરકરી સિપાઇઓની દૃષ્ટિએ ચડતા તેઓ અહીંતહીં વિખેરાઈ જતા હતા

ફરી પાછા અમુક ચોક્કસ સ્થળે એકત્ર થઈ જવા માટે રાત્રે મહાબળેશ્વર અને માથેરાનની ટેકરીઓ ઉપરથી તેમના તબુઓના દીવા નજરે પડતા હતા. આ બળવાખોરોની ટુકડીઓનો નાયક પોતાને શિવાજી બીજાના નામથી ઓળખાવતો હતો. તે સરકારને નિમત્રણો મોકલતો હતો ના. સર રીચર્ડ ટેમ્પલ (મુબઇના ગવર્નર)નું શિર લઈ આવનારને રૂ. ૫૦૦નું ઇનામ તેણે જાહેર કર્યું હતું, અને તે ધોરણ ઉપર આ રાષ્ટ્રીય બળવાને દોરવાનો તે દાવો કરતો હતો

આ બે અગ્રેસરોના કથન ઉપરથી નિર્વિવાદે સાબીત થાય છે કે મહાસભાનો તુરતનો ઉદ્દેશ બ્રિટિશ સામ્રાજ્યને નિર્ભય બનાવવાનો હતો. છતાં મહાસભાની ઉત્પત્તિના કારણરૂપ આ ઉદ્દેશને એકદમ માન્ય કરવામાં એક મુશ્કેલી રહેલી છે. એવું કહેવાય છે કે મિ. હ્યૂમ સરકારી નોકરીમાં હતા. ( લોર્ડ લીટને હિંદુસ્તાન છોડયું તેના પંદર માસ પહેલાં ) ત્યારે તેમણે આ ગ્રંથ વાંચ્યો હતો. આ બનાવ તથા સને ૧૮૮૫માં મળેલ મહાસભાના પહેલા અધિવેશન વચ્ચે ચાર વર્ષનો ગાળો રહેલો છે. આ સમય દરમ્યાન લોર્ડ રીપન પાંચ વર્ષ માટે વાઇસરોય હતા; જ્યારે મહાસભાના ધોરણ ઉપર એક રાજદ્વારી સંસ્થા ઊભી કરવાનો પ્રથમ વિચાર લોર્ડ ડફરીનને સ્ફુરેલ હતો એમ કહેવાય છે.

રાજકીય વિપ્લવની ભીતિથી સામ્રાજ્યની સલામતી જાળવવાના ઉદ્દેશથી મહાસભા સ્થપાયેલી હતી એ માન્યતા ઉપર્યુક્ત કથનને અનુસરતી નથી. અથવા તો મિ. હ્યૂમે ૧૮૮૩ ના માર્ચમાં કલકત્તા વિદ્યાપીઠના સ્નાતકોને સંબોધીને પ્રગટ કરેલ રાજદ્વારી નિવેદન સાથે પણ એ માન્યતા ઊભી રહી શકતી નથી. આ નિવેદન એટલી બલપ્રેરક ભાષામા ઘડાયેલ હતું, તેના મુદ્દાઓ એટલા નગ્ન સત્ય અને સચોટ હતા કે તે આખુંયે નિવેદન ( અથવા મિ. હ્યૂમનું જીવનવૃત્તાંત લખનારે આપ્યુ છે તેટલું ) આપણે અત્રે રજૂ કરશું. મિ. હ્યૂમે લખ્યું હતું કેઃ

"આજે જેમ તમારા ઉચ્ચ કેળવણી સંપાદન કરેલ નવતરુણોનું એક સંગઠન હસ્તિ ધરાવે છે, તે પ્રમાણે તમારે તમારા દેશની માનસિક, નૈતિક, સામાજિક અને રાજકીય પ્રગતિ અર્થે એક સંસ્થા સ્થાપવી જોઈએ.

"અય, ભારતના પનોતા પુત્રો ! અય, આર્યભાવનાપોષિત યુવાનો, આર્યભૂમિના વહાલસોયા તનુજો, સ્મરણમાં રાખજો કે વ્યક્તિગત હોય કે અખિલ રાષ્ટ્ર અર્થે હોય તેની પરમ આવશ્યક પ્રગતિનાં મૂળતત્ત્વોનું

ઉદ્‌ગમસ્થાન આંતરિક હોવું જોઈએ. આજે તમારી માતૃભૂમિએ તમારા ઉપર મીટ માંડી છે, આજે આર્યાવર્તના નવસર્જનનો મુખ્ય આધાર તમારા ઉપર અવલંબેલ છે. આજે તેના પ્રમુખસ્થાન અર્થે ભારતવર્ષનાં નેત્રો તમારા પ્રત્યે ઢળેલાં છે."

"ઓ તરુણો! મારા સરખા વિદેશીઓ ભારતવર્ષ અને તેના તનુજો પ્રત્યે મમતા અને અનુરાગ દર્શાવે તે વ્યર્થ છે. આ આર્યભૂમિ અર્થે અમારા સરખા સમયની, ધનની, શારીરિક તથા માનસિક સહાય્ય આપે તે નિરર્થક છે, અમારા સરખા તમારે માટે, દેશ માટે ભગીરથ પ્રયાસો સેવે, પ્રબળ આત્મભોગ આપે તે નકામાં છે! અમે સૂચના અને સલાહ આપીએ, રાષ્ટ્રના મુખ્ય નાયકોને ચરણે અમારાં જ્ઞાન, અનુભવ અને શક્તિ ધરીએ, કિંતુ અમારામાં રાષ્ટ્રીયત્વની ખરી ભાવનાની ઊણપ છે. દેશનું ખરું કાર્ય તો હંમેશાં તેના પુત્રોથી જ થઈ શકે છે. રાષ્ટ્રનું નવવિધાન તો તેનાં સંતાનો જ સર્જી શકે છે."

"છૂટીછવાઈ વ્યક્તિઓ ગમે તેટલી પ્રભાવશાળી અને બુદ્ધિમાન હોય, પરંતુ વ્યક્તિગત પૃથક્તાના અંગે તેઓ શક્તિહીન છે. ઐક્ય, વ્યવસ્થા અને કાર્યની સ્પષ્ટ રૂપરેખાઓ એ જ મુખ્ય આવશ્યક વસ્તુ છે. આ સર્વના પરિપાલન અર્થે એક વ્યવસ્થિત અને બંધારણપૂર્વકની સંસ્થા સ્થાપવાની ખાસ જરૂર છે. ભારતવર્ષની પ્રજાનું માનસિક, નૈતિક, સામાજિક અને રાજદ્વારી એ એક જ ધ્યેય હોવું જોઈએ. આપણા આ નાનકડા લશ્કરે કવાયત સાથે સંપૂર્ણ સજ્જ રહેવું પડશે. અત્રે ફક્ત પ્રશ્ન એ જ રહે છે કે તમારામાંથી કેટલાયે તમારી કોલેજોની ઉચ્ચ ડિગ્રીઓ ઉપરાંત નિઃસ્વાર્થ, નૈતિક દક્ષતા, આત્મસંયમ પરસેવાભિલાષી ચંચળ સ્વભાવ એ સદ્‌ગુણો કેળવ્યા છે, જે સદ્‌ગુણો આપણી આ સંસ્થાના સભ્ય થવા ઇચ્છનાર માટે પરમ આવશ્યક છે.

આથી પણ વિશેષ ભાવવાહી ફકરો તેમના પત્રના અંતમાં છે જે અમે અત્રે રજૂ કરીએ છીએઃ—

"અગાઉ આપને કહી ચૂક્યો છું કે આપ મને આ રાષ્ટ્રનાં સંતાન

છો, ભારતવર્ષનો જીવનાધાર તમારા ઉપર અવલંબે છે. તમારા દેશ અર્થે આવશ્યક આત્મોત્સર્ગ કરવાની શક્તિવાળા, તમારી માતૃભૂમિ પ્રત્યે નિષ્કામ પ્રેમ અને અભિમાન ધરાવનારા, તમારા દેશનું નેતૃત્વ ગ્રહણ કરવાને માટે હાર્દિક રાષ્ટ્રભાવનાવાળા અને જરૂર પડચે તમારા દેશને ચરણે શેષ જીવન સર્વસ્વ અર્પણ કરવાની તમન્નાવાળા ફક્ત પચાસ જ યુવકો તમારામાંથી ન નીકળે તો ના છૂટકે મારે કહેવું પડશે કે ભારતવર્ષ માટે બિલકુલ આશા નથી. પછી તેનાં સંતાનો નિસહાય જીવન વ્યતીત કરે તે જ ઇચ્છનીય છે. જેઓ સ્વતંત્રતાના પૂજક છે, જેમને સ્વાધીનતા માટેની તમન્ના છે તેમણે પોતે જ પ્રથમ લડતનો આરંભ કરવાની આવશ્યકતા છે. યદિ દેશના આધારરૂપ અગ્રેસરો દીનહીન બની પોતાના જ સ્વાર્થમાં રચ્યાપચ્યા રહે અને દેશની પ્રગતિમાં ફાળો અર્પવાની તત્પરતા ન દાખવે તો પછી તેઓ પરાધીન દશામાં જ રહે તે શ્રેયસ્કર છે. એથી સારા વર્તાવને પાત્ર તેઓ નથી. પ્રજાની શક્તિ ઉપર શાસનની યોગ્યતાનો આધાર છે. આ રાષ્ટ્રના સુનંદા યુવાનો અંગત સ્વાર્થને તરછોડી, તમારી તથા તમારી માતૃભૂમિની સ્વતત્રતા અર્થે, જન્મસિદ્ધ હક્કો માટે લડવાને તૈયાર ન હોય તો પછી અમે તમારા હિતેચ્છુઓ તમોને સમજી શક્યા નથી. તમારે માટે લોર્ડ રીપન જે સારા વિચારો ધરાવે છે તે બધા કાલ્પનિક અને નિષ્ફળ નીવડશે. અને વર્તમાન સ્થિતિ કરતાં વિશેષ સારી સ્થિતિની સર્વ આશાઓ વ્યર્થ જશે. તમારા સર્વ પોકારો ખોટા છે, તમારી દુઃખદ સ્થિતિ સર્વાંશે યોગ્ય છે, તમારા પ્રત્યેનો વ્યવહાર વ્યાજબી છે અને અત્યારના કરતાં વધારે સુશાસન માટે હિંદ લાયક નથી એમ કહેવું પડશે.

"જો આમ જ હોય તો પછી તમારી પરાધીનતા પરત્વેની તથા રાજ્યવહીવટમાં તમારી પ્રત્યેના. બાળક જેવા વર્તાવની તમારી સર્વ ફરિયાદો ફીતૂરી અને દાંભિક છે, કારણ તમારી લાયકાતની સાબીતી તમે કરાવી આપેલ છે. જેનામાં મનુષ્યત્વ છે તેનામાં કાર્ય

કરવાની શક્તિ છે. આ પછી સરકારની સર્વ મુખ્ય જગ્યાઓ ઉપર અંગ્રેજોની નિમણુક થાય છે તે વિષે તમારા તરફથી હવે ફરિયાદો ન થવી જોઈએ. જો તમારામાં જાહેર ઉત્સાહનો અભાવ હોય, ને નિઃસ્વાર્થ રાષ્ટ્રભક્તિની ઉચ્ચ અનેરી ભાવના કે જેના પ્રભાવે પોતાનાં ઐશ્વર્ય અને સમૃદ્ધિ પોતાના સુખ અને કલ્યાણ અર્થે ભોગ આપવા પ્રેરાય તેવી ભાવનાનો તમારા હૃદયમાં વિકાસ ન થયો હોય, અંગ્રેજ પ્રજાને તેમની વર્તમાન ઉન્નત સ્થિતિએ પહોંચાડનાર જ્વલંત રાષ્ટ્રપ્રેમની દિવ્ય જ્યોત તમારા હૃદયમાં ન પ્રગટી હોય તો પછી કહેવું પડશે કે તમારી જગ્યાએ અંગ્રેજની નિમણુક થાય છે તે વાસ્તવિક છે, તેઓ તમારા ઉપર શાસન કરે છે તે સર્વથા યથાર્થ છે. વ્યક્તિ વા અખિલ પ્રજાના સંબંધમાં આત્મોત્સર્ગ અને નિઃસ્વાર્થતા એ જ સ્વાતંત્ર્ય અને સુખનાં મુખ્ય માર્ગદર્શક છે.

આ શબ્દો એક મુત્સદ્દીના નથી. તેમાં દંભનો કોઈ પણ સ્થળે આવિર્ભાવ નથી થતો. મિ. હ્યૂમ એક અમીર ગૃહસ્થ હતા. જેમાં પોતાને વિશ્વાસ ન હોય તેવા દાંભિક શબ્દો તેઓ કદી પણ ન ઉચ્ચારતા અને જેટલું તેઓ બોલતા તે સર્વ વિશુદ્ધ ભાવથી જ વ્યક્ત કરતા હતા તે વિષે આ લેખકને સહેજ પણ શંકા નથી. તેઓ સ્વાતંત્ર્યદેવીના પરમ ઉપાસક હતા. સમસ્ત હિંદુસ્તાનનાં દુઃખ અને દારિદ્રય નિહાળી તેમનું હૃદય રડી ઊઠતું. લોકશાસન વગર આ ભૂખમરો કદી પણ દૂર નથી થવાનો તે તેમની દૃઢ માન્યતા હતી. પોતાના ગૌરાંગ બંધુઓનો હિંદીઓ પ્રત્યેનો 'બાયલો' વર્તાવ નિહાળી તેમનું હૃદય ક્રોધાગ્નિથી ભભૂકી ઊઠતું હતું. તેમના જ ગોરા શાસનકર્તાઓની અસત્ય જાહેરાતો અને દાંભિક વચનોની પ્રથા નિહાળી તેમનું હૃદય શરમથી દુભાતું હતું. તેઓ ઈતિહાસના પ્રખર વિદ્વાન હતા અને જેથી તેઓ બરાબર સમજતા હતા કે કોઈ પણ સરકાર પછી તે રાષ્ટ્રીય હોય કે વિદેશી હોય પ્રજાના આંતરિક પ્રાબલ્ય વગર તે પ્રજાની માગણીનો સ્વીકાર કદી નહિ જ કરે. અને આવી આશા

ચણે છે, પશુબળથી યા કુનેહ ભરી રાજનીતિથી તેમના જન્મસિદ્ધ હક્કો છીનવી લે છે, ભલે એ શાસક તેમના જ દેશનો હોય તો પણ તે સિતમગર છે એ તેમની માન્યતા દૂર થતી નથી.

તેઓ સ્વદેશપ્રેમી છે, પોતાની અથવા પોતાના રાષ્ટ્રની સ્વાધીનતા અર્થે આજન્મ પોતાનાં શોણિત રેડવા તત્પર થશે, કિંતુ જ્યારે પોતાનો જ દેશ અન્યની એ જ સ્વાધીનતા ઝૂંટવી લે છે ત્યારે પોતાના દેશબંધુઓના આ કૃત્યની પ્રશંસા કરવા સુધી તેમનું સ્વદેશાભિમાન જતું નથી.

હા, આ વિશ્વની અંદર એવા પણ અંગ્રેજો હોય છે કે જેઓ પરાધીન રાષ્ટ્રની સ્વાતંત્ર્ય-લડત પ્રત્યે સહાનુભૂતિ દાખવે છે. આજે ભારતવર્ષ ઉપર અંગ્રેજો શાસન કરે છે તે નિહાળી તેમનાં હૃદયો દુઃખિત થાય છે અને જો તેઓ આવશ્યક સત્તા અને શક્તિ ધરાવતા હોય તો તેઓ અવિલંબે હિંદુસ્તાનમાંથી પોતાનો અમલ ખેંચી તેને સ્વાધીનતા બક્ષે. આમાંથી કેટલાક અંગ્રેજો ભારતીય રાષ્ટ્રીય દલ સાથે સંપૂર્ણ દિલસોજી દર્શાવી રહેલ છે અને આ સહાનુભૂતિ મહાસભાના જન્મ સમયથી જ અથવા તે સમય પહેલાંથી પણ દાખવી રહેલ છે. તેમની ઇચ્છાનુસાર આ ભારતીય રાષ્ટ્રીય આંદોલન વિજયી ન થાય અથવા કોઈ પણ વાસ્તવિક લાભ પ્રાપ્ત ન કરી શકે તો તેમાં તેમનો બિલકુલ દોષ નથી. દોષ તો ફક્ત ભારતીય પ્રજાનો જ છે અથવા કહીએ તો તેમના સંજોગોનો છે.

અલબત મિ. હ્યૂમના આશયો અને આદર્શો શુદ્ધ હતા, પરંતુ તેઓ એટલું તો અવશ્ય વિસરી ગયા કે જે શાસકોની સત્તા અને લોભ ઉપર કાપ મૂકવાનો ઉદ્દેશ આ મહાસભા પાછળ છુપાયેલો હતો, જે અંગ્રેજોની ઝારશાહી અને રાયતાનિયતભરી રાજપદ્ધતિ ઉપર આ મહાસભાનો હુમલો હતો, ટૂંકમાં જે ગોરા શાસકોને હિંદમાંથી હાંકી કાઢવાનું મુખ્ય ધ્યેય આ મહાસભાનું હતું તે જ શ્વેતાંગ અમલદારોની પ્રોત્સાહિક પ્રેરણા તળે આવી રાજદ્વારી સંસ્થા ઊભી કરવી તે તદ્દન

ઊલટી જ અવ્યવહારુ પ્રથા હતી, તદ્દન અસ્વાભાવિક હતું.

કોઈ પણ પ્રકારના વિરોધ વગર સરલતાથી મહાસભાને ઉત્પન્ન કરવા જતાં તેના ભારતીય સંચાલકોને પોતાના પૂર્વ ઇતિહાસનું તદ્દન વિસ્મરણ થયું. અને જેથી જેઓને સ્વતંત્ર થવાના અભિલાષ હોય તેમણે પોતે પ્રથમ મેદાને પડવું જોઈએ એ નગ્ન સત્યને તેઓ સમજી શક્યા નહિ. જેમની સામે આ લડતનાં મંડાણ મંડાય છે તેમની જ પાસેથી સહાયતાની આશા રાખવી તે ભયંકર છે. "રાષ્ટ્રીય મહાસભાનો મૂળ સ્થાપક કોઈ ઉચ્ચ અંગ્રેજ અધિકારી ન હોત તો કોઈ પણ ભારતીય યુવાન આ મહાસભાને સ્થાપી શક્યો ન હોત; કારણ કે આ દિવસોમાં રાષ્ટ્રીય આંદોલન પ્રત્યે અંગ્રેજોની એટલી ઘૃણા અને અવિશ્વાસ હતાં કે ગોરા અમલદાર વર્ગે યેન કેન પ્રકારેણ એ ચળવળને દાબી દેવા પ્રયાસો આદર્યા હોત." એ મહાશય ગોખલેના કથન સાથે અમે સહમત થઈ શકતા નથી.

પહેલું : રાષ્ટ્રીય ચળવળની ઉત્પત્તિ મહાસભાના જન્મ સાથે જ નહોતી થઈ. મહાસભાની ઉત્પત્તિ પૂર્વે જ આ પ્રવૃત્તિ અસ્તિત્વમાં આવી હતી અને તેને દાબી દેવાના સર્વ સરકારી પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા હતા.

બીજું : આ દિવસોમાં રાજદ્વારી આંદોલન તરફ અધિકારી વર્ગનાં એટલાં અવિશ્વાસ અને તિરસ્કાર ન હતાં જેટલાં વર્તમાન સમયમાં ચાલુ રહેલ છે. એક અથવા અનેક ભારતીય જનોના સંયુક્ત બળે આ મહાસભા અસ્તિત્વમાં ન આવી શકી હોત એ કદાચ સત્ય હોય, પરંતુ આ સ્થળે અમે તો અવશ્ય કહેવા માગીએ છીએ કે મહાસભા ઉત્પન્ન થઈ તે સમય હજુ દેશને માટે પરિપક્વ ન હતો, અને મહાસભાનું મૂળ બંધારણ ખોટા પાયા ઉપર રચાયું હતું.

શું મિ. હ્યૂમે યથાર્થ કહ્યું ન હતું કે 'વ્યક્તિગત હોય કે સમસ્ત રાષ્ટ્ર અર્થે હોય તેની અતિ આવશ્યક પ્રગતિનાં મૂળ તત્ત્વોનું ઉદ્‌ગમ સ્થાન હંમેશાં આંતરિક જ હોવું જોઈએ, અને નહિ કે

બહારની સહાયતા ઉપર.' 'આજે તેના પુનરુત્થાન અર્થે ભારતવર્ષનાં નેત્રો તમારા પ્રત્યે ઢળેલાં છે.' ૧૮૮૩માં બહાર પડેલ પોતાના નિવેદનમાં મિ. હ્યૂમે સ્પષ્ટ શબ્દોમાં નહોતું વ્યક્ત કર્યું કે : "મારા સરખા વિદેશીઓ......ભારતવર્ષ પ્રત્યે મમતા અને અનુરાગ દર્શાવે તે વ્યર્થ છે......અમારા સરખા તમારે માટે ભગીરથ પ્રયાસો સેવે, પ્રબળ આત્મભોગ અર્પે તે નિરર્થક ઉપાય છે. અમે સૂચનાઓ અને સલાહો આપીએ......કિંતુ અમારામાં રાષ્ટ્રીયત્વની ખરી ભાવનાની ઉણપ છે. દેશનું ખરું કાર્ય તો હંમેશાં તેના પુત્રોથી જ થઈ શકે છે. રાષ્ટ્રનું નવવિધાન તો તેનાં સંતાનો જ સર્જી શકે છે."

આ બધી હકીકત નગ્ન સત્ય છે, પ્રધાન તત્ત્વો છે. તેને અવગણી જો રાજદ્વારી પ્રયાસો સેવવામાં આવે તો તે સર્વ વ્યર્થ અને નિઃસત્ત્વ નીવડવાં જોઈએ. મહાસભાના મુખ્ય ભારતીય નેતાઓને આની સચોટતાનો અને સત્યતાનો સંપૂર્ણ સાક્ષાત્કાર ન થયો અને પરિણામે આજે મહાસભાનાં કાર્યોનું દફતર તદ્દન કંગાલ છે.

પોતાના મૂળ વક્તવ્યમાં મિ. હ્યૂમે ફક્ત પચાસ જ રાષ્ટ્રભક્તોની માગણી કરી હતી. નિઃસંશય આવા પચાસ તો શું પરંતુ તેથી અનેકગણા આવા પ્રકારના નવયુવકો દેશમાં આ સમયે પણ હતા, કે જેઓ રાજદ્વારી ક્ષેત્રોને બદલે દેશના અન્ય ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં પોતાની માતૃભૂમિની સેવામાં જીવન વ્યતીત કરી રહ્યા હતા. દેશને ચરણે રાજદ્વારી ક્ષેત્રમાં પોતાનું જીવનસર્વસ્વ ધરી શકે તેવા પચાસ કે તેથી અનેક ગણા નવયુવાનો સર્જતાં મહાસભાને અને દેશને મહાસભાની પ્રણાલી ઉપર કાર્ય કરતાં વીસ વર્ષ લાગ્યાં.

પરંતુ દુર્ભાગ્યવશાત આ તરુણો ન તો મહાસભામાં રહ્યા કે ન તો મહાસભાના રહ્યા! હિંદના દાદા મરહુમ દાદાભાઈ નવરોજી અને દેશભક્ત ગોખલેને અપવાદરૂપ ગણીએ તો મહાસભાના અગ્રેસરોમાંથી કોણે મિ. હ્યૂમના આદર્શ અનુસાર મહાસભાને ચરણે પોતાનું જીવન ધર્યું હતું?

ગત ત્રીમ વર્ષની અંદર આર્યાવર્તે એવા સપુતોને જન્મ આપ્યો છે કે જેમણે માતૃભૂમિની સેવામાં સર્વસ્વ હોમ્યું છે. બધા પ્રાંતોમાં, બધા ધર્મોમાં, બધી જાતિઓમાં આવા પુત્રો પેદા થાય છે. કિંતુ તેમાંથી બહુ થોડાઓએ જ મહાસભામાં કે મહાસભા અર્થે કઈ પણ કર્યું છે.

અને તેટલા જ સમય દરમિયાન ઘણા ભારતવાસીઓએ હજારો અને લાખો રૂપિયા અને કેટલાકોએ તો પોતાની જિંદગીની આખીયે કમાઈ કેળવણી અર્થે અથવા કોઈ એવી ધાર્મિક સંસ્થાઓમાં આપેલ છે. પરંતુ મહાસભાને તો સદાયે ફંડની ત્રૂટી જ રહી છે આવશ્યક ફંડના અભાવે મહાસભાનું કાર્ય હંમેશાં પછાત રહેલ છે.

ભારતીય રાષ્ટ્રીય મહાસભાની લંડનમાં રહેલ બ્રિટિશ સમિતિને પોતાનું કાર્ય સુંદર રીતે આગળ ધપાવવામા કદી પણ પૂરતું નાણું મળેલ નથી. તેના ખર્ચનો ઘણોખરો બોજો સર વિલિયમ વેડરબર્ન ઉપર હતો, તેણે અને મિ. હ્યૂમે આ પ્રવૃત્તિ પાછળ ઘણાં નાણાંનો વ્યય કરેલ છે. આ ખર્ચનો અમુક અંશ પણ કોઈ ભારતવાસીએ આપેલ નથી એવુ કહેવાય છે.

ત્યારે સ્વાભાવિક રીતે અત્રે પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આનું કારણ શુ? ઉત્તર સ્પષ્ટ છે. આ પ્રવૃત્તિની અસર આમવર્ગ ઉપર ન થઈ. જે વિશ્વાસથી પ્રેરાઈ પ્રજા મહાન આત્મભોગો અર્પવા તૈયાર થાય છે તે વિશ્વાસની ઊણપ પ્રજાનાયકોમાં હતી.

મહાસભાના શૈશવકાળમાં અંગ્રેજી કેળવણી પામેલ યુવકોમાં ખૂબ ઉત્સાહ હતો. જ્યાં સુધી મહાસભાનો અવાજ આમ વર્ગમાં પહોંચાડવાના પ્રયત્નો નહોતા સેવવામાં આવ્યા, જ્યાં સુધી આમ જનતાને તત્પરતાથી કેળવવામાં નહોતી આવી ત્યાં સુધી આ આંદોલન પ્રત્યે ગોરા અધિકારી વર્ગની સંપૂર્ણ હમદર્દી હતી. ૧૮૮૬માં કલકત્તામાં મહાસભાનું દ્વિતીય અધિવેશન ભરાયુ ત્યારે લોર્ડ ડફરીને મહાસભાના મુખ્ય અગ્રેસરોને, તે જ શહેરમાં ગવર્મેન્ટ હાઉસ ઉપર 'ગાર્ડન પાર્ટીમાં' નિમંત્ર્યા હતા. ૧૮૮૭માં મદ્રાસના ગવર્નરે પણ પોતાનાં

અભિનંદન પાઠવ્યાં હતાં, પરંતુ ૧૮૮૮માં જ્યારે મિ. હ્યૂમે ઇંગ્લંડના 'કોર્ન-લૉ-લીગની' પદ્ધતિ અને કાર્યરૂપરેખાને અખત્યાર કરવાનો નિર્ધાર જાહેર કર્યો કે તુરત જ મહાસભા ઉપર સરકારનો વજ્ર પંજો પડ્યો. ત્યારથી મહાસભાએ વિનીત નીતિ ગ્રહણ કરી અને યથેષ્ટ પ્રભાવ પાડી શકે તે નીતિનો સર્વથા ત્યાગ કર્યો. શા માટે ? કારણ કે મિ. હ્યૂમના શબ્દોમાં કહીએ તો આ કાર્યમા ઝંપલાવી શકે તેવા રાષ્ટ્રવીરો આ સમયે ન હતા.

### મહાસભામાં-રાષ્ટ્રીય પ્રવૃત્તિના મૂળતત્ત્વનો અભાવ

આ પછીથી મહાસભાએ સત્ય અથવા દેશહિતના પ્રશ્નો કરતાં સરકાર તથા અધિકારી વર્ગના અભિપ્રાયો માટે વિશેષ કાળજી રાખેલ છે. અત્રે પુનઃ પાછો પ્રશ્ન ઉદ્દભવે છે કે શા માટે ? અને પ્રત્યુત્તર પણ એ જ છે. કારણ કે મુખ્ય અગ્રેસરોમાં સંપૂર્ણ રાજદ્વારી નિપુણતા કે આત્મશ્રદ્ધા ન હતાં. અધિકારી વર્ગનો કંઈક અંશે રોષ પણ વહોરી લઈને તેઓ દેશના રાજ્યવહીવટમાં અમુક સુધારાઓ દાખલ કરવાનો આગ્રહ ધરાવતા હતા, પરંતુ કોઈ પણ જુલ્મ માટે યા તો તેમના આ કાર્ય માટે સહેજ પણ સહન કરવા તૈયાર ન હતા. અથવા કહીશું કે તેઓ પોતાના કાર્યને સમજી શક્યા નહિ.

બીજા શબ્દોમાં કહીએ તો તેઓમાં તે ઉત્સાહની ન્યૂનતા હતી કે જે ઉત્સાહ માનવીને પોતાની કાર્યસિદ્ધિ અર્થે ગમે તે કષ્ટ સહન કરવા પ્રેરે છે. અથવા વિશેષ ઉદારવૃત્તિથી કહીએ તો તેઓએ ધાર્યું કે,દેશ હજુ આવી પ્રવૃત્તિને માટે તૈયાર નથી અને બિલકુલ નહિ કરતાં કાંઇક થાય છે, એ તેમને શ્રેયસ્કર લાગ્યું. રાષ્ટ્રીય પ્રવૃત્તિના આરંભ પૂર્વે રાજદ્વારી વિષયોમાં પ્રથમ પ્રાયઃ દેશને કેળવી સમસ્ત રાષ્ટ્રીય શક્તિઓનું એક રાજદ્વારી સંગઠન સ્થાપવાની તેમને વિશેષ આવશ્યકતા લાગી હશે, એ ગમે તે હોય, પરંતુ હિંદી રાષ્ટ્રીય મહાસભાના મૂળ સ્થાપકો અથવા તો અમુક વર્ષો પૂર્વે જેમણે આ પ્રવૃત્તિ ઉપર પોતાનો કાબુ મેળવ્યો હતો તેમના પ્રત્યેના સંપૂર્ણ સન્માન સાથે

અમોને કહ્યા વગર ચાલતું નથી કે તેઓએ પોતાના જ વર્તાવથી સ્પષ્ટ દર્શાવી આપેલ છે કે તેમણે ઉપાડેલ આ પ્રવૃત્તિમાં રાષ્ટ્રીય તત્ત્વની ઊણપ હતી, રાષ્ટ્રીય ભાવનાનો સર્વાંશે અભાવ હતો.

કોઈ પ્રવૃત્તિના મૂળ કાર્યકર્તાઓની ફક્ત ઇચ્છાથી જ કંઈ એ પ્રવૃત્તિ રાષ્ટ્રીય સ્વરૂપમાં કદી પણ નથી પરિણમતી. આ લેખક દૃઢતા-પૂર્વક માને છે કે મૂળ કાર્યકર્તાઓના હૃદયમાં આત્મભોગની અપૂર્વ ભાવનાનો જ્યાં સુધી સંપૂર્ણ વિકાસ ન થયો હોય ત્યાં સુધી રાષ્ટ્રીય રાજદ્વારી આંદોલનને જન્મ આપવો એ એક ભૂલ છે. જે અધિકારી વર્ગની સામે આ લડતના મોરચા મંડાય છે, તે જ શ્વેતાંગ અમલદાર વર્ગની સહાનુભૂતિ અને રહેમદષ્ટિ ઉપર અવલંબી દરેક પગલે તેમની ઇચ્છાઓ અને અભિપ્રાયોને અનુસરતી રાષ્ટ્રીય જીવનહીન મદગતિએ આગળ ધપતી પ્રવૃત્તિ, કે જેના જન્મદાતા અથવા અગ્રેસરો પોતાની સલામતી અર્થે ભીતિ રાખતા હોય, ફક્ત અધિકારી વર્ગની ઇચ્છાનુસાર જ પગલાં ભરતાં હોય, અને પોતાના અંગત લાભોને પોતાની મોજમજાહને, પોતાની આમદાનીને સ્હેજ પણ વિઘ્નરૂપ ન નીવડે તે અર્થે સંપૂર્ણ સાવચેતી જાળવતા હોય તે પ્રવૃત્તિ સ્વાભાવિક રીતે ખરા રાષ્ટ્રીયહિતને લાભને બદલે હાનિ પહોંચાડે છે.

રાજદ્વારી પ્રવૃત્તિના અગ્રેસરોએ ઉક્ત પ્રવૃત્તિમાં આવશ્યક પ્રોત્સાહનસહ પ્રેરક તત્ત્વો એવી રીતે ઉત્પન્ન કરવાં જોઈએ કે જેને પરિણામે તેના અનુયાયીઓમા રાષ્ટ્રની કાર્યસિદ્ધિ અર્થે માતૃભૂમિને ચરણે અપૂર્વ આત્મભોગો અર્પણ કરવાની અદ્‌ભુત પ્રેરણા જાગૃત થાય, જ્યારે બીજી બાજુથી તેના વિરોધી અધીકારી વર્ગને આ સંજોગો એકદમ ભયરૂપ લાગે. આવાં પ્રેરક તત્ત્વો વગરની રાજદ્વારી ચળવળ નિઃસંશય નિષ્ફળ નીવડવાની જ. એ પ્રવૃત્તિને સંપૂર્ણ સફળ કરવાની અભિલાષા હોય તો કાર્ય પાછળ રહેલ ગમે તે સંજોગો, ગમે તેવાં કષ્ટો સહન કરવાને અગ્રેસરોએ તત્પર રહેવું જોઈએ. અલબત ધનનો ભોગ એ પ્રવૃત્તિની ગતિને વિશેષ ત્વરિત બનાવે છે,

કિંતુ એ ચળવળ પાછળ ગમે તેવા વિપરીત સંજોગો સામે ઝૂઝી તેને અર્થે મરી ફીટવાની તમન્ના એ જ ઉક્ત પ્રવૃત્તિના વિજયનો સર્વ આધાર છે.

એ તો નિર્વિવાદ સત્ય હકીકત છે કે આપણી આ રાજદ્વારી ચળવળના અંગ્રેજ મિત્રોએ ભારતીય અગ્રેસરો કરતાં વિશેષ પ્રમાણમાં ઉત્સાહ અને હમદર્દી દાખવેલ છે. એ પ્રવૃત્તિ પાછળ ખૂબ ધનનો વ્યય કર્યો, સ્વદેશ બંધુઓનો રોષ વહોરી લીધો, એટલું જ નહિ પરંતુ પોતાના દેશ તરફથી રાજદ્રોહનો ફિટકાર સુદ્ધાં તેઓએ પોતાના શિર ઉપર ચડાવી લીધો.

હ્યૂમ સાહેબમાં તો કોઈ અસાધારણ અજબ ઉત્સાહ હતો. તેણે પ્રથમ અધિકારી વર્ગની સહાનુભૂતિ સાથે આ રાજદ્વારી ચળવળને દેશમાં વહેતી મૂકી. બે વર્ષ સુધી તેના પરિણામની પ્રતીક્ષા કરી પરંતુ જ્યારે તેને દૃઢ પ્રતીતિ થઈ કે અધિકારી વર્ગનાં સહાનુભૂતિના સુંદર વચનો માત્ર ઉપહાસ રૂપ જ હતાં. 'આમ વર્ગના દુઃખો'ના નિવારણ અર્થે, આફત અને પીડામાંથી તે વર્ગને સુરક્ષિત રાખવાના કશા પણ પ્રયત્નો થતા તેણે ન જોયા, ત્યારે તેણે એ ચળવળને વિશેષ વેગવાન અને પ્રભાવશાળી બનાવવાનો નિશ્ચય કર્યો. ભારતીય પ્રજાને તેમની યથાર્થ પરિસ્થિતિનું જ્ઞાન આપવાનું, અત્યારે દેશ કયા પ્રકારે નિચોવાઈ રહ્યો છે, આમ જનતા કેવી રીતે પીડાઈ રહેલ છે તે સામે પ્રજાનાં નેત્રો ખોલી, તેમના જન્મસિદ્ધ હક્કનું તેમને ભાન કરાવવાનું અને એ રીતે સમસ્ત પ્રજાને આ રાજદ્વારી પ્રવૃત્તિ પરત્વે કેળવવાની જુમ્મેદારી ઉઠાવી. આ કાર્ય ભારે મહત્ત્વનું છે એમ તેને લાગ્યું. કારણ, "દુષ્કાળ અને રોગચાળાથી મરણનું પ્રમાણ સેંકડો કે હજારોની નહિ બલ્કે લાખોની સંખ્યા સુધી પહોંચતુ હતું."

તેણે અનુરોધ કર્યો કે આ સંબંધમાં સરકાર કંઇક કરવા પ્રેરાય તે અર્થે તેના ઉપર દબાણ કરવું હોય તો ઇંગ્લંડની અંદર બ્રાઇટ અને કોબ્ડને આમ જનતાનું ભૂખમરાનું દુઃખ દૂર કરવા ઉપાડેલ

મહાન લડતમાં અખત્યાર કરેલ પદ્ધતિનુ અત્રે પણ ભારતીય નાયકોએ સંપૂર્ણ અનુકરણુ કરી આ પ્રવૃત્તિમા અપૂર્વ પ્રોત્સાહન અને સામર્થ્ય રેડી તેને વધારે પ્રભાવશાળી બનાવવી પડશે

જ્યારે મહાસભાનો અવાજ સરકારને કાને પહોચાડવાના કાર્યકર્તાઓના સર્વ પ્રયત્નો નિષ્ફળ નીવડયા, જ્યારે સરકારે મહાસભાના અગ્રેસરોની એક પણ સૂચના વા વિજ્ઞપ્તિ ઉપર ધ્યાન આપવાની સ્પષ્ટ શબ્દોમા ના સભળાવી દીધી ત્યારે એક જ ઉપાય હતો કે ઇંગ્લડમા અગ્રેજ પ્રજાને આ સદેશ પહોચાડી તેમને હિંદુસ્તાનની વાસ્તવિક પરિસ્થિતિથી પરિચિત કરી તેમની સહાનુભૂતિ મેળવવી. તેમ જ આ વિશાળ ભરતખડની પ્રજા જે ઇગ્લડના સ્વતત્ર વાતાવરણ વચ્ચે રહે છે તેમને પણ આ આર્યભૂમિની યથાર્થ પરિસ્થિતિથી વાકેફ કરી તેમની વચ્ચે આ આંદોલનનો પ્રવાહ વહેતો મૂકવામા આવે તો તેઓ આપણા મિત્રો અથવા સહયોગી બનશે અને સમયના આહ્વાન સાથે જ આપણા ધર્મયુદ્ધના સૈનિકો આપણને અપૂર્વ મહાયતા અર્પશે **કે જે મહાન સગ્રામ આપણે કોબ્ડન અને તેના બહાદુર અનુયાયીઓની માફક ન્યાય, સ્વતંત્રતા અને જન્મસિદ્ધ હકો માટે ખેલવો પડશે.**

## મિ. હ્યૂમની રાજદ્વારી વ્યૂહરચના

આ એ જ વીર શબ્દો છે કે જે સિતમગર સરકાર સામે એક જ રાજદ્વારી હથિયાર સૂચવે છે. હ્યૂમ સાહેબનું જીવનવૃત્તાત લખનાર આપણને કહે છે કે “ હિંદુસ્તાનની અંદર રહી, આ વ્યૂહદૃષ્ટિ સમીપ રાખી આ પ્રવૃત્તિ, તેની અદર પોતાનું બધુ વ્યક્તિત્વ રેડી, અપૂર્વ જુસ્સાથી ઉપાડી તેણે ભારતીય પ્રજાના બધા વર્ગને ફડ માટે પ્રાર્થના કરી , લેખો, પત્રિકાઓ અને નિવેદનો બહાર પાડયા, આમ પ્રજાની જાગૃતિ અર્થે દરેક શહેર અને ગામડાઓમાં સ્થળે સ્થળે ઉપદેશકોને મોકલી દીધા. દેશભરમાં એક હજાર ઉપરાંત સભાઓ મળી હતી અને ઘણીખરી સભાઓમાં પાચ હજારથી પણ વિશેષ

માણુસોની હાજરી હતી. પોતાનો સંદેશ અખિલ ભારતવર્ષની અંદર પ્રસરે તે અર્થે બે નિવેદનો હિંદુસ્તાનની બારે ભાષાઓમાં અનુવાદ કરી પાંચ લાખ પત્રિકાઓની વહેંચણીનો પ્રબંધ તેણે કર્યો હતો."

રાજદ્વારી ધ્યેયને મર્યાંશે અનુસરતી આ ખરી રાજદ્વારી લડત હતી જો આ લડતને પોષણ મળ્યું હોત તો અત્યારે મહાસભાનો ઇતિહાસ તદ્દન અન્યથા પ્રકારનો લખાયો હોત, અને કદાચ વિપ્લવવાદીઓની સંસ્થા અસ્તિત્વમાં ન આવી હોત. ગમે તેમ, દેશ રાજદ્વારી લડતમા વર્તમાન સમય કરતા ખૂબ આગળ ધપ્યો હોત.

પરંતુ આ સમયે આ ચળવળનું પરિણામ એ જ આવ્યું કે સરકાર તેની બરાબર વિરોધી બની. કલકત્તાના ખાણા ઉપર લોર્ડ ડફરીને મહાસભાને એક બહુ જ નાનો વિભાગ સંબોધી તે પ્રત્યેની પોતાની તિરસ્કૃત ભાવના વ્યકત કરી, તથા સર ઓકલન્ડ કોલવીને મુસ્લિમોને ઉશ્કેરી મહાસભા વિરુદ્ધ તેમની એક સંસ્થા ઉપસ્થિત કરી, તેમજ મહાસભાને બંડખોર, રાજદ્રોહી કહી તેને બદનામ કરવાના દરેક પ્રયત્નો સેવ્યા.

## મહાસભા ભયભીત બની !

મિ. હ્યૂમ આખીયે વસ્તુસ્થિતિ સમજી ગયા, અને નમ્ર ભાષામા પોતાની કેફિયતો રજૂ કરવા માંડી. એકદમ પ્રચાર કાર્યનો ત્યાગ કરી દેવામાં આવ્યો અને તેનુ રાષ્ટ્રીય પ્રવૃત્તિના ઇતિહાસમાં (૧૯૨૦ પહેલાં) કદી પુનરાવર્તન ન થવા પામ્યુ ફડના અભાવે ઇંગ્લંડમાં ઉપાડેલ લડત નિષ્ફળ નીવડી અને ભારતવર્ષની અંદર પણ ઉત્સાહ, દૃઢ નિશ્ચય અને આવશ્યક સામર્થ્ય વિના આ ચળવળ એકદમ મંદ અને નિર્બળ પડી ગઈ.

આ સ્થળે અમોને પુનઃ કહેવાની જરૂર પડે છે કે આ સર્વ મિ. હ્યૂમની ઇચ્છાને નહિ કિંતુ ભારતીય અગ્રેસરોને લાગેલ બીતિને તથા તેમની ઉત્સાહહીન અને રાષ્ટ્રીય ભાવના વિનાની કર્તવ્ય પગયણતાને આભારી છે. જો હિંદી નાયકો દૃઢ નિશ્ચયાત્મક ભાવનાથી

સુમજ્જ બની પોતાની પ્રવૃત્તિમા નિર્ભયપણે આગળ ધપ્યા હોત તો આ અદિાલનના પોષણ અર્થ પ્રજાએ યથેષ્ટ નાણુ આપ્યુ હોત, પ્રજાએ તેમના પડકારનો પ્રત્યુત્તર વાળ્યો હોત એ સશયરહિત જ છે.

આને અગે અહીં તહીં કદાચ થોડાક છમકલા થયા હોત, અને પરિણામે સરકારે દમનનીતિ અખત્યાર કરી ધરપકડ કરી હોત, પરતુ આથી તો ઇગ્લડમાં અઠ્ઠાવીસ વર્ષ સુધી ચાલુ રહેલ મહાસભાનુ નિર્માલ્ય પ્રચારકાર્ય જે ઇગ્લડની જનતાને આકર્ષવામા નિષ્ફળ નીવડયુ તે જ અગ્રેજ જનતા સરકારની આ દમનનીતિથી હિંદુસ્તાનની સ્થિતિ પ્રત્યે વિશેષ આકર્ષાઈ હોત, હિંદુસ્તાનની પ્રજા રાજપ્રકરણી વિષયોમાં ખૂબ ઝડપથી કેળવાઈ હોત; અને આ રાજદ્વારી વિપ્લવ એ ભૂમિકા સુધી પહોચ્યો હોત કે સરકારને સામે ટકવુ, અતિ મુશ્કેલીભર્યું થઇ પડયુ હોત. એ શકય કિંવા સભવિત છે કે સરકારે એ ચળવળને દાબી દીધી હોત પરન્તુ તેથી તો ઊલટો વધારે વિજય મળત અને પ્રજા રાજનૈતિક કેળવણીમા એક મક્કમ પગલુ આગળ વધી હોત. દેશમા રાજ ક્રાતિકારોના વિપ્લવનો વહેલો જન્મ થયો હોત અને ૧૯૦૯ કરતા પણ પહેલા વિનીત પક્ષ સાથે સમાધાની કરવાનું ડહાપણ સરકારને આવ્યુ હોત ૧૯૨૯ મા આપણે જે સપાદન કરી શકયા તેથી વીસ વર્ષ પૂર્વે મેળવી શકયા હોત, મુસ્લીમ બિરાદરોને ૧૯૦૯ મા જે મળ્યુ તે તેઓ ૧૮૮૯ માં મેળવી શકયા હોત. આમ છતાંય ભારતીય અગ્રેસરોને લાગ્યું કે તેમનામાં આવશ્યક સામર્થ્યનો અભાવ છે, અને પરિણામે તેમની આ બીરુતાથી ઉક્ત આંદોલનને દાબી દેનારા સજોગો ઉપસ્થિત થયા રાજદ્વારી દુઃખો સામે ઝૂઝવાનું જે એક જ અણમોલ શસ્ત્ર તેઓએ તૈયાર કર્યું હતું તે શસ્ત્રનો સર્વથા પરિત્યાગ કર્યો

કોઈ પણ પ્રજા કે રાજદ્વારી સંસ્થા જ્યા સુધી પોતાના વિરોધીઓના હૃદયની અદર " જો અમારી માગણીઓ હવે નિર્માલ્ય લેખી તેને તુચ્છકારવામા આવશે તો બન્ને પક્ષો માટે ગંભીર સજોગો

ઉપસ્થિત થશે," તેવો દૃઢ વિશ્વાસ ઉત્પન્ન કરી તેઓની અંદર બરાબર ભયનું વાતાવરણ પ્રસરે તે અર્થે પોતાની લડતને રાષ્ટ્રીય ભાવનાથી પોષી સર્વ સામર્થ્ય અને પ્રોત્સાહન રેડી તે ભૂમિકા સુધી પહોંચાડવાના પ્રયત્નો જ્યાં સુધી કરી ન શકે ત્યાં સુધી એ પ્રજા હોય કે રાજદ્વારી સંસ્થા હોય તે પોતાના ધ્યેયની સાધનામાં કદી પણ વિજય પ્રાપ્ત કરી શકશે નહિ. ઇંગ્લંડ, જર્મની ફ્રાન્સ વગેરે લોકશાસનયુક્ત રાષ્ટ્રોનો રાજદ્વારી ઇતિહાસ પણ એ જ બાબતો રજૂ કરે છે. જ્યાં સુધી કોઈ પણ પ્રવૃત્તિ પાછળ આવશ્યક ધન, તેમજ અન્ય ભોગો અર્પવાની સંપૂર્ણ શક્તિ પ્રજામાં ન હોય ત્યાં સુધી આવી રાજદ્વારી ચળવળનો પ્રારંભ કરવાની કશી પણ આવશ્યકતા રહેતી નથી.

### ઇંગ્લંડમાં મહાસભાનું પ્રચારકાર્ય

૧૮૮૮ અને ૧૮૮૯માં ભયભીત થયેલ મહાસભા બન્ને રીતે નિષ્ફળ નીવડેલ હતી. પ્રથમ બાબતમા તો વર્ષોનાં વર્ષો સુધી અભ્યર્થના, પ્રાર્થના અને વિલાપની નીતિનો અવિરત કાર્યક્રમ મહાસભાને દફતરે ચડેલ છે. ઇંગ્લંડમાં બ્રિટિશ સમિતિની અંદરના કે બહારના હિંદના મિત્રોએ હૃદયદ્રાવક ભાષામાં એ વિલાપનીતિને વ્યક્ત કરેલ છે. બ્રિટિશ જનતા ઉપર મહાસભાની ચળવળ એટલી અસરકારક કદી પણ નીવડેલ નથી, બ્રિટિશ જાહેરાત ઉપર મહાસભાનો નહિ જેવો પ્રભાવ હતો; અને જો કે મહાસભાની બ્રિટિશ સમિતિની એક ઑફીસ અને એક અખબાર લંડનમાં છેલ્લી પા સદી થયા હસ્તિ ધરાવે છે, છતાં ઇંગ્લંડના રાજદ્વારી વાતાવરણ ઉપર તેની અસર લગભગ શૂન્ય જેવી છે. અને જો મિ. હ્યુમે અને સર વિલિયમ વેડર્બને ઉદારતા ન દાખવી હોત તો લંડનની મહાસભાની ઑફિસ ક્યારનીયે બંધ થઈ ગઈ હોત.

મહાસભાના અગ્રેસરોએ અંગ્રેજ પ્રજામાં તેમના વિશ્વાસની ખૂબ વાતો કરેલ છે. હિંદુસ્તાનની વર્તમાન પરિસ્થિતિથી ઇંગ્લંડની

જનતાને વાકેફ કરવામાં આવે તો હિંદુસ્તાનના રાજદ્વારી દુઃખોનું અવિલંબે નિવારણ થાય તેવી તેમને દૃઢ માન્યતા સાથે આશા હતી. આમ છતાં તેમની આ ધારણાની સફળતા અર્થે તેમણે યોજેલા બધા પ્રયાસો તુચ્છ અને મૂર્ખાઈભરેલા હતા.

હિંદુસ્તાનની અંદર અત્યારે એવી એક રાજદ્વારી સંસ્થા છે કે જે ઇંગ્લંડની અંદરના આ પ્રચારકાર્ય વિષે મહેજ પણ વિશ્વાસ નથી ધરાવતી. પરંતુ મહાસભાના અગ્રેસરો અને અન્ય કાર્યકર્તાઓ જે છેલ્લાં ત્રીસ વર્ષ થયાં ચળવળ આંદોલન ઉપર કાબુ ધરાવે છે તેઓ આ સંસ્થામાં નહિ હોવાનું જણાવે છે. આનાં કારણો અત્રે આપણે સંક્ષેપમાં રજૂ કરીશું.

## મહાસભાની નિષ્ફળતાનાં કારણો

૧) પ્રથમ તો આ પ્રવૃત્તિની યોજનામાં કે કાર્યની રૂપરેખા ઘડવામાં ભારતીય જનતાનો બિલકુલ હિસ્સો ન હતો અને એ આંદોલનની પાછળ આમવર્ગનું બિલકુલ પ્રાબલ્ય ન હતું. અથવા તો હિંદી પ્રજામાંનો કોઈ એવો વર્ગ આ પ્રવૃત્તિ સાથે એટલો ઓતપ્રોત નહોતો જોડાયો કે જે વર્ગને એટલી પ્રતીતિ હોય કે આ પ્રવૃત્તિની વિજય પ્રાપ્તિ અર્થે એક રાજદ્વારી વ્યવસ્થિત સંગઠનનો સર્વ આધાર તેમના જ ઉપર અવલંબેલો છે.

એક બ્રિટિશ અધિકારીની પ્રેરણાથી, એક અંગ્રેજના પ્રયાસથી આ પ્રવૃત્તિનો જન્મ થયો હતો. જે ભારતવાસીઓ આ પ્રવૃત્તિ સાથે જોડાયા હતા, તેઓ યા તો સરકારી નોકરીમાં હતા અથવા તો સરકાર સાથે સંબંધ ધરાવતા એવા કોઈ વ્યવસાયમાં હતા. આ બીજા વર્ગને સરકારી નોકરીમાં જગાઓ મળવાની અથવા પોતાની યોગ્યતાની કદર સરકાર તરફથી થશે એવી આશા હતી. જ્યાં સુધી પોતાના અંગત લાભોને હાનિકર ન હોય, ત્યાં સુધી પોતાની ઉત્તમ કારકિર્દીને મહેજ પણ અપકારક નીવડે તેવા સંજોગો

ઉપસ્થિત થયા ન હોય, જ્યાં સુધી તેમને મોટો હિસ્સો, મોટા આત્મભોગો અર્પવાની આવશ્યક્તા ઊભી ન થઈ હોય, ત્યાં સુધી તેઓ આ પ્રવૃત્તિ પાછળ પોતાના સમય અને બુદ્ધિનો અમુક અંશે ભોગ આપવા જેટલું સ્વદેશાભિમાન ધરાવતા હતા. તેમના સિદ્ધાંતો ઉપર અથવા તેમના આ સ્વદેશાભિમાન ઉપર અમે અત્રે સહેજ પણ ટીકા કરવા નથી માંગતા, પરંતુ તે પ્રવૃત્તિ એટલી પ્રભાવશાળી ન હતી અથવા તે પ્રત્યે તેમનો એટલો પ્રેમ ન હતો કે જેથી તેઓ તે પ્રવૃત્તિ પાછળ પોતાનું સર્વસ્વ હોમી દેવા પ્રેરાય.

૨) આ પ્રવૃત્તિમાં પ્રજાકીય પોષક તત્ત્વોની ઊણપ હતી, અને અગ્રેસરો આમવર્ગ સુધી નહોતા પહોંચ્યા. કદાચ જનતા સાથે સંબંધમાં આવવાની તેમની ઇચ્છા નાહ હોય. તેમનો બધો કાર્યક્રમ ફક્ત અંગ્રેજી ભણેલા યુવાનો માટે જ ઘડાયો હતો, તેમનો બધો વ્યવહાર અંગ્રેજી ભાષામાં જ ચાલતો હતો અને હિંદી જનતાને બદલે ફક્ત ગોરા અધિકારી વર્ગના કાન સુધી જ પોતાનો અવાજ પહોંચાડવાની તેમની મનોદશા હતી. આમ જનતા સાથે સંબંધમાં આવતાં તેમને ભારે સંકોચ થતો હતો, હિંદી જનતાની પાસે પહોંચવાના તેમણે કદી પ્રયાસો ન કર્યા અને તરુણ કાર્યકર્તાઓને પણ તે પ્રમાણે વર્તતાં તેઓએ ધોરણસર અટકાવ્યા હતા. આ દિશામાં થતા સર્વ પ્રયત્નો સામે કેટલાકોએ તો ખુલ્લી રીતે પોતાનો વિરોધ જાહેર કર્યો હતો.

૩) આવશ્યક ભોગો અર્પવાની અગ્રેસરોની નિર્બળતાને અંગે અથવા તો તેમના તુચ્છ ભોગોને અંગે આમ જનતામાં ઉત્સાહ પ્રસારવા તેઓ તદ્દન અસમર્થ નીવડ્યા હતા. તેમનું સામાન્ય જીવન તેમની આમદાની, તેમની આબાદી અને ઐશ્વર્ય, તેમનાં મોજશોખ અને ભોગવિલાસ આ સર્વને ઉક્ત પ્રવૃત્તિથી સ્હેજ પણ ધક્કો નહોતો પહોંચતો. અપવાદરૂપ બે જ પુરુષો હતા; દાદાભાઈ નવરોજી અને ગોખલે. મિ. હ્યૂમ અને સર વેડરબર્નના આત્મભોગો પ્રજાને શરમાવતા

હતા. પરંતુ જનતાના હૃદય ઉપર આ આત્મભોગોનો પ્રભાવ પાડવામાં તેઓ નિષ્ફળ નીવડ્યા હતા. વસ્તુતઃ આને અંગે હિંદી જનતામાં અગ્રેસરો સામે રોષ વ્યાપ્યો હતો અને પરિણામે નેતાઓ સામે અવિશ્વાસની ભાવના પ્રજામાં જન્મી હતી. આ ઉપરાંત સરકાર તરફથી મળતી ઉચ્ચ જગ્યાઓનો તેઓ સહર્ષ સ્વીકાર કરતા હતા. આ દેખાવે પણ પ્રજાના રોષમાં અભિવૃદ્ધિ કરી.

૪) આ રાષ્ટ્રીય પ્રવૃત્તિ ન તો અમુક વર્ગ સાથે પરિચિત હતી કે ન તો તે બધા વર્ગ માટે ખુલ્લી હતી. રંગતદાર સભાઓ ભરીને, મોટી સંખ્યામાં હાજરી આપીને તાલીઓના ગડગડાટથી ભારે જય-ઘોષથી આ પ્રવૃત્તિની એક દેખાવની બાજુએ વધારે ઓપ ચડાવવાની આશા આમ વર્ગ પાસેથી રાખવામાં આવતી હતી; પરંતુ આંદોલનમાં તેમને સામેલ કરવા દેવામાં આવતા ન હતા. મતભેદોની હમેશાં અવગણના થતી હતી, અને ખુલ્લા વાદવિવાદ સામે પ્રબળ વિરોધ હતો. ન તો આ એક જાહેર સંસ્થા હતી કે ન તો તે અમુક ચૂંટેલા થોડા સભ્યોનું એક પ્રતિષ્ઠિત મંડળ હતું. જો થોડા સભ્યોનું મંડળ હોત તો ઇંગ્લંડમા પ્રચારકાર્યનું સ્ટેજ પણ ખર્ચ થયું ન હત, જો જાહેર સંસ્થા હોત તો આ પ્રવૃત્તિ આમ જનતામાં વધારે પ્રેરક નીવડી હોત.

૫) પ્રજાની સ્વતંત્રતા અને તેના આદર્શો વિષે એક પણ સખુન નહિ ઉચ્ચારતાં ફક્ત સરકાર પાસેથી થોડીક બક્ષિસો માગની એક રાષ્ટ્રીય પ્રવૃત્તિ કદી પણ અસરકારક નીવડતી નથી, પ્રારંભિક તે ઠીક જણાય; પરંતુ પ્રજાને પડવામાં કે રાષ્ટ્રનિર્માણની આડે આવે તો આરંભ તે હાનિરૂપ છે. આવી પ્રવૃત્તિ આત્મભોગ વિના ફૂલે ફાલે છે, તેમાં દંભ અને ઉતરપિંડીને સ્થાન મળે છે. સ્વદેશાભિમાનને નામે કેટલાકોને આબરૂ અને ધન કમાવાનાં સાધનો મળે છે. કોઈ પણ રાજકારી પ્રવૃત્તિ આવાં અનિષ્ટોમાંથી મુક્ત તો રહી શકતી નથી જ.

પ્રવૃત્તિ એટલી દઢ અને પ્રભાવશાળી થઈ હતી કે તેના જીવિત અર્થે ઘણાખરા પોતાનું સર્વસ્વ હોમી દેવા તૈયાર હતા.

સ્વદેશી અને સ્વરાજ્યમાં રહેલ ઉચ્ચ આદર્શોના ઘડનાર ભારત વર્ષનાં સંતાનો જ હતાં. માતૃભૂમિની અપૂર્વ દુઃખદ પરિસ્થિતિથી આ વિચાર વધારે તીવ્ર થયો હતો; ફક્ત આમ જનતાનાં દુઃખોનું નિવારણ એ જ એક વિચાર ભારતીય પ્રજાના ધ્યેય પાછળ ન હતો; પરંતુ સ્વાધીનતા એ જ પ્રજાની પ્રધાન અને મહદ આકાંક્ષા હતી. સરકાર પાસેથી બક્ષિસોના ટુકડા માટે તેમની યાચના ન હતી પરતુ તેમની તો આ લડત હતી, અને તે સ્વાતંત્ર્ય અર્થે જ. સ્વતંત્રતા એ કોઈ ભૌતિક વસ્તુ નથી, તે કોઈને પારિતોષિકવત્ અર્પણ કરી નથી શકાતી કે તેનો સ્વીકાર નથી થઈ શકતો. લડત અને વિજય દ્વારા જ સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકાય છે. પ્રજામાં આ ભાવનાનો ઉદય થયો હતો. એ ભાવનાને સ્વજીવન સાથે ઘડવા પ્રજા તૈયાર હતી.

દુઃખ નિવારણ અર્થે અને તુચ્છ નજીવી બક્ષિસો અર્થે વીસ વર્ષના સતત્ પરંતુ નિરર્થક આંદોલનના પરિણામે પ્રજાને ભિક્ષામાં પાષાણના ટુકડા મળ્યા હતા. લૉર્ડ રીપનની જગ્યાએ કર્ઝનની નિમણૂક થઈ, પ્રજાને શીઘ્ર આવિર્ભાવ થયો કે તેમની આસપાસ કોઈ એવું ધુમસનું દુર્ગમ્ય વાતાવરણ પ્રસરેલ હતુ, જેને લઈને તેમની દષ્ટિ મર્યાદિત થઈ ગઈ હતી; અને તેઓ વ્યર્થ વસ્તુઓ પાછળ નિરર્થક પરિભ્રમણ કરી રહ્યા હતા. તેમને પહોંચવાનું સ્થળ તેમની દષ્ટિ બહાર હતું, અને તેમની નૌકા અનુચિત માર્ગ ઉપર ભ્રમણ કરી રહી હતી. મહાસાગર તોફાને ચડયો હતો, વાયુનું જોર વિશેષ હતું.

આવી ભયાનક સ્થિતિ વચ્ચે જો કોઈ પણ નૌકાના સુકાનીઓ અને ખલાસીઓ પોતાના લક્ષ્યથી અજ્ઞાત હોય, અને પોતાનું સર્વસ્વ કાર્ય સાધના પાછળ હોમી દેવા તૈયાર ન હોય તો આ નૌકા નિશ્ચિત સ્થળે કદી પણ પહોંચી શકવાની નથી. આ નૌકાના સુકાની

પાસે હોકાયત્ર ન હતુ અને આકાશના વિપથદર્શક ઉડુગણો ઉપર દૃષ્ટિ ઠેરવી પોતાનુ જહાજ અનુચિત માર્ગે ઉપર ધપાવી રહ્યો હતો હવે સુકાનીને આ યંત્રની પ્રાપ્તિ થઈ. તે સાથે જહાજની દિશા બદલાઈ.

મહદ વિચારો માનવીને ઉત્તેજે છે. મહદ આદર્શો ધ્યેયની સાધના અર્થે માનવીને શહીદ બનવા પ્રેરે છે. સ્વરાજના આદર્શ પાછળ ગમે તેવા ઉપદ્રવોનાં કષ્ટો સહન કરવાની, શહીદની પેરે પ્રાણાર્પણ કરવાની તમન્નાવાળા રાષ્ટ્રભક્તો તૈયાર થયા હતા. આ નૂતન આંદોલનના પ્રભાવે પ્રજામા કોઈ અજબ જાગૃતિ આવી, અને પરિણામે પ્રજામા એક નવો વર્ગ તૈયાર થયો કે જેમનુ જીવન ફક્ત એ એક જ વિચાર સાથે ઓતપ્રોત ઘડાયુ હતુ. તેઓ સ્વરાજના આદર્શ ભક્તો છે. માતૃભૂમિના પ્રેમની દિવ્ય જ્યોત તેમના હૃદયમા પ્રગટી છે. સરકારની નીચે ન તો તેમને ઉચ્ચપદવી મેળવવાની આકાક્ષા છે. ન તો તેઓ મોટી આમદાની ઇચ્છે છે, ને ન તો તેમને પ્રશસા કે કીર્તિના અભિલાષ છે તેઓની આરાધના ફક્ત સ્વાતંત્ર્ય અર્થે જ છે, અને તે સ્વાતત્ર્ય નહિ કે પોતાની જાતને માટે કે જે તેઓ અન્ય દેશમા પણ વસવાટ કરીને મેળવી શકે છે, પરતુ પોતાની વહાલી માતૃભૂમિ અર્થે હાઈકોર્ટ ન્યાયાધીશના ઉચ્ચ હોદ્દાઓ, સિવિલ સર્વીસની જગ્યાઓ કે ધારાસભાના માનવંત પદો તેમને મન તુચ્છ છે.

રાષ્ટ્રીય મહાસભાના જન્મદાતાઓએ તેમજ સંચાલકોએ સરકારની પ્રેરણાત્મક મહાનુભૂતિ તળે, સરકારની નોકરીમા જે જગ્યાઓ ઉપર તેઓ હતા અથવા જે જગ્યા મળવાની તેમને આશા હતી તેની છાયા તળે આ પ્રવૃત્તિનો પ્રારભ કર્યો હતો પરતુ આ પ્રજાકીય રાષ્ટ્રીય આંદોલનના જન્મદાતાઓએ તથા અગ્રેસરોએ સરકાર અને સરકારના સરક્ષણનો સર્વથા બહિષ્કાર કરીને જ આ પ્રવૃત્તિનો પ્રવાહ પ્રજામાં વહેતો મૂક્યો હતો. પ્રથમના વર્ગના અગ્રેસરોને ઉચ્ચ જગ્યાઓ મેળવવાના કોડ હતા ત્યારે આ વર્ગના નાયકોને આવી જગ્યા

ધરાવનારા સરકારી નોકરો પ્રત્યે સંપૂર્ણ ઘૃણા હતી. પ્રથમનો વર્ગ બક્ષિસોના ટુકડા યાચતો હતો, જ્યારે આ વર્ગ સ્પષ્ટ શબ્દોમાં તેની અવગણના કરતો હતો. પ્રથમના વર્ગને ધારાસભા પ્રિય હતી આ વર્ગને એ સાથે કશી નિસબત ન હતી, પ્રથમનો વર્ગ બ્રિટિશ સરકારને અને બ્રિટિશ પ્રજાને અભ્યર્થના કરતો હતો, અંગ્રેજ પ્રજામાં તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો; જ્યારે આ વર્ગને ભારતીય પ્રજા અને પોતાના સ્વદેશપ્રેમ ઉપર અડગ શ્રદ્ધા હતી. તેઓ ફક્ત પ્રભુની જ દયા યાચતા હતા. પ્રથમના વર્ગનું સુકાન સરકારના હાથમાં હતું; આ વર્ગનું સુકાન ભારતીય અગ્રેસરોને હસ્તક હતું. પોતાના જીવનને ડાઘ લાગે તેવું એક પણ કૃત્ય કરવાની પ્રેરણા પ્રથમના વર્ગને કદી થતી ન હતી. જ્યારે આ વર્ગે વિષમય લાડુની પેરે લાભદાયી જગ્યાઓનો, આવી સુંદર તકોનો એકદમ ત્યાગ કરી દીધો. પ્રથમના વર્ગનું નિવાસસ્થાન આલિશાન બંગલાઓમાં હતું, ભભકાબધ દીવાનખાનામાં મખમલ આચ્છાદિત ખુરશીઓ ઉપર વિરાજી ઐશ્વર્ય અને મોજમજાહ માણતા હતા, નોકર ચાકરો તેમની તહેનાતમાં ખડા રહેતા હતા, સુંદર મેજ ઉપર ખાણું લેતા હતા, ગવર્નરો અને ન્યાયાધીશોને પોતાને ત્યાં નોતર્યા હતા; સારાંશ પાશ્ચાત્ય પદ્ધતિ અનુસાર સર્વ પ્રકારનો ભોગવિલાસ, ખાણુંપીણું ઉડાવતા હતા. જ્યારે આ વર્ગના રાષ્ટ્ર ભક્તોએ જે થોડું ઘણું સુખ તેઓ ભોગવતા હતા, તેનો પણ સર્વથા પરિત્યાગ કર્યો, પાટલૂનને બદલે ધોતી, કોટને બદલે અચકન કે કુરતાં (ખમીસ) ધારણ કર્યા, ઓવરકોટને બદલે ગરમ ધૂસાનો અને બૂટને બદલે સ્વદેશી પગરખાંનો ઉપયોગ કરવા લાગ્યા. પ્રથમના વર્ગના જીવનનું સર્વ ઐશ્વર્ય અને ભોગવિલાસ, તેમની ઉચ્ચ પદવીઓ, તેમનાં સુખ અને સગવડો બ્રિટિશ સરકારને આભારી હોઈ તેઓ સરકારના ઉપકાર તળે દબાયા હતા; પરંતુ સરકારની આવી રહેમદષ્ટિનો, આવા ઉપકારોનો ત્યાગ કરવાની ખાતર જ આ વર્ગના લોકોએ તો દુઃખ અને દરિદ્રતાનો માર્ગ

સ્વીકારી લીધો હતો. આ લોકોએ જાણી જોઈને આવું ઐશ્વર્ય આપનાર સ્થાનોનો એકદમ ત્યાગ કરી દીધો હતો. પ્રથમના વર્ગને પોતાના પીણાની (મદિરા), કુટુંબની અને ગૃહની ચિંતા હતી; જ્યારે આ વર્ગે કાર્યસિદ્ધિ અર્થે માતૃભૂમિની ખાતર આ સર્વનો ત્યાગ કરી દીધો હતો. પ્રથમ વર્ગના બાવીસ વર્ષના આંદોલનના પરિણામે ફક્ત એ જ મહાન દેશભક્તો પેદા થયા હતા કે જેમણે પોતાના ધ્યેય અર્થે સર્વસ્વ હોમ્યું હતું, જ્યારે આ વર્ગના લોકોએ તો ફક્ત બે વર્ષથી પણ ઓછા સમયની અંદર ખરેખર સેંકડો અને હજારોની સંખ્યામાં દેશભક્તોને પેદા કર્યા હતા. પહેલા વર્ગે આજના સાનુકૂળ સમયમાં પોતાની પ્રવૃત્તિનો આરંભ કર્યો હતો. આ વર્ગના અગ્રેસરોએ જ્યારે રાષ્ટ્રીય આંદોલનનો આરંભ કર્યો ત્યારે આખુંયે આકાશ કાળાં મેઘથી ઘેરાયું હતું, વાતાવરણ ઘનઘોર હતું, અને તુરત જ મુશળધાર વૃષ્ટિ થતાં તેના વેગવાન પ્રવાહથી ઘણાઓ કારાગારમાં પણ ધસડાયા હતા.

દેશમાં ઉદ્દામ પક્ષ હોવાના કારણે લૉર્ડ મોર્લી વિનીત પક્ષ સાથે સહાનુભૂતિભર્યો વર્તાવ રાખતા. આ પક્ષ અસ્તિત્વમાં નહોતો આવ્યો ત્યારે વિનીત પક્ષ એ જ ઉદ્દામ ગણતો હતો, અને સરકાર તેમ જ તેનો અધિકારી વર્ગ તે પ્રત્યે ઘૃણા દાખવતો હતો. એક આંગ્લ-હિંદી રાજનીતિજ્ઞ અને તેનો એક વિશ્વાસુ મિત્ર, મહાસભાનો એક વિનીત અગ્રેસર કહે છે કે ઉદ્દામનો પક્ષ બહુ જ જૂજ છે, તેમાંના કેટલાક તો નિર્માલ્ય છે, કે જેઓ વિશ્વવિદ્યાલયોમાં કે પોતાના જીવનમાં કંઈ પણ કરવા અશક્ત છે, તેઓ પાગલ છે, સારાસારને પારખવાની તેઓમાં બુદ્ધિ નથી, વગેરે.

### રાષ્ટ્રીય પ્રવૃત્તિના સંચાલકો

કિંતુ આ રાષ્ટ્રીય જીવનમાં આત્માનાં ઓજસ પૂરનાર રાષ્ટ્રભક્તો કે જેમાંથી આજે પણ કેટલાક આ પ્રવૃત્તિના અગ્રેસર હોવાનું માન ધરાવે છે તેમના તરફ જરા દષ્ટિ ફેંકો. શ્રી અરવિંદ ઘોષ નિષ્પૃહ

નીવડ્યા ? શુ હરદયાળ અમમર્થ હતા ? માતૃભૂમિ અર્થે દેશનિકાલની નસમત મહર્ષ સ્વીકારનાર બગાલના એ નવ પુષ્પો શુ કમતાકાત હતા ? વિશ્વવિદ્યાલયની ઉચ્ચ ડિગ્રીઓ મેળવનાર કેટલા યુવાનોને ફાસીએ લટકાવવામા આવ્યા છે ? કેટલાને કારાગારની દુર્ગમ્ય દીવાલો પાછળ ગોંધી રાખવામા આવ્યા છે ? એ બધાના કોલેજો અને વિશ્વવિદ્યાલયના દફતરો તપાસો, તેમના ભવ્ય ઉજ્જ્વળ ચારિત્ર્યનુ જરા નિરીક્ષણ કરો અને પછી કદી શકો તો કહો કે તેઓ આ સામ્રાજ્યથી અસતુષ્ટ હતા તેથી અથવા આ સરકાર તળે તેઓ કદી પ્રગતિમાન નથી થવાના, એ પ્રતીતિ થતા તેઓ સામ્રાજ્ય સામે ખુલ્લી છાતીએ, અડગ નીડરતાથી ઊભા થયા તેમની પ્રવૃત્તિ એટલી પ્રભાવશાળી થવા માડી કે અને તેને દાબી દેવા સારુ એક વિદેશી શાસકને યોગ્ય સખ્ત દમનનીતિ સરકારને અખત્યાર કરવી પડી હતી રાજદ્રોહની વ્યાખ્યાને વિસ્તૃત સ્વરૂપ આપવાની ખાતર સરકારે પીનલકોડ કાનૂનમા પરિવર્તન કર્યું કોર્ટમા મુકદ્દમાની ત્વરિત પૂર્ણાહુતિ થાય અને ગુનાની સાબીતી સરળતાથી થઈ શકે તે અર્થે ક્રિમિનલ પ્રો કોડમા આવશ્યક સુધારાઓ દાખલ કર્યા ન્યાયાધીશોને સત્તા આપતા અમુક કાનૂનો પસાર કર્યા કે જે સત્તાની રૂએ ન્યાયાધીશ ગમે તે વ્યક્તિ પાસે રાજદ્વારી કાર્યોની અદર સારી ચાલચલગત માટે જામીન માગી શકે છે, અને તે કદી આપવામા નિષ્ફળ નીવડે તો ન્યાયાધીશ સાહેબ તેને વગર અપીલે કારાગારમા ધકેલી શકે છે પ્રચારકાર્ય પ્રવૃત્તિને અટકાવવાની ખાતર રાજદ્રોહી સભાબધી કાનૂન અમલમા મૂકયો એક્સ્પ્લોઝિવ અક્ટ 'ને ધારાપોથીના ઉમેરવામા આવ્યો પ્રેસ એકટ પસાર કરી અખબારોની ટુંપા ઉપર કાપ મૂકયો દેશભરમા અસખ્ય જાસૂસોને અને છૂપી પોલીસના માણસોને પાથરી દીધા અધ્યાપકો, મિત્રો, વિદ્યાર્થીઓ, સહપાઠી, તથા માતપિતા સર્વને આ આદોલનને નષ્ટ કરવાની સરકાર તરફથી પ્રાર્થના ગુજારવામા આવી પ્રેસ એક્ટની રૂએ અસખ્યાબધ પુસ્તકો જપ્ત કરવાની નીતિ

વધારે તીવ્ર બનતી જાય છે. રાજદ્રોહી ખૂન, ધોળે દિવસે થતી લૂંટો, બિનપરવાને હથિયાર રાખવાના વગેરે ગુનાઓ માટે તથા સારી ચાલચલગતના જામીન ન આપવા સારુ સંખ્યાબંધ ધરપકડો થઈ રહેલ છે. દિનપ્રતિદિન વિદેશી સરકારની આ દમનનીતિ વધારે કડક, કઠોર અને સખ્ત બનતી જાય છે. આમ છતાં સરકારની દહેશત વધતી જાય છે કે, " હજુ આવા રાજક્રાંતિકારો ચાલ્યા આવે છે." જેલોમાં રાજદ્વારી કેદીઓ ઉપર અમાનુષ જુલ્મ ગુજરાય છે. આન્દામાનમાં એકે આત્મહત્યા કરી; એક પાગલ થઈ ગયો. દારુણ દુઃખ, અમાનુષી જુલ્મ, તિરસ્કૃત-અપમાન વગેરે અનેક યાતનાઓની ભયંકર કથનીઓ જેલોમાંથી ચાલી આવે છે. છતાં આ આંદોલન સરકારની છિન્નભિન્ન કરી નાખવાની શક્તિથી બહુ જ દૂર છે.

એ તો પ્રમાણુસિદ્ધ હકીકત છે કે આ ગુપ્ત પ્રવૃત્તિમાં પ્રતિવર્ષ નવયુવાનો સામેલ થતા જાય છે; અને જેલ ગયેલા, તથા ફાંસીએ ચડી માતૃભૂમિ અર્થે શહીદ બનેલા રાષ્ટ્રભક્તોનાં સ્થાન સંભાળી લે છે. કેટલાક તરુણો તો પોતે જ દેશનિકાલ થઈ દૂર ભૂમિમાં વિદેશી મુલકોની અંદર પ્રતિકૂળ નિરાશાવાદી સંજોગો વચ્ચે પોતાનું પ્રચારકાર્ય ધપાવી રહેલ છે. આ રાષ્ટ્રીય પ્રવૃત્તિ પચત્વ પામેલ છે, અથવા મૃતપ્રાય થઈ રહેલ છે એવું કહેનાર જુઠ્ઠા, ધૃષ્ટ અથવા મૂર્ખ છે. આ પ્રવૃત્તિ જીવિત છે અને પહેલાંના જેટલી જ પ્રભાવશાળી છે. આર્યાવર્તની આઝાદી સુધી તે અમર રહેવાની જ. નવયુવકોના વિચાર અને હૃદય ઉપર અજબ પ્રભાવ પડેલ છે. વિપ્લવની જ્વાળા ભભૂકી ઊઠી છે. હિંદુસ્તાનમાં તેમ જ ઇંગ્લંડની અંદર ૭૫ ટકા જેટલો વિભાગ આ સ્વાતંત્ર્ય યુદ્ધ સાથે સહાનુભૂતિ દર્શાવી રહેલ છે.

આ પ્રમાણે મહાસભાની નિષ્ફળતાએ નૂતન રાષ્ટ્રીય આંદોલનને જન્મ આપ્યો. અલબત્ત મહાસભાએ વધારે નહિ તો આ રાષ્ટ્રીય આંદોલનને જન્મ આપવા જેટલું કાર્ય તો કર્યું. મહાસભાએ ભારતીય

જનતાને એટલી તો દઢ પ્રતીતિ કરાવી આપી કે ગમે તેટલી પ્રાર્થનાઓ અને અભ્યર્થનાઓ ગુજારો, ગમે તેવા વિરોધાત્મક ઠરાવો પસાર કરો, કિંતુ આ સર્વ હિંદુસ્તાનની મદાંધ નોકરશાહી ઉપર યત્કિંચિત પણ પ્રભાવ પાડવામાં અસમર્થ છે, ઇંગ્લંડની બ્રિટિશ જનતા ઉપર પણ આવી અરજીઓની બિલકુલ અસર થવાની નથી.

મહાસભાના અગ્રેસરો અને નાયકો કેળવણીના તેમજ લોકસંગ્રહના અન્ય કાર્યો પાછળ અસંખ્ય નાણાંનો ભોગ આપતા હતા, છતાં મહાસભાનાં કાર્યો પાછળ સહેજ પણ નાણાંનો ભોગ આપવાને તેઓ તૈયાર ન હતા એ સત્ય હકીકતે પ્રજામાં દઢ વિશ્વાસ ઉત્પન્ન કર્યો કે એ અગ્રેસરોને અને કાર્યકર્તાઓને પોતાને જ મહાસભાના પ્રચાર કાર્યમાં અથવા કાર્યપ્રણાલીમાં સ્હેજ પણ વિશ્વાસ ન હતો, જો કે જાહેરમાં આટલું કબૂલ કરવા જેટલી અથવા એ કાર્યપ્રણાલીમાં આવશ્યક પરિવર્તન કરવા જેટલી નૈતિક હિંમતની તેઓમાં ઊણપ હતી. કદાચ મહાસભાને નિયત કરનાર અગ્રેસરો પાસેથી આવા પ્રકારની આશા રાખવી તે કંઈક અંશે અયોગ્ય કહેવાય. તેમાંથી કેટલાક તો માતૃભૂમિ પ્રત્યે અપૂર્વ પ્રેમ ધરાવતા હતા. તેમના હૃદયમાં એ આતશ પ્રદીપ્ત થયો હતો. રાષ્ટ્રીય પ્રવૃત્તિની અન્ય બાજુના સામાજિક, કેળવણી વિષયક તથા ઔદ્યોગિક વગેરે જાહેર કાર્યોની અંદર અપૂર્વ રસ લઈ આવશ્યક ભોગ આપી પોતાના આ પ્રેમની અને જુસ્સાની સાબીતી કરાવી આપી હતી. કોગ્રેસની બ્હાર તેઓએ આટલું કાર્ય કરી એવું વાતાવરણ ઉત્પન્ન કરી દીધું હતું કે જે વાતાવરણથી રાષ્ટ્રીય આંદોલનની ખિલવણી અને પ્રગતિ અવશ્ય થાય જ. આજ વાતાવરણમાંથી ૧૯૦૫ માં આ વિપ્લવનો પ્રારંભ થયો હતો.

આ પ્રમાણે વૃદ્ધ મહાસભાની ગોદમાં આ રાષ્ટ્રીય બાળ તેના જ પોષણથી વૃદ્ધિ પામવા લાગ્યું. છતાં આશ્ચર્યકારક તો એ હતું કે આ પાલનપોષણના પરિણામ માટે મહામભા લેશ પણ તૈયાર ન હતી,

અને તેથી મહાસભાને સહેજ ક્ષોભ પણ થયો. આ પહેલો ક્ષોભ તો પૂર્ણ થયો. કેટલાક મહાસભાવાદી તો આ દિન જોવાને માટે જીવિત રહ્યા, તેથી તેઓ અત્યંત પ્રસન્ન થયા અને આ આંદોલન ઉપર આશીર્વાદની અમીવૃષ્ટિ વરસાવી. જ્યારે કેટલાકોએ તો આ પ્રવૃત્તિને ગૂંગળાવી તેને છિન્નભિન્ન કરી નાંખવાનો નિર્ણય કર્યો; પરતુ તેઓને અવિલંબે સમજાયું કે તે કાર્ય તેઓની શક્તિ બહારનું છે. આ પ્રવૃત્તિઓ પ્રત્યે સંપૂર્ણ ઘૃણા અને તિરસ્કાર દર્શાવવા જેટલું જ તેઓ કરી શકયા. ફક્ત તેઓનાથી એટલું જ થઈ શક્યું કે તેઓએ તે સાથેનો પોતાનો સંબંધ તોડી તે પરત્વેની જોખમદારીમાંથી મુક્ત થઈ પોતાની સલામતીનું સંરક્ષણ કર્યું.

પોતાના દેહના સંરક્ષણ અર્થે તેઓએ આમ કર્યું, એમ તેઓ કહેવા માગતા નથી. પરતુ સદ્ભાગ્યવશાત્ તેઓની આ માન્યતાએ તેમને સહીસલામતીના પથ ઉપર મૂકી દીધા. જો કે પોતાના હૃદયથી તો તેઓ આ આંદોલન ઉપર આશીર્વાદ વરસાવતા હતા અને તેનો જન્મ થયો તે નિહાળી તેઓ અતઃકરણથી પણ ખુશી હતા. આ રાષ્ટ્રીય પ્રવૃત્તિથી તેમની પોતાની ચળવળ ઉપર આઘાત અને પ્રત્યાઘાત થયા, અને પરિણામે તેઓ પણ વિશેષ જુસ્સાથી અને બળથી સુધારાઓ માગવાને શક્તિવાન થયા. જો ઉદ્દામ પક્ષનો કોઈ અગ્રેસર કંઈ પણ પાછું ખેંચી લેવા અથવા સમજૂતી કરવા તત્પર થતો ત્યારે તેમનું હૃદય ભારે દુભાતું હતું. જો કે તેઓ આ પ્રવૃત્તિ સાથે જોડાવા તૈયાર ન હતા, તેમ જ તેમની એ પણ માન્યતા હતી કે આ પ્રવૃત્તિ અખિલ રાષ્ટ્રને કંઈક અંશે હાનિકર્તા પણ છે; છતાં એ પ્રવૃત્તિ વિશેષ પ્રગતિમાન અને પ્રભાવશાળી બને એ તેમની મનોકામના હતી. પોતાના જ વર્ગના કાર્યકર્તાઓની અંદર ઉત્સાહ અને સ્વાર્થત્યાગની ન્યૂનતા નિહાળી તેઓ દુઃખિત થતા હતા; પરતુ ઉદ્દામ પક્ષના કાર્યકર્તાઓની નિઃસ્વાર્થતાની તેઓ પ્રશંસા કરતા હતા અને તેમના અગ્રેસરો પ્રત્યે સંપૂર્ણ સન્માન ધરાવતા હતા. અરવિંદ ઘોષ અને

લોકમાન્ય તિલક સરીખા મહાન રાષ્ટ્રવીરોની પ્રશંસા કરવા ' અને તેમને આદરના અર્ધ્ય અર્પવા તેઓ નિઃસંકોચપણે પ્રેરાય છે. લાલા હરદયાળની અંદર ગમે તેટલા દોષ હોય પરંતુ તેઓ એક અસાધારણ પુરુષ છે.

પુરાતન અને નૂતન પ્રવૃત્તિ વચ્ચે કેટલે અંશે ભિન્નતા છે તે અમે વિસ્તૃતપણે અત્રે દર્શાવેલ છે, તેમ જ તેના મુખ્ય ધ્યેય અને તત્ત્વ ઉપર પણ અમે નિરૂપણ કરેલ છે. હવે આ પ્રવૃત્તિ કેવી રીતે આગળ ધપવાનો ઇરાદો ધરાવે છે તેમ જ તે હસ્તક થયેલાં કાર્યો કેવી રીતે બનવા પામ્યાં તેનું અત્રે જરા સંક્ષેપમાં નિરીક્ષણ કરીએ,

## લોર્ડ કર્ઝન અને ભારતીય કેળવણી

લોર્ડ કર્ઝનની રાજનીતિએ અને તેનાં રાજદ્વારી ભાષણોએ આ નૂતન રાષ્ટ્રીય આંદોલનને જન્મ આપવામાં કેવી અપૂર્વ સહાયતા આપેલ છે તે અમે અગાઉ નિર્દેશ કરી દીધેલ છે. જ્યારે હિંદુસ્તાનની અંદર લોર્ડ કર્ઝનનું આગમન થયું ત્યારે દેશના રાજકારોબારની અંદર સુધારાઓ દાખલ કરવા સારુ તેણે એક કાર્યક્રમ ઘડયો. આ સુધારાઓમાંથી એક તો કેળવણી વિષયક હતો.

ભારતવર્ષની અંદર કેળવણીના વિષયમાં રસ લેનાર દરેકે દરેક વ્યક્તિનો એક જ અભિપ્રાય હતો કે આ દેશ કેળવણીમાં બહુ જ પછાત છે, સમસ્ત રાષ્ટ્રમાં પ્રચલિત શિક્ષાપ્રણાલી ભારે દોષપૂર્ણ છે. સાહિત્યના વિષય ઉપર આ કેળવણી વિશેષ જોર આપે છે. પરંતુ વિદ્યાર્થીઓને તેમના જીવનસંગ્રામ અર્થે તૈયાર નથી કરતી. દેશની માતૃભાષાના અને આર્ય સંસ્કૃતિના ભોગે આંગ્લ ભાષા ઉપર તથા પાશ્ચાત્ય અનાત્મવાદી સભ્યતા ઉપર અયોગ્ય વજૂદ અને મહત્ત્વ અપાય છે. કેળવણીનું મુખ્ય ધ્યેય વિદ્યાર્થીઓને ફક્ત ગોખણપટ્ટિયા જ બનાવવાને સારુ, અને નહિ કે તેમનામાં આવશ્યક ગુણો ઉત્પન્ન કરવા તેમને જીવનપંથ માટે, સંસારસંગ્રામ અર્થે યોગ્ય બનાવવાનું. ઈંગ્લંડમાંથી

ત્રીજા વર્ગના ( થર્ડ ક્લાસ ) અગ્રેજોને બોલાવી હિંદુસ્તાનના કેળવણી ક્ષેત્રો ઉપર કોલેજો અને વિશ્વવિદ્યાલયોમા તેમને નિયુક્ત કર્યા. જ્યારે હિંદુસ્તાનના ઉચ્ચતમ, બુદ્ધિશાળી અને પ્રભાવશાળી વિદ્વાનોને તેઓની નીચે, સુદર પ્રગતિમાન અવસરના અભાવે નિર્માલ્ય જીવન વ્યતીત કરવા અને ભૂખે મરવા નીમવામાં આવ્યા. હિંદુસ્તાનના કેળવણીના ક્ષેત્ર ઉપર વિદ્યાર્થીઓ પોતાના શૈશવકાળથી કેળવાઈ પુખ્ત વયે જગતના પોતાના સંગ્રામો લઢી લેવાનુ સર્વ સામર્થ્ય ધરાવતા થાય તેવા પ્રકારની યથાર્થ કાર્યસાધક કેળવણી આપવાની પોતાની ફરજની સરકારે તદ્દન અવગણના કરી.

ભારતવર્ષની આવા પ્રકારની શિક્ષાપ્રણાલીમાં મોટું પરિવર્તન કરવાની પરમ આવશ્યકતા હતી, પરંતુ વસ્તુત પ્રથમ મોટી જરૂરિયાત તો એ જ હતી કે સમસ્ત રાષ્ટ્રની અદર કેળવણીનો બહોળો પ્રચાર થાય અને તે કાર્યસાધક નીવડે તે અર્થે આ ક્ષેત્ર ઉપર ખૂબ દાનનો વ્યય કરવાને સરકાર તૈયાર હોવી જોઈએ. જેથી લોર્ડ કર્ઝનની જાહેરાતોએ અને તેના કાર્યક્રમે ભારતીય જનતાના હૃદયમા મોટી મોટી આશાઓ ઉત્પન્ન કરી તેની વિશ્વવિદ્યાલય તપાસસમિતિ પાસે હિંદીઓ તેમજ આંગ્લ-હિંદીઓની જુબાનીઓ, નિવેદનો અને સૂચનાઓનો મોટો અંબાર થયો હતો, કેળવણીના પ્રશ્ન ઉપર બન્ને વર્ગોએ તદ્દન ભિન્ન ભિન્ન ધ્યેય અને દૃષ્ટિથી વિવેચન કર્યું હતું. કેળવણીનાં વિશેષ સગવડમય સાધનો, વિશેષ શાળાઓ અને કોલેજો, વિશેષ અધ્યાપકો, પગારમા વધારાઓ, પ્રાથમિક કેળવણીનો અધિકતર પ્રચાર, વિદ્વાન અને ઉચ્ચ પગારના શિક્ષકો, ખાનગી સંસ્થાઓ અને શાળાઓની સ્વતત્રતા, ઉદ્યોગશાળા તેમજ ઔદ્યોગિક કેળવણીનાં પૂરતા સાધનો આ સર્વ ભારતવાસીઓની માગણી હતી, કેળવણી વિશેષ રાષ્ટ્રીય અને માનવોચિત બને એ તેમની મુખ્ય વિશિષ્ટ માગણી હતી જ્યારે આંગ્લ-હિંદીઓની માગણી-કેળવણીના સાધનોને કમી કરવા, ખાનગી સંસ્થાઓ ઉપર અધિકાર અને સખ્ત

કાનુ, વિશ્વવિદ્યાલયોના ધોરણો વધારવા, અને કેળવણીનો ક્રમ એવી રીતે યોજવો કે જેને પરિણામે ઊગતા યુવાનો ઉપર અંકુશ રહે અને તેઓ બરાબર આજ્ઞાપાલનમાં રહે—એવી હતી

આ બધા પ્રયોગો લોર્ડ કર્ઝને બારીકાઈથી અભ્યાસ કર્યો પરંતુ આ સર્વ ઉપર જ્યારે તેણે પોતાનો નિર્ધાર જાહેર કર્યો ત્યારે કેળવાયેલ હિંદી વર્ગને ખાત્રી થઈ કે લોર્ડ કર્ઝનની આ રાજનીતિ પાછળ એ જ ઉદ્દેશ હતો કે સરકારની સત્તાને વધારે દૃઢ કરવી, કેળવણીને લગતી સર્વ સ્વતંત્રતા ઝૂંટવી લેવી અને બધી રાષ્ટ્રીય પ્રવૃત્તિને તથા રાષ્ટ્રીય ભાવનાઓને તદ્દન નિર્મૂળ કરી કચરી નાખવી

લોર્ડ કર્ઝનની ગુપ્ત કેળવણી પરિષદ

આ કેળવણી વિષય પરત્વે સરકારની નીતિ ઘડવા જ્યારે કર્ઝને સીમલા ખાતે મળેલ ગુપ્ત કેળવણી પરિષદમાં કોઈ પણ હિંદીને દાખલ ન કર્યો ત્યારે ભારતીય જનતાનો ઉક્ત વિચાર વિશેષ દૃઢ થયો તેના વિશ્વવિદ્યાલય કાનૂને અખિલ રાષ્ટ્રને ભારે આઘાત પહોંચાડ્યો અને હિંદુસ્તાનની સર્વ પ્રકારની કેળવણી ઉપર સંપૂર્ણ સરકારી અધિકાર મૂકી દેવો એ જ લોર્ડ કર્ઝનનો મુખ્ય ઉદ્દેશ હતો તે વિષે હવે કોઈને સહેજ પણ શક ન રહી હિંદુસ્તાનના કેળવાયેલ વર્ગે લોર્ડ કર્ઝનની આ આખી નીતિનો સૂક્ષ્મતાથી અભ્યાસ કર્યો અને એ અંતિમ વિચાર ઉપર આવ્યો કે જે કેળવણી રાષ્ટ્રીય પ્રગતિની ગતિને વિશેષ ત્વરિત બનાવી શકે, જેના પરિણામે પ્રજાના રાષ્ટ્રીય ભાવના દૃઢ થાય પ્રજા પોતાના પગ ઉપર ઊભી રહી શકે તેવા બળ અને શક્તિ તેનામાં આવે તથા બ્રિટિશ હકૂમત તળે જે પરાધીનતાની સાંકળમાં તેઓ જકડાયેલ છે તે સાંકળો તોડી તેમાંથી મુક્ત થવાના અભિલાષ પ્રજામાં જન્મે તેવા પ્રકારની કેળવણીની આશા આ સરકાર પાસેથી રાખવી તે કેવળ ભ્રમ છે

હિંદીઓ વિરુદ્ધ લોર્ડ કર્ઝન

હિંદી પ્રજાએ જોયું કે તેઓ અને લોર્ડ કર્ઝન પરસ્પર વિરોધી

છે. આ ભારતવાસીઓને સ્વરાજ અને સ્વતન્ત્રતાના અભિલાષ હતા; જ્યારે લોર્ડ કર્ઝન હિંદની ગુલામગીરીના બંધનો વધારે મજબૂત કરી ગુલામીના સમયને લંબાવવાની અને તેમની વર્તમાન રાજદ્વારી પરિસ્થિતિને શાશ્વત સ્થિર કરી દેવાની ઇચ્છા સેવતો હતો. અમો સ્વતંત્રતા ઇચ્છતા હતા, તેની મુરાદ અમોને બ્રિટિશોની રહેમ અને દયા ઉપર પરાધીન દશામાં રાખવાની હતી. અમારી આકાંક્ષા રાષ્ટ્રીય પ્રગતિની ગતિને વેગવાન બનાવવાની હતી, તે ઉક્ત ગતિને શિથિલ કરવા માગતો હતો.

અમે અમારા આત્મબળ, અમારી શક્તિ ઉપર ઝઝૂમવા ઇચ્છતા હતા, જ્યારે તે અમોને ગૌરાંગ દેવોની શાશ્વત પરાધીનતામાં—ગુલામગીરીમાં રાખવા ઇચ્છતો હતો. પ્રગતિના પથે પડવાની અમારી ધારણા હતી, તેને અમારા ઉપર અવિશ્વાસ હતો. પ્રામાણિક વિશ્વાસની નીતિને તે અનુસરે એ અમારી મનોભાવના હતી, જ્યારે તેણે સંદેહ અને અવિશ્વાસની નીતિ ગ્રહણ કરેલ હતી. દેશભરમાં સંપૂર્ણ ઐક્ય જળવાઈ રહે એ અમારી મુરાદ હતી, જ્યારે તે કોમ કોમ વચ્ચે વિખવાદ અને વૈમનસ્ય ઉત્પન્ન કરવાના કારણો અસ્તિત્વમાં લાવવા પ્રયત્ન કરતો હતો. દેશના સામાન્ય ધ્યેયની સાધના અર્થે અમારી સર્વ શક્તિઓનું સંગઠન કરવાની અમારી આકાંક્ષા હતી, જ્યારે તે અમોને અન્યોન્યથી અલગ રખાવવા પ્રયત્ન કરતો હતો. પ્રતિનિધિ શાસનના સુધારાઓ દેશના રાજકારોબારમાં દાખલ થાય એ અમારી મનોકામના હતી, જ્યારે અમોને મળેલ સુધારાઓ રૂપે જે સંસ્થાઓ સ્થપાયેલ હતી તેને તેણે બદનામ કરવા માંડી. આ પ્રમાણે તેણે અમોને પ્રત્યેક બાજુએથી પાછા હઠાવવાના પ્રયાસો જારી રાખ્યા હતા.

## ૧૯૦૫ નું મહાસભાનું પ્રતિનિધિમંડળ

ભારતીય રાષ્ટ્રીય મહાસભાના અગ્રેસરોએ આ સર્વ જોયું. તેઓએ

નીડરતાથી લૉર્ડ કર્ઝનની આ નીતિનો વિરોધ કર્યો, સખ્ત શબ્દોમાં તે નીતિની ઝાટકણી કાઢી આ સંબધમા કઈક કરવા ભારતીય અગ્રેસરોએ તેની મુલાકાત માગી આ વિષય ઉપર ચર્ચા કરના પોતાના પ્રમુખને તેની સમીપ મોકલ્યા, પરંતુ લૉર્ડ કર્ઝને મહા સભાના પ્રમુખને મુલાકાત આપવાની સ્પષ્ટ શબ્દોમા ના સભળાની દીધી, અને એ રીતે મહાસભાના મોઢા ઉપર સખ્ત તમાચો માર્યો, તેનુ ભયકર અપમાન કર્યું લૉર્ડ કર્ઝન મહાસભાના ઠરાવોને ઘૃણાત્મક દૃષ્ટિથી જોતો હતો કારણ કે તે કહેતો કે એ ઠરાવોનુ કશુ વાસ્તવિક પરિણામ નથી આવતું લોકનાયકોને લાગ્યુ કે તેઓનું અપમાન થયેલ છે તેઓ ખુબ ચિડાયા, રોષે ભરાયા, પરતુ આ બધુ છતા તેઓ એ જ વિનીત નિર્ણય ઉપર આવ્યા કે ઇગ્લંડમા બ્રિટિશ જનતાને આ સબધમા એક અભ્યર્થના ગુજારવી જેથી બ્રિટિશ પ્રજા સમક્ષ ઇગ્લડ ખાતે એક પ્રતિનિધિમડળ મોકલવામા આવ્યુ

આ પ્રતિનિધિ મડળ બે જ સભ્યોનું બનેલ હતુ શ્રી ગોખલે અને આ પુસ્તકના લેખક (લાલાજી) તેમણે ગ્રેટ બ્રિટનની અદર સખ્યાબધ સભાઓ ભરી, હિંદુસ્તાનની વર્તમાન પરિસ્થિતિ ઉપર જાહેર વ્યાખ્યાનો આપ્યા, કેટલાઓને મિત્રો બનાવ્યા, રાજદ્વારી પુરુષોની મુલાકાત લીધી સર્વનુ પરિણામ તેમને નિરાશાજનક લાગ્યુ તે પ્રતિનિધિ મડળમાથી એક સભ્ય (લાલાજી) હિંદુસ્તાન પાછા ફર્યા તેમણે એક નિરાશાજનક ઉદ્વેગપૂર્ણ વક્તવ્ય બહાર પાડયુ સ્પષ્ટ શબ્દોમા ભારતીય જનતાને કહી દીધુ કે બ્રિટિશ પ્રજાતત્ર પોતાના કાર્યોની અદર પોતાની ખટપટોની અદર એટલું મશગૂલ રહે છે કે તે આપણે માટે કઈ પણ કરવા અશક્ત છે બ્રિટિશ અખબારો હિંદુસ્તાનની ચળવળની હિમાયત કરવા ખુશી નથી, બ્રિટિશ પ્રજાને પોતાના દુ ખો સુણાવવા મુશ્કેલ છે, આ ઉપરાત ઇગ્લડની અદર આગ્લ હિંદીઓનુ જાહેર મત ઉપર એટલુ વજૂદ છે,

ઇંગ્લંડમાં તેમની ખ્યાતિ એટલી પ્રસરેલ છે કે મહાસભાની મુખ્યત્વે વિનીત અપૂર્ણ ચળવળ સદાયે નિષ્ફળ નીવડવાની એ નિઃસશય છે. ઇંગ્લંડથી ભારતની પ્રજા માટે તેઓ એક જ સંદેશ લાવ્યા કે જો દેશના સ્વાતંત્ર્ય અર્થે પ્રજામાં તીવ્ર ઉત્કંઠા હોય તો, ખરેખર રાષ્ટ્ર સ્વતંત્રતાને તેઓ ચાહના હોય તો, તેમણે પોતે જ સજ્જ થવું પડશે, રણાંગણ ખેલવા તેમણે પોતે જ મયદાને પડી પોતાની આ ભાવનાની સાબીતી કરાવી આપવી પડશે.

મિ. હ્યૂમે ૧૮૮૩ માં કલકત્તાના વિશ્વવિદ્યાલયના સ્નાતકોને ઉદ્દેશીને જે સંદેશ પાઠવ્યો હતો; અથવા તેમણે પોતાની "Old Man's Hope" અને "The Star in the East" એ પત્રિકાઓની અંદર જે વિચારો વ્યક્ત કર્યા હતા તેથી તેમનો (લાલાજીનો) સંદેશ સહેજ પણ ભિન્ન ન હતો.

## ૧૯૦૫ ની મહાસભા

આ એક પહેલો જ અવસર હતો કે જ્યારે એક ભારતીય અગ્રેસરે પોતાના વિચારો આટલા જુસ્સાથી આટલી નીડરતાથી પ્રજા સમક્ષ રજૂ કર્યા. હિંદુસ્તાનમાંથી તેમની ગેરહાજરી દરમિયાન બંગાલામાં સ્વદેશી અને બહિષ્કારની ચળવળનો પ્રારંભ થઈ ચૂક્યો હતો. શ્રી. ગોખલે પણ બહિષ્કારને એક રાજદ્વારી શસ્ત્ર તરીકે સ્વીકારતા હતા. જેથી હિંદી જનતા ઉપર તેમના સંદેશનો અદ્દભુત પ્રભાવ પડ્યો.

પ્રજાએ પરમ ઉત્સાહથી તે સંદેશને ઝીલ્યો, તેને સહર્ષ વધાવી લીધો. ૧૯૦૫ માં શ્રી. ગોખલેના (વાઇસરૉયની કાઉન્સિલના નામદાર સભ્ય) અધ્યક્ષપણા નીચે બનારસ ખાતે ભરાયેલ મહાસભાના અધિવેશનમાં વિચારોની તુલના તથા આપલે કરી એક કાર્યક્રમ ઘડવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. શ્રી. ગોખલેને અપૂર્વ સ્વાગત અર્પવા પ્રજાએ જે ઉત્સાહ દર્શાવ્યો, વિષયવિચારિણી

સમિતિની બેઠકમાં જે ધમાલો થઈ તે જ દર્શાવી આપે છે કે પ્રજાના વિચારોમાં બરાબર પરિવર્તન થયેલ છે. શ્રી. ગોખલે સાવધ છતા ઉત્સાહી હતા. તેમનું પ્રમુખ તરીકેનું ભાષણ તદ્દન વિનીત છતાં પ્રેરક હતું. તેમ છતાં તેમના મુંબઈના મિત્રો તેમને દૂર જવા દે તેમ ન હતા. વિષયવિચારિણી સમિતિની પહેલી જ રાત્રે સર્વને લાગ્યું કે ફાટફૂટ અનિવાર્ય હતી; નિયમાનુસાર આ વખતે કાર્યક્રમ સર્વાનુમતે નિર્વિઘ્નકારક પસાર થઈ શકે તેમ નહોતું. મહાસભાનો વૃદ્ધ નેતાગણ ઐક્ય અને સર્વાનુમતના કાર્યક્રમ માટે તૈયાર હતો; પરંતુ યુવકોએ તેમને પ્રતીતિ કરાવી આપી કે પુરાતન પ્રણાલીયુક્ત કાર્યક્રમ માટે ઐક્યની આશા હવે નિરર્થક હતી.

વિષયવિચારિણી સમિતિની પહેલી જ રાત્રે કાર્યક્રમ ખતમ થઈ ગયા પછી ફક્ત એક જ પ્રસ્તાવને માટે સભામાં ભંગાણ પડયુ, અને તે પ્રસ્તાવ યુવરાજ ( વર્તમાન નરેશ ) હિંદ પધારે ત્યારે સ્વાગત અર્પવા સબંધી હતો. સર્વાનુમતે તે પસાર ન થઇ શક્યો. આ ઠરાવના વિરોધીઓએ મહાસભાની બેઠકની અંદર ખુલ્લી રીતે તેનો વિરોધ કરવાની ધમકી આપી સ્વાગતસમિતિના સભ્યો અને વૃદ્ધ લોકનાયકો એકદમ ક્રોધાયમાન થયા. યુવાનો ઉપર આનું બરાબર વેર લેવાની ધમકી આપી, અને ભવિષ્ય ભાખ્યું કે તેનું પરિણામ ભારે વિપરીત આવશે. પરતુ યુવાનોએ તે પર લેશ પણ ધ્યાન ન આપ્યું. બીજા દિવસની સવારનો આખોયે સમય આ વિરોધ પાછો ખેંચી લેવા સારુ યુવાનોને સમજાવવામાં પસાર થઈ ગયો. પરંતુ બંગાલી તરુણો અડગ રહ્યા, બેઠક ઓળભે પડી. પછી શ્રી. ગોખલેએ મહારાષ્ટ્રના તથા પજાબના અગ્રેસરોને આ બાબતમાં ઘટતુ કરવા વિનતિ કરી, આ લોકનાયકોએ પોતાના બંગાલી મિત્રોને એ બેઠકમાં હાજરી ન આપવા સમજાવી દીધા; તેમની ગેરહાજરીમાં એ ઠરાવ ભલે પસાર થઈ જાય.

સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય કેળવણીને લગતા ઠરાવો ઉપર પણ ગરમ વિવાદપૂર્ણ ચર્ચા ચાલી હતી; પરતુ અંતે સમજૂતી થઈ,

જેની અંદર રાષ્ટ્રીય પક્ષના સિદ્ધાંતનો સર્વાંશે વિજય થયો, તે માન્ય રખાયા.

કૉંગ્રેસ મંડપની અંદર યુવકોએ ભાવિ કાર્યક્રમ વિચારવા અને ઘડવા એક ખુલ્લી સભા ભરી હતી. આ જ સમયે લોકમાન્ય તિલકે સત્યાગ્રહનો પ્રેરણાત્મક વિચાર યુવકો સમક્ષ રજૂ કર્યો. કોઈ ઠરાવો તો પસાર ન થયા; પરંતુ સભામાં હાજર રહેનારાઓમાંથી તરુણ રાષ્ટ્રીય વીરોએ સરકારી નોકરી અને અર્ધસરકારી સંસ્થાઓનો બહિષ્કાર કરી સ્વાશ્રય અને આત્મબળ ઉપર જ ઝૂઝવાનો નિશ્ચય કર્યો.

આ એ નૂતન યુગનો જન્મદિન.

## સત્યાગ્રહ પ્રવૃત્તિનો ઉદ્દેશ

આ સત્યાગ્રહ આંદોલનના બે ઉદ્દેશ હતા. તેનો પ્રાથમિક ઉદ્દેશ એ હતો કે અખિલ રાષ્ટ્રને અને જનતાને વિદેશી શાસકની અપાર શક્તિમાં જ નહિ પરંતુ તેમની નિઃસ્વાર્થ પરોપકાર વૃત્તિમાં અડગ વિશ્વાસની જે મોહિની હતી તેનો સદંતર નાશ કરવો. રાષ્ટ્રીય પક્ષના એક અગ્રેસર ( બાબુ બિપિનચંદ્ર પાલ ) પણ એ જ વિચાર ધરાવતા હતા કે વિદેશી શાસકો ઉદાર તથા પરોપકાર વૃત્તિ ધરાવે છે એવી તેમના શબ્દોમાં જ કોઈ અજબ મોહજાળ પ્રજા ઉપર પથરાયેલ છેઃ—

"પ્રાશ્ચાત્ય કહેવાતી સભ્ય રાજ્યનીતિની કુટિલ પ્રથાઓથી અજ્ઞાત અને બિન કેળવાયેલ હિંદુસ્તાનની પ્રજા પોતાને માટે યા પોતાના દેશ અર્થે જે અભિપ્રાયો અને મંતવ્યો વિદેશી શાસકો વ્યક્ત કરતા હતા તે બધાને વેદવાક્યો સમજી તેમાં વિશ્વાસ મૂકવા પ્રેરાતી હતી. પ્રજાને કહેવામાં આવ્યું હતું કે હિંદુસ્તાનની પ્રજા પોતાનો રાજ્યકારોબાર સંભાળી લેવા નાલાયક છે, તે આ સત્ય તરીકે માન્ય રાખતી હતી. પ્રજાને કહેવામાં આવ્યું હતું કે ભારતવર્ષની પ્રજા નિર્બળ છે અને સરકાર અદ્ભુત સામર્થ્ય ધરાવે છે. પ્રજાને કહેવામાં આવ્યું હતું કે ભારતવર્ષ માનવજાતની છેક હલકી પંક્તિ ઉપર છે, અને ઇગ્લંડનો મુખ્ય હેતુ આ "અર્ધ જંગલી દેશીઓને"

સુધારવાનો છે. રાષ્ટ્રીય પક્ષે વિદેશી શાસકોના આ બધા દંભોને ઉઘાડા પાડી પ્રજા ઉપર પથરાયેલ મોહજાળને તોડી પ્રજાને જાગ્રત કરી તેમના પોતાના આત્મબળનું અને આર્ય સંસ્કૃતિની ભવ્યતાનું ભાન કરાવ્યું.

તેમનો બીજો ઉદ્દેશ દેશ અર્થે નિઃસ્વાર્થ આત્મભોગ અર્પણ કરવાની ભાવના, દેશ અર્થે ગમે તે ઉપદ્રવ યા કષ્ટ સહન કરવાની તત્પરતા, પ્રજાના હૃદયમાં એ ભાવનાઓના વિકાસ સાથે રાષ્ટ્રપ્રેમની જ્યોત પ્રગટાવવાનો હતો. ખાલી ઉપદેશથી જ એ ઉદ્દેશની સાધના ન જ થઈ શકે. તે ભાવનાઓને અગ્રેસરોએ પોતાના જીવન સાથે ઘડી તદ્દન પ્રથમ પોતે જ વર્તી પ્રજામાં દાખલો બેસાડવાની જરૂર હતી. આ ઉદ્દેશોને અનુસરતો કેવા પ્રકારનો કાર્યક્રમ રાષ્ટ્રીય પક્ષે ઘડયો તે આપણે બાબુ બિપિનચંદ્ર પાલના જ શબ્દોમાં કહીશું.

" આર્થિક તેમજ રાજદ્વારી બહિષ્કાર સરકારના રાજકારોબારને લગતી માનપદ જગ્યાઓનો ત્યાગ, રાષ્ટ્રીય કેળવણીનો પ્રચાર, સરકારનાં વિશ્વવિદ્યાલયોમાંથી તથા સરકારની હકૂમત તળે ચાલતી કોલેજો અને શાળાઓમાંથી વિદ્યાર્થીઓને ખેંચી રાષ્ટ્રીય હકૂમત તળે રાષ્ટ્રનું રાષ્ટ્રીય વિધાન ઘડી શકે તેવા રાષ્ટ્રીય સિદ્ધાંતોને સર્વાંશે અનુસરતી રાષ્ટ્રીય શાળાઓમાં એ વિદ્યાર્થીઓને શિક્ષણ આપવું. અત્યારે સરકારી તેમજ અર્ધ સરકારી અધિકારીઓ તરફથી જે નાગરિક કર્તવ્યો થઈ રહ્યાં છે તે કર્તવ્યોનું, દેશમાં હસ્તિ ધરાવતા કાનૂનોનુ સ્હેજ પણ ઉલ્લંઘન કર્યા સિવાય, પ્રજાને શિક્ષણ આપી તેઓને રાષ્ટ્રીય નાગરિક સ્વયંસેવાની તાલીમ આપવી, એ કર્તવ્યો, જેવાં કે ગ્રામશિક્ષણ આરોગ્ય પ્રજાને આર્થિક તેમજ વૈદ્યક સહાય્ય, પ્રજાકીય શિક્ષણનો પ્રચાર, મેળાઓની અંદર લોકોના અથવા યાત્રાળુઓના સંરક્ષણ અર્થે સ્વયંસેવકોને પોલીસની તાલીમ, તેને લગતા કાનૂનોનું શિક્ષણ વગેરે—ખાનગી પંચાયત સંસ્થાઓ ઊભી કરી તેની અંદર દીવાની અને સરકારી અદાલતોને નહિ લગતી તેવી ફોજદારી તકરારોની પતાવટ કરવી. આ એ રાષ્ટ્રીય પક્ષના કાર્યક્રમની રૂપરેખાઓ. "

આ યોજનાના ઉદ્દેશો પરત્વે તે જ લેખકના શબ્દોમાંઃ—

"આ કાર્યક્રમનો પ્રત્યક્ષ ઉદ્દેશ એ જ હતો કે પ્રથમ તો રાષ્ટ્રના સામાન્ય હિતની ખાતર સહકારી સંસ્થાઓની સહાય્યતાથી પ્રજામાં પ્રબળ નાગરિક ભાવના ઉત્પન્ન કરવી અને ખીલવવી; પછી સ્વતંત્ર પ્રજાના રાજદ્વારી ધર્મોની મોટી અને ભારે જોખમદારી હિંદી જનતા સમજતી થાય અને એ જોખમદારીને વહન કરવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવતી થાય તે અર્થે આ પ્રમાણે પ્રાયઃ તેને કેળવવી. જ્યારે અન્ય ઉદ્દેશ એ હતો કે દેશભરમાં સ્થળે સ્થળે ઉત્સાહી રાજદ્વારી સસ્થાઓની સ્થાપના કરી દેવી કે જે સંસ્થાઓ દ્વારા લોકનાયકો આમજનતા સાથે સીધા સંબંધમાં મુકાય, અને જેથી આ લોકનાયકો ભારતીય પ્રજાના સંગઠિત અવાજનો પ્રભાવ સરકાર ઉપર પાડી પ્રજાના હકોની વિશેષ દૃઢતાથી માગણી કરી શકે."

સાથે સાથે એટલી પણ આ સ્થળે નોંધ લેવી ઘટે છે કે આ કાર્યક્રમમાં નિર્દેશ કરેલ બહિષ્કાર અને સ્વયંસેવક દળ એ બે કલમો સિવાય એ આખોયે કાર્યક્રમ રાષ્ટ્રના સર્વ વિભાગોની અંદર તેમાંયે વિશેષ કરી પંજાબ અને મહારાષ્ટ્રની અંદર અમલમાં મુકાયો હતો, અને તેમાં કંઈક અંશે સફળતા પણ મળી હતી. રાષ્ટ્રભક્તિની અદ્ભુત ભાવના પ્રજામાં ત્વરાથી જાગૃત કરવાના, એ રાષ્ટ્રીય જુસ્સો પ્રજામાં ખીલવવાના આંતરિક ધ્યેય સાથે રાષ્ટ્રમાં કેળવણીનો બહોળો પ્રચાર કરવાના આશયથી પૂનામાં કેળવણી મંડળની સ્થાપના આ કાર્યક્રમના પરિણામરૂપે થયેલ હતી. તે જ પ્રમાણે સ્વદેશી, સહકારી સંસ્થાઓ, અને ખાનગી પંચાયત અદાલતોની પણ સ્થાપના થઈ ચુકેલ હતી. પરોપકારવૃત્તિ અને રાષ્ટ્રપ્રેમ એ જ મુખ્ય ભાવનાઓથી પ્રેરાઈ આ પ્રયાસો થયા હતા, બંગાલની અંદર વિદ્યાસાગર અને અન્ય અગ્રેસરોએ પણ એ જ ભાવનાઓથી પ્રેરાઈ ખાનગી કોલેજો કાઢી હતી. એ જ પ્રમાણે મદ્રાસમાં પણ પચાઇપીય કોલેજ ખોલવામાં આવેલ હતી. મુંબઈ પાસે તો તેની પોતાની જ યોજનાઓ

હતી, અને ખાસ કરીને વ્યાપાર અને ઉદ્યોગની અંદર સારાયે હિંદુસ્તાનમાં તે મોખરે હતું. તે જ પ્રમાણે પંજાબમાં પણ ૧૮૮૦થી સ્વદેશી પ્રચારનો પ્રારંભ થઈ ચૂક્યો હતો. પોતાનો આર્થિક લાભ જાળવવો અને સાથે દેશહિત, રાષ્ટ્રીય હિત સાધવું એ મુખ્ય ઉદ્દેશ હતો. આ જ રાષ્ટ્રીય ભાવના તળે D. A. V. ( દયાનંદ આંગ્લવેદિક ) કોલેજ તથા પંજાબ નેશનલ બેન્ક, ભારત ઇન્સ્યોરન્સ કંપની આદિ સંસ્થાઓ અને જોઇન્ટ કંપનીઓ ખોલાઈ હતી. ધાર્મિક તથા પરોપકાર વૃત્તિથી હિંદુ અનાથાલય પ્રવૃત્તિ, દુષ્કાળફંડ પ્રવૃત્તિ, વગેરેનો પ્રારભ થઈ ચૂક્યો હતો. દુષ્કાળફંડ અથ તથા કાંગડા ધરતીકંપ ફંડ માટે એક સ્વયંસેવક દળ પણ ઊભું કરવામાં આવ્યું હતું. ૧૯૦૫થી પણ પહેલાં પંજાબ પ્રાંતોમાં સરકારની સહેજ પણ સહાયતા વગર, પ્રજાથી જ પોષાતી અનેક પ્રજાકીય સંસ્થાઓ અને શાળાઓ સ્થપાયેલ હતી કે જેના ઉપર સરકારનું બિલકુલ આધિપત્ય ન હતું. રાષ્ટ્રપ્રેમ અને દાનવૃત્તિ એ બે જ ઉદ્દેશો આ સંસ્થાની સ્થાપના પાછળ હતા, અને નહિ કે રાજદ્વારી ઉદ્દેશ.

આ બધી ચળવળો સત્તાધીશ નોકરશાહીને ન રુચે તે સ્વાભાવિક છે; પરતુ એને દબાવવા જેટલી શક્તિ તેઓમાં નહોતી. કોઈ કોઈ અફસર તો કેટલીક વખત તે પ્રત્યે સહાનુભૂતિ ભર્યો વર્તાવ રાખતો હતો અને કંઈ આર્થિક સહાય પણ આપતો હતો, પરંતુ બંગાલ તો રાષ્ટ્રીય પ્રવૃત્તિની આ બાબતોમા ભારે પછાત હતું, જેથી જ્યારે લૉર્ડ કર્ઝને બંગભંગની જાહેરાત બહાર પાડી, કલકત્તા વિશ્વવિદ્યાલયના પોતાના ભાષણમાં પૂર્વની સત્યપ્રિયતા ઉપર હુમલો કર્યો, તથા અન્ય પ્રસંગોએ પણ ભારતવાસીઓને નિરર્થક પ્રલાપ કરનારાઓ, બીકણ, વિતંડાવાદી અને સ્વદેશભક્તો ? કહ્યા ત્યારે બંગાલીઓનું આત્મભાન જાગૃત થયું, અને લૉર્ડ કર્ઝન ઉપર એનું બરાબર વેર વાળવાનો નિશ્ચય કર્યો, તથા તે કેટલો જૂઠો છે તે સારાયે જગતને બતાવી આપવાનો નિરધાર કર્યો. આ પછી કયા *કયા બનાવો બન્યા તેનું નિરૂપણ જુદા જ પ્રકરણથી કરીશું.*

---

## પ્રકરણ ૪ થું

# રાષ્ટ્રીય પ્રવૃત્તિનો બાલ્યકાળ.

### બંગભંગ

૧૯૦૫ના ઑક્ટોબરની એ સોળમી તારીખ. એ દિવસે બંગાલના જૂના પ્રાંતના લોર્ડ કર્ઝને બે વિભાગ પાડ્યા. 'એ દિવસે જનતાએ શોક પાળ્યો. બને વિભાગના અસંખ્ય માણસોએ ઉપવાસ કર્યો, ઉઘાડે પગે નદી અથવા પવિત્ર સરોવર પર જઈ સ્નાન કર્યું, અને બંધુત્વની ભાવનાની, રાષ્ટ્રીય ઐક્યની રાખડી એક બીજાના હાથ ઉપર બાંધી.' ૧૯૦૫ના ઓગસ્ટની સાતમી તારીખે બંગાળાના અગ્રેસરોએ કલકત્તા ટાઉન હૉલમાં કાસીમ બજારના મહારાજા મનિંદ્રચંદ્ર નંદીના અધ્યક્ષપણા નીચે ભરાયેલ જાહેર સભામાં બંગભંગના પ્રસ્તાવના વિરોધમાં બ્રિટિશ માલના સંપૂર્ણ બહિષ્કારની ઘોષણા કરી.

### બ્રિટિશ માલનો બહિષ્કાર

મૂળ આશય તો એ હતો કે અમુક ટૂંક મુદ્દતને માટે આ બહિષ્કારની યોજનાનો આશ્રય લેવો; જેથી શરૂઆતમાં જે પ્રતિજ્ઞાપત્રો તૈયાર થયાં તેમાં અમુક સમયની હદ મૂકવામાં આવી હતી. જ્યાં સુધી બંગભંગનો પ્રસ્તાવ પાછો ખેંચાઈ રદ ન થાય ત્યાં સુધી જ, આ યોજનાનો અમલ કરવાનો હતો. એક બંગાલી રાજદ્વારી અગ્રેસરના શબ્દોમાં કહીએ કે આ બહિષ્કારના ઠરાવ પાછળ

મૂળ ઉદ્દેશ એ હતો કે આંદોલન દ્વારા બ્રિટિશ કારખાનાવાળાઓને આર્થિક હાનિ પહોંચાડવી અને એ રીતે આ બંગભંગને રદ કરાવવામાં તેમની સહાનુભૂતિ અને સહાયતા મેળવવી. પરંતુ અગ્રેસરોને અચાનક વિચાર સ્ફુર્યો બહિષ્કાર એ તો એક અણમોલ આર્થિક શસ્ત્ર છે કે જે વડે વિદેશીઓના આર્થિક આક્રમણ સામે ભારતવર્ષનું સંપૂર્ણ રક્ષણ થઈ શકે

એ જ લેખકના શબ્દોમાં "કલકત્તાથી બહાર પડેલ પ્રતિજ્ઞાપત્રો ઉપર મોટી સંખ્યાની અંદર ભારતવાસીઓએ સહી કરી, પરંતુ એક જ શરતથી કે 'બંગભંગ રદ ન થાય ત્યાં સુધી જ' કેટલાક સમય સુધી તો આ બહિષ્કાર ભારે વિજયવંત નીવડ્યો ૧૯૦૫ના ઓક્ટોબરનો એ 'સુભગ દિન કે જે દિવસે કલકત્તામાં માન્ચેસ્ટરના માલના મોટા પ્રમાણમાં આવક સોદાઓ થાય છે, તે દિવસ બિલકુલ વ્યાપાર વગર પસાર થયો વિદેશી માલનો વ્યાપાર જેમ જેમ મંદ પડતો ગયો તેમ તેમ તે સાથે સ્વદેશી માલના ઉદ્યોગનું પુનર્જીવન થવા માંડ્યું હાથવણાટનો ઉદ્યોગ સમસ્ત રાષ્ટ્રની અંદર વ્યાપક બનવા લાગ્યો બંગાલ સિવાય અન્ય પ્રાંતોએ બહિષ્કારની સક્રિય પ્રવૃત્તિને બદલે સ્વદેશી હિલચાલને અપનાવી લીધી જેને પરિણામે દેશી કારીગરોને ખૂબ ઉત્તેજન મળ્યું બંગાલની અંદર આ પ્રવૃત્તિ વિશેષ પ્રભાવશાળી અને પ્રબળ બનવાનું મુખ્ય કારણ એ હતું કે તેની અંદર જમીનદાર અને કૃષિકાર, મૂડીદાર અને મજૂર, શિક્ષિત અને અશિક્ષિત બધાઓએ એક મગખો સાથ આપ્યો હતો. થોડા સમય સુધી તો આ પ્રવૃત્તિની એટલી વિજયવતી અસર થઈ કે કલકત્તામાં પ્રગટ થતા આંગ્ન-હિંદી અખબાર ઇંગ્લિશમેનને કહેવું પડ્યું કે 'આટલું તો સત્ય છે કે કલકત્તામાં વખારો માલથી ભરેલી છે અને જૂનું વેચાણ લગભગ અશક્ય થઈ પડેલ છે *બહિષ્કારના શરૂઆતના દિવસોમાં તો એવી સામાન્ય માન્યતા હતી કે* કાપડના વ્યાપારની મંદતા કોઈ આર્થિક કારણોને અંગે હતી

"કેટલીયે પ્રતિષ્ઠિત મારવાડી પેઢીઓ પાયમાલ થઈ ગઈ છે, મોટી યુરોપિયન આયાત–પેઢીઓને પોતાનો કાપડનો વ્યાપાર સદંતર બંધ કરવો પડયો છે અથવા તો એ વ્યાપારને ઘટાડી નાખવો પડયો છે. તેમની વખારોમા માલ પણ પુષ્કળ ભરાતો જાય છે; કારણ કે જે મારવાડી અને હિંદી વ્યાપારીઓએ તેમની સાથે આવક સોદાઓ કર્યા હતા તેમને નાઈલાજે કહેવુ પડયુ કે માલ સભાળી લેવાને તેઓ તદ્દન અસમર્થ છે. આ હકીકતો એટલી નરદમ સત્ય અને જાણીતી છે કે તેને છુપાવવાની કોશીષો કરવી તે નિર્રથક છે બહિષ્કારથી વેપારને જે સખ્ત ફટકાઓ લાગ્યા છે, જે પારાવાર નુકસાન થયેલ છે તે બધી વિગતો જાહેર કરવાનો સમય હવે આવી પહોચ્યો છે આથી બહિષ્કાર આંદોલનને ઉત્તેજન આપવાનો પ્રશ્ન અત્રે ઉપસ્થિત નથી થતો તેમને એ ઉત્તેજનની આવશ્યકતા પણ નથી. પરન્તુ આ યથાર્થ વસ્તુસ્થિતિથી બ્રિટિશ જનતાને અને હિંદુસ્તાનની સરકારને જાગૃત કરી તેમને ચેતવવાની જરૂર રહે છે કે બ્રિટિશ રાજના દુશ્મનોને બહિષ્કાર દ્વારા હિંદુસ્તાનમા બ્રિટિશ સામ્રાજ્યનું હિત હણવાનુ એક રાજદ્વારી અમોઘ શસ્ત્ર પ્રાપ્ત થયેલ છે."

ઈગ્લિશમેનના આ લેખનો ઉપસહાર બહિષ્કાર આંદોલનના વિજયનું સ્પષ્ટ પ્રમાણ આપે છે, "તેમ છતા પ્રશ્ન એ રહે છે કે હવે સરકાર શુ કરવા ધારે છે? આ પ્રવૃત્તિનો પ્રચાર બિલકુલ આગળ ધપવો ન જોઈએ. એ પ્રવૃત્તિને તેટલેથી જ અટકાવવી પડશે નહિ તો એક ખુલ્લા શસ્ત્રના વિપ્લવ કરતાં પણ આ અણમોલ હથિયાર હિંદુસ્તાન સાથેના બ્રિટિશ સંબંધ ઉપર સખ્ત પ્રહારો કરી તેનો અવિલબે સદંતર નાશ કરશે."

## સરકારનો પડકાર

બગાલી અગ્રેસરોની આ પ્રવૃત્તિ પાછળ વર્તમાન વિનીત

પક્ષસહિત આખાયે બંગાલનું સંયુક્ત બળ હતું. આ રાષ્ટ્રીય કાર્યમાં મુખ્યત્વે વિદ્યાર્થીઓ આવશ્યક ભાગ ભજવી રહ્યા હતા. આ પ્રવૃત્તિના પ્રત્યુત્તરમાં સરકારે વિદ્યાર્થીઓ સામે યુદ્ધના મોરચા માંડ્યા. કારણ કે નોકરશાહીની એ માન્યતા હતી કે સ્વદેશીના પ્રચારકાર્યનો સર્વ આધાર વિદ્યાર્થીઓ ઉપર અવલંબેલ હતો. શ્રી. પાલના શબ્દોમાં જ "બહિષ્કાર પ્રવૃત્તિના પ્રારંભમાં જ્યારે પ્રજાના હૃદય ઉપર આ પ્રવૃતિનો યથેષ્ટ પ્રભાવ નહોતો પડ્યો, જ્યારે એના ઉદ્દેશને, એના મર્મને પ્રજા સમજતી નહોતી થઈ ત્યારે એના સક્રિય વિજયનો મુખ્ય આધાર વિદ્યાર્થીઓના પહેરા ઉપર જ હતો. " મિ. પાલ આપણને મક્કમતાથી ખાત્રી આપે છે કે વિદ્યાર્થીઓની આ કાર્યપદ્ધતિ આત્મશુદ્ધિ અને નીતિના ધોરણ ઉપર જ રચાયેલી હતી. તેમાં ધમકી, બળાત્કાર કે શારીરિક બળને સ્થાન ન હતું; અથવા તો પાશ્ચાત્ય જડ પ્રજાની પિકેટિંગ પદ્ધતિનું સહેજ પણ અનુકરણ અત્રે કરવામાં આવ્યું નહોતું."

અલબત બ્રિટિશ પ્રજા આ સત્ય વસ્તુ માન્ય નથી રાખતી. એ ગમે તે માન્યતા ધરાવતી હોય, પરંતુ એટલું તો નિઃસંશય હતું કે સરકાર આ પિકેટિંગને નહોતી ચાહતી. વિદ્યાર્થીઓના સાથથી આ પ્રવૃત્તિનો પ્રવાહ વિશેષ વેગવાન બને, એ પ્રવૃત્તિ વિશેષ પ્રભાવશાળી બને તે સરકારને કેમ રુચે ! એથી પ્રથમ તો સરકારે એ કાનૂન પસાર કર્યો કે જેથી વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય યા રાજદ્વારી સભામાં હાજરી ન આપી શકે. જે વિદ્યાર્થી આપતા હતા તેમને શાળા, કોલેજ કે વિશ્વવિદ્યાલયમાંથી કાઢી મૂકવા સુધીની અનેક પ્રકારની નસ્યતની ધમકી અપાતી હતી.

## બંગાળની આગે કૂચ

**રાષ્ટ્રીય વિદ્યાલય :** બંગાળી અગ્રેસરોએ પછી એકમત થઈ સરકારના આધિપત્યરહિત તદ્દન સ્વતંત્ર એક વિશ્વવિદ્યાલય ખોલવાનો

ઉપરાંત સાહિત્યવિષયક, વૈજ્ઞાનિક, ઔદ્યોગિક શિક્ષણનો આવશ્યક પ્રબંધ કરી કેળવણીની રાષ્ટ્રીય કાઉન્સિલે અંગ્રેજી ભાષાને બીજી ભાષા તરીકે સ્થાપેલ હતી, જ્યારે પહેલું સ્થાન બંગાલી અને સસ્કૃતને તથા મુસ્લિમ સંબંધમાં ઉર્દુ, ફારસી અને અરબીને અપાયેલ હતું.

બંગાલામાં રાષ્ટ્રીય કેળવણીની ચળવળની સભાઓમાં કે મેળાવડાઓમાં ભાગ લેનાર તથા હાજરી આપનારા વિદ્યાર્થીઓ સામે સરકારી શાળા, કૉલેજ કે વિશ્વવિદ્યાલયનાં દ્વારો બંધ રહેશે એ સરકારની ધમકીના પરિણામે આ પ્રવૃત્તિનો જન્મ થયો હતો; છતાં પણ રાષ્ટ્રીય કેળવણીની પ્રવૃત્તિના અગ્રેસરોએ અધિકારીઓ સામેના વિરોધનાં ખુલ્લાં કારણોનો પરિત્યાગ કર્યો હતો. સરકાર સામે સહેજ પણ વિરોધ કર્યા વગર તદ્દન સ્વતંત્ર રીતે કાર્ય કરવાનો તેઓએ નિર્ધાર કર્યો હતો. આ પ્રવૃત્તિનું મૂળ કારણ રાજદ્વારી હતુ છતાં અગ્રેસરોએ તદ્દન બિનરાજદ્વારી વલણ અખત્યાર કરી સરકાર સામેનાં બધાં વિરોધાત્મક કારણોને છોડી દેવાનો પ્રયાસ કર્યો હતો.

## અરવિંદ ઘોષ

આ આંદોલનમાં પ્રમુખસ્થાને ભારતના રાષ્ટ્રવિધાયક અને રાજદ્વારી ક્ષેત્રમાં અગ્રગણ્ય ભાગ ભજવનાર એક શાન્ત નિઃસ્વાર્થી હિંદુ યુવક હતા. પ્રજામાં ચેતન રેડી પ્રોત્સાહન સહ અદ્દ્ભુત પ્રાબલ્યના ઝરા પ્રજા વચ્ચે વહેતા મૂકવાના સમયની શાન્તિથી પ્રતીક્ષા કરતા હજુ તેઓ અંધારામાં જ રહ્યા હતા, તેમનું નામ અરવિંદ ઘોષ.

તેમણે ઈંગ્લંડમાં ઊંચી કેળવણી લીધી હતી. વિશ્વવિદ્યાલયમાં દાખલ થતા પહેલાં જે શાળામાં તેમણે અભ્યાસ કર્યો હતો તે શાળાના મુખ્ય અધ્યાપકે એક સમયે કહેલું હતું કે "પોતે છેલ્લા ૨૫ થી ૩૦ વર્ષ થયાં શાળાધ્યક્ષ તરીકે કામ કરી રહ્યા હતા તે

સમય દરમિયાનમાં અરવિંદ બાબુ જેવા વિચક્ષણ બુદ્ધિ અને અદ્ભુત ચાતુર્યવિભૂષિત એક પણ વિદ્યાર્થી સાથે તેઓ કદી પણ સંસર્ગમાં આવ્યા ન હતા."

કેમ્બ્રીજમાં યુરોપિયન સાહિત્ય અને કલામાં પ્રવીણતા સંપાદન કરી સિવિલ સર્વિસની પરીક્ષામાં તેઓ ફતેહમંદીથી ઉત્તીર્ણ થયા હતા; ફક્ત ઘોડેસ્વારની પરીક્ષામાં તેમને નિષ્ફળતા મળી. માનવ જીવનમાં કવચિત્ બને તેમ આ નિષ્ફળતા તેમને પરમ લાભદાયી અને આશીર્વાદરૂપ નીવડી.

માસિક રૂપિયા ૭૫૦ ના પગારથી તેઓ વડોદરાના મહારાજાની નોકરીમાં હતા. આ સમયે તેમને તેમની માતૃભૂમિનું આહ્વાન મળ્યું. એ આહ્વાનના પ્રત્યુત્તરમા અવિલબે તેમણે આ મોટા પગારની નોકરીનો ત્યાગ કરી દીધો, અને ફક્ત દોઢસો રૂપિયાના માસિક વેતનથી રાષ્ટ્રીય કોલેજના કુલનાયકની જગ્યા સ્વીકારી માતૃભૂમિને ચરણે પોતાનું જીવનસર્વસ્વ ધર્યું.

તેમની સાથે થોડો સમય કામ કરનાર એક બંધુ તરફથી આપણને કહેવામાં આવે છે કે "કેળવણીની રાષ્ટ્રીય કાઉન્સિલે પોતાના બિન-રાજદ્વારિ વલણ વિષે બહાર પાડેલ ફતવા સાથે તેઓ સહમત ન હતા. બ્રિટિશ અધિકારીઓને નાખુશ કરી તેમનો રોષ વહોરી લેતાં કાઉન્સિલના સભ્યો ડરતા હતા. શ્રી. અરવિંદની એ માન્યતા હતી કે આવી નિરર્થક ભીરુતાની લેશ પણ જરૂર નથી. આમ છતાં તેઓએ કાઉન્સિલની બહુમતીનો ઠરાવ સ્વીકારી પોતાના કાર્યનો પ્રારંભ કરી દીધો. પોતાના રાજદ્વારી વિચારોથી કાઉન્સિલના સભ્યોના વિચારો તદ્દન ભિન્ન અને અન્યથા પ્રકારના હતા, તેવા સભ્યોના આધિપત્ય નીચે ચાલતી કોલેજના નામધારી કુલનાયક તરીકે રહેવું એ તેમને આરંભથી જ ભારે વિચક્ષણ લાગ્યું. આ એક અઘટિત બનાવ કહી શકાય.

ચાલુ જમાનાની ઉત્કૃષ્ટ કેળવણી તેમણે સંપાદન કરેલ હતી. વડોદરામાં કેટલાંક વર્ષ તેમણે શિક્ષકની જગ્યા ઉપર પસાર કર્યાં હતાં, અને એ કાળામાં તેમણે ઠીક અનુભવ મેળવ્યો હતો. પ્રજાજીવનની શક્તિનું અને વાસ્તવિક પરિસ્થિતિનું સંપૂર્ણ જ્ઞાન તેમને થયું હતું. ભારતવર્ષની રાષ્ટ્રીય કેળવણીમાં શિક્ષણની કલા અને વિજ્ઞાનના નૂતન યુગના ઉત્કૃષ્ટ સિદ્ધાંતોને કેમ દાખલ કરી શકાય તે વિષેનું ઉચ્ચ જ્ઞાન તેઓ ધરાવતા હતા. તેઓ જાણતા હતા કે પ્રજાની સ્વતંત્રતા અને પ્રજાની પ્રગતિ તથા મહત્તાનો મૂળ આધાર એ પ્રકારની રાષ્ટ્રીય કેળવણી ઉપર છે. નિઃસંશય તેમનું ધ્યેય રાજદ્વારી હતું. પરન્તુ રાજનીતિનો અર્થ તેમને મન સામાન્ય ન હતો, વિશેષ ગૂઢ અને ભાવવાહી હતો. તેમને સમયાનુકૂળ દેખીતો લાભ મેળવવાની રમતો નહોતી રમવી. જેમાં માનવ જાતનું જીવન અને માનસ ઘડી શકાય તેવી કળા સ્થાપવા ઇચ્છતા હતા, કે જે કેળવણીના આંદોલનના આઘાત અને પ્રત્યાઘાત પ્રજાજીવન ઉપર થતાં પ્રજાનું નવસર્જન સર્જી શકાય, રાષ્ટ્રનું રાષ્ટ્રીય વિધાન ઘડી શકાય. તેમની માન્યતા હતી કે ધર્મ અને નીતિ જેમ કેળવણીમાંથી વિખૂટાં પાડી નથી શકાતાં તેમ રાજનીતિને પણ કેળવણીમાંથી અળગી ન જ રાખી શકાય. માનવજીવનનાં આવશ્યક અંગોને અને તત્ત્વોને પૃથક્પૃથક્ રાખવાની હિમાયત કરનાર કેળવણીની કોઈ પણ પ્રણાલી પ્રાચીન અથવા મધ્ય કાળની હોવી જોઈએ અને નહિ કે નવા યુગની."

મારી માન્યતાનુસાર પ્રાચીન આર્યાવર્તમાં કે અન્ય કોઈ પણ સ્થળે માનવજાતના ઇતિહાસમાં રાજનીતિમાંથી ધર્મ અને નીતિને સફળતાથી વિખૂટાં પાડી શકાયાં હોય તેવું એક પણ દૃષ્ટાંત નોંધાયેલ નથી.

કેળવણીની રાષ્ટ્રીય કાઉન્સિલના ધનાઢ્ય અગ્રેસરો અરવિંદ બાબુના આ સિદ્ધાંતોને સ્વીકારી શક્યા નહિ, બ્રિટિશ અધિકારી

વર્ગની સામેના વિરોધની દહેશતમાંથી તેઓ મુક્ત નહોતા થઈ શક્યા. તેઓની એ માન્યતા હતી કે જો કદાચ આ વિરોધની જ્વાળા ભભૂકી ઊઠે તો તેઓનું રાષ્ટ્રીય કેળવણીનું કાર્ય અશક્ય જેવું થઈ પડે. આ રોષ વહોરી લેવા જેટલું સામર્થ્ય તેઓમાં ન હતું. તેને માટે તેઓ તૈયાર ન હતા. અનુભવે તેમને એટલું તો દર્શાવી આપેલ છે કે તેમની આ કેળવણીની યોજના પરત્વે બિનરાજદ્વારી વલણ જાહેર કર્યા છતાં પણ નોકરશાહીનો સખ્ત વિરોધ અને રોષ વહોર્યા વગર કેળવણીની યોજનાને સંપૂર્ણ રીતે વિજયવંતી બનાવવાની તેમની માન્યતા નિઃસંશય ભૂલભરેલી છે.

શાળા એ એક દિવ્ય મંદિર છે; કે જ્યાં પ્રજાનાં માનસ ઘડાય છે, માનવધર્મ પોષાય છે, જીવન ચેતનામય વિકાસને પામે છે. આ ભાવનાનો માનવ જાતના ઇતિહાસમાં કદી નહિ થયેલ આવિર્ભાવ આજે પ્રજાને થયો, લૉર્ડ કર્ઝન પણ આ વસ્તુનું તત્ત્વ સમજ્યો હતો; જેથી હિંદી હકૂમત તળે ચાલતી શાળાઓમાં અને કૉલેજોમાં રાષ્ટ્રીય ભાવનાને કચરી નાખવાનો તેનો મુખ્ય ઇરાદો હતો. આ બધી સંસ્થાઓમાં અંગ્રેજી તત્ત્વો દાખલ કરી એ સર્વ ઉપર બ્રિટિશ અધિકાર મૂકી દેવો તે તેની ખાસ આકાંક્ષા હતી.

સીમલા ખાતે ભરાયેલ ગુપ્ત કેળવણી પરિષદ્‌માં તેણે ગોરા પાદરીઓને નિમંત્ર્યા હતા, પરંતુ એક પણ હિંદીને નહિ. તેને ભારતવાસીઓ ઉપર વિશ્વાસ ન હતો; તેથી જ છાની રમતો રમવાની ખાસ જરૂર હતી. એમ મનાતું હતું કે કેળવણીની રાષ્ટ્રીય કાઉન્સિલ લૉર્ડ કર્ઝનની નીતિની વિરોધમાં કાર્ય કરી રહેલ હતી. કર્ઝન તો ચાલ્યો ગયો; પરંતુ તેના વિચારો. તેના આગ્રહો, તેની યોજનાઓ સાથે સંપૂર્ણ પરિચિત થયેલ નોકરશાહી તો ત્યાં જ હતી. આ નોકરશાહી બંગાળીઓને રાષ્ટ્રીય કેળવણીની યોજના, રાષ્ટ્રીય કેળવણીનો પ્રચાર કરવા, અને એકદમ બ્રિટિશ હકૂમત વગર, અંગ્રેજી તત્ત્વ વગર તદ્દન સ્વતંત્ર રીતે

રાષ્ટ્રીય ભાવના ઉપર શાળા અને કોલેજોની સ્થાપના એમનેએમ કરવા દે તેમ ન હતું. પછી તો જે સંજોગો તળે રાષ્ટ્રીય કોલેજો ખોલવામાં આવી હતી, રાષ્ટ્રીય શાળાઓની સ્થાપના થઈ હતી તે સંજોગોને રાજદ્વારી સ્વરૂપ અપાયું. બહિષ્કાર પ્રવૃત્તિમાં કોઈ પણ *વિદ્યાર્થી યત્કિંચિત્ પણ ભાગ ન લે એ સરકારની અને નોકરશાહીની* મનોભાવના હતી; જ્યારે આ આંદોલનમાં વિદ્યાર્થીઓ પ્રધાન ભાગ ભજવે એ બંગાલીઓનો આગ્રહ હતો, અને તેથી જ રાષ્ટ્રીય શાળાઓ અને કોલેજોનો જન્મ થયો હતો. અલબત સરકાર સામે આ ખુલ્લો વિપ્લવ હતો. અરવિંદ ઘોષ આ વિપ્લવના અગ્રગણ્ય નેતા હતા. તેમની સાથે અમુક કુલીન, ઉચ્ચ વિચાર અને આદર્શ ધરાવતા પવિત્ર ચારિત્ર્યના પ્રબળ લેખકો અને વક્તાઓ જોડાયા હતા. અલબત સંજોગોને લઈને તેઓએ રાષ્ટ્રીય કેળવણી કાઉન્સિલની બહુમતિનો બિનરાજદ્વારી ઠરાવ સ્વીકારેલ હતો; પરંતુ તેમને લખતાં કે બોલતાં કોઈ અટકાવી શકે તેમ ન હતું. પોતાની લેખન કે વક્તૃત્વશક્તિ દ્વારા તેમના રાજનૈતિક વિચારોના પ્રચંડ પ્રચાર સામે વિરોધ કરવામાં આવ્યો હોત તો રાષ્ટ્રીય કેળવણીની યોજના એકદમ નિષ્ફળ નિવડી હોત અને રાષ્ટ્રીય કેળવણીનું કાર્ય બિલકુલ આગળ ધપી શક્યું ન હત. તેમણે અખબારો કાઢી સ્પષ્ટ ભાષામાં ભારે નીડરતાથી રાજદ્વારી, આર્થિક અને કેળવણી વિષયક આઝાદીની અનેરી ભાવનાઓનો પ્રચાર કરવા માંડ્યો હતો. તેઓ પ્રખર વિદ્વાન હતા. પોતાના પરાધીન દેશના ઇતિહાસનું સંપૂર્ણ જ્ઞાન તેઓ ધરાવતા હતા. આ બધાનો નતીજો શું આવશે એ તેઓ જાણતા હતા અને તેને માટે ગમે તે કષ્ટ સહન કરવા તૈયાર હતા, પરંતુ ખુલ્લા શસ્ત્રધારી બળવાને માટે તેઓએ હજુ સુધી તૈયારી નહોતી કરી.

### રાષ્ટ્રીય અખબારો

બંગાલી અને અંગ્રેજી ભાષામાં તેઓએ કેટલાંયે વર્તમાનપત્રો કાઢ્યાં, અને એ દ્વારા જનતા સમક્ષ પોતાના વિચારો, રાષ્ટ્રીય

ભાવનાઓ રજૂ કરવાનો પ્રારંભ કરી દીધો 'સન્ધ્યા' 'વંદેમાતરમ્' એ બે પત્રોનો બહોળો ફેલાવો થવા લાગ્યો. થોડા માસમા તો બગાલનું આખુયે વાતાવરણ બદલાયુ, નવા ઓજસ પુરાયા, બગાલ રાષ્ટ્રીય વાતાવરણથી ઘેરાયુ. ઘેર ઘેર, સ્થળે સ્થળે, અખબારોમા અને જાહેર સભાઓમા, કવિની કવિતામા અને લેખકની કલમમા, સાહિત્યમા અને સગીતમા, જલસામા અને નાટકમા, ચિત્રકારની કલામા રાષ્ટ્રીય જ્વાળા ભભૂકી ઊઠી વંદેમાતરમ્નો જયઘોષ સારાયે રાષ્ટ્રની અદર વ્યાપક બન્યો, શાળાઓમા, કોલેજોમા, જાહેર ઉદ્યાનોમા, શેરીએ શેરીએ અને ચૌટે ચૌટે, વન્દેમાતરમ્ના ગગનભેદી જયનાદો થવા લાગ્યા સરકારી ઓફિસો અને અગ્રેજ અધિકારીઓના નિવાસ-સ્થાનો પણ આ જયનાદથી ગાજી ઊઠ્યા

સભાઓ, સમિતિઓ અને અખાડાઓ સેંકડોની સખ્યામા અસ્તિત્વમા આવવા લાગ્યા, જ્યા બગાળી નવયુવાનોના યૂથના યૂથ વ્યાયામની અને લડાયક તાલીમ લેવા ઊતરી પડ્યા મેકોલેના કટુ કથનનું અનુકરણ કરીને કેટલાક આગ્ન હિંદીઓ બગાળીઓના માથામા 'બીકણ' નો ઉપાલભ મારતા હતા આ ઉપાલભના પ્રત્યુત્તરમા જ આ વ્યાયામ પ્રવૃત્તિ હતી

પૂર્વ બગાળામા બહિષ્કાર પ્રવૃત્તિનો વેગ ખૂબ પ્રબળ અને પ્રચડ હતો બારીસાલમાં પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ અને જકાતના વડા અમલદાર અગર બને અંગ્રેજ અમલદારોએ અનેક પ્રયત્નો કર્યા છતાં પણ પોતાના એક મિત્રના ખમીસ માટે માન્ચેસ્ટરનું કપડુ ખરીદ કરી શક્યા નહિ, કારણ કે કોઈ પણ દુકાનદાર બહિષ્કાર પ્રવૃત્તિના અગ્રેસરની અનુજ્ઞા સિવાય વિલાયતી કાપડનો એક વારનો કટકો પણ વેચતો નહિ, પોતાના પવિત્ર જીવનથી અને નિસ્વાર્થ રાષ્ટ્રીય સેવાથી આ અગ્રેસર તે વખતે બગાળનો નરેશ હતો નોકરશાહીને કચરવા માટે આ પૂરતુ હતું જેથી મદાંધ નોકરશાહી આ કેમ

સહન કરી શકે ? પૂર્વ બંગાલના પહેલો લેફ. ગવર્નર સર વિલિયમ એમફીલ્ડ ફૂલર રાષ્ટ્રીય પ્રવૃત્તિનું આટલુ પ્રાબલ્ય નિહાળી ક્રોધથી પાગલ થઈ ગયો. જ્યાં જ્યાં તે જતો હતો ત્યાં કોઈ પણ સ્થળે પ્રજા તરફથી બિલકુલ સત્કાર થતો નહોતો. લેફ. ગવર્નરની હાજરીમાં જનતાને બંગભંગ પ્રવૃત્તિના નેતાઓનું અપૂર્વ સન્માન કરતાં કે જાહેર સભામાં મોટી સંખ્યામાં હાજરી આપતાં લેશ પણ સંકોચ થતો ન હતો. એક જગ્યાએ તો રેલ્વેના મજૂરોએ ગવર્નરનો સામાન લઈ જવાની ના કહી. પોલીસ અમલદારોને તે ઊચકી લઈ જવો પડયો; આ બધું તેની સહનશક્તિ બહાર હતું.

## બહિષ્કારવાદીઓ સામે પશુબળ

કર્ઝન સાથે મસલત કર્યા પછી ફૂલરે બહિષ્કારવાદીઓ સામે શસ્ત્રબળનો ઉપયોગ કરવાનો નિર્ણય કર્યો. મુખ્ય લોકનાયકોએ બ્રિટિશ માલનો શાન્ત બહિષ્કાર કાનૂન બહાર નથી એ જનતાને સમજાવતું એક વક્તવ્ય બહાર પાડયું હતુ. બારીસાલ સો ગુરખાની ટુકડીઓ મોકલવામાં આવી અને તુરતજ ઉક્ત નિવેદન પાછુ ખેંચી લેવાનો અગ્રેસરોને હુકમ થયો.

એ તો દીવા જેવું સ્પષ્ટ હતું કે જો અગ્રેસરો ગવર્નરનો આ હુકમ અવગણે તો પ્રજા સામે પશુબળનાં મંડાણ મંડાય અને પરિણામે ભારે ઉપદ્રવ ઉપસ્થિત થાય. અગ્રેસરો એ નહોતા ઇચ્છતા જેથી ઉક્ત નિવેદન પાછું ખેંચી લેવાનો તેઓએ નિર્ધાર કર્યો. ગવર્નર શાંત થયો. કહેવાય છે કે ગુરખાઓએ પ્રજા ઉપર અનેક જુલ્મો ગુજારી પ્રજાને ખૂબ રંજાડી હતી, પરતુ લોકનાયકોએ જનતાની શાન્તિ કાબુમાં જાળવેલ હતી; નહિ તો રાષ્ટ્રીય પ્રવૃત્તિને પશુબળથી સમૂળગી ટચડી નાખવાની સરકારની મુરાદ સફળ થાત. લોકનાયકો એ નહોતા ચાહતા.

૧૯૦૬ ના એપ્રિલમાં પ્રાંતિક પરિષદ મળી. બન્ને બંગાળના અગ્રગણ્ય નેતાઓએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી.

ન્યાયાધીશના હુકમથી બંદૂકના કુંદાઓથી પોલીસે જબરજસ્તીથી પરિષદમાં ભંગાણ પાડયું, બન્ને વિભાગના દરેક જિલ્લામાંથી આવેલ આઠસોથી નવસો પ્રતિનિધિઓના અને અગ્રગણ્ય નેતાઓના સરઘસને પોલીસોએ ડાંગનો છૂટથી ઉપયોગ કરી વિખેરી નાંખ્યું, પોલીસ અમલદારોની નજર તળે ઘણાઓનાં માથાં ભાગ્યાં, છતાં જનતા શાન્ત રહી; કારણ કે પશુબળ સામે પશુબળનો પ્રયોગ કરવાની તેમની ઇચ્છા ન હતી. સરકાર આ પશુબળ જનતા ઉપર જેમ જેમ અજમાવતી ગઈ તેમ તેમ રાષ્ટ્રીય પ્રવૃત્તિનાં મૂળ ઊંડાં ઊતરતાં ગયાં, આમ જનતાએ વિશેષ દૃઢતાથી એ સંદેશ ઝીલ્યો. સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાં આ સંદેશ ઝીલવામાં જોડાયાં.

બંગાળમાં નૂતન જીવનના ભાનુનો ઉદય થયો, જેનાં કિરણો ધાર્મિક, સામાજિક, આર્થિક, કેળવણી વિષયક વગેરે કાર્યપ્રદેશો ઉપર ફેંકાયાં, બંગલામાં બન્યું તેમ દેશના સર્વ વિભાગોમાં વાતાવરણ નૂતન જીવનજ્યોતથી ઓતપ્રોત થયું. હજુ સુધી રાષ્ટ્રીય પક્ષમાં ઐક્ય જળવાઈ રહ્યું હતું. તદ્દન ભિન્ન વાતાવરણમાં જન્મેલ અને ઊછરેલ અમુક વૃદ્ધ નાયકો નવયુવાનના આ રાષ્ટ્રીય પક્ષ સાથે સંપૂર્ણ સહમત ન હતા, અને તેમણે નવયુવાનોને સખ્ત કડક વાણીમાં સમજાવવા પ્રયત્ન પણ કર્યો હતો. અન્ય પ્રાંતોના અમુક માણસોએ બંગાળીઓએ જાહેર કરેલ સંપૂર્ણ બહિષ્કારનો થોડો ઘણો વિરોધ કર્યો હતો; તે સિવાય આખોયે દેશ એકમત હતો; પ્રજાનો સમજુ વર્ગ તો આ પ્રવૃત્તિથી ભારે ખુશ હતો.

## લૉર્ડ મિંટો

લૉર્ડ મિન્ટોના આગમન ( ૧૯૦૫ માં ) સાથે જ વાતાવરણ બદલાતું ચાલ્યું. રાષ્ટ્રીય પક્ષમાં પહેલો ગંભીર મતભેદ ૧૯૦૬ માં કલકત્તા મહાસભાના પ્રમુખની ચૂંટણી સંબંધી ઉપસ્થિત થયો. પરંતુ નવા વિનીત પક્ષના અગ્રેસરોએ કુનેહપૂર્વક આ મતભેદને અટકાવ્યો

હતો. તેઓએ શ્રી દાદાભાઈ પાસેથી સંમતિ મેળવી લીધી હતી કે જો તેમને મહાસભા તરફથી પ્રમુખ માટે પ્રાર્થના થાય તો તેઓએ ઇન્કાર નહિ કરવો. ૧૯૦૬ ની મહાસભાના અધિવેશનમાં મતભેદના ઝઘડા ઉપસ્થિત થયા હતા. પરંતુ અંતે બન્ને પક્ષ વચ્ચે સમજુતી થઈ, જેમાં ઉદ્દામ પક્ષના સિદ્ધાંતોનો સર્વાંશે વિજય થયો હતો.

પરંતુ મહાસભાની કાર્યવાહી ઉપર ઉપલક દૃષ્ટિ ફેંકનારને પણ સ્હેજે જણાઈ આવે કે મતભેદ અને ફાટફૂટ અનિવાર્ય હતાં. કર્ઝન પછી વાઇસરોયની ગાદી ઉપર લોર્ડ મિન્ટોની નિમણૂક થઈ, અને સરકારની રાજનીતિમાં દેખીતું પરિવર્તન થવા માંડયું. સખ્ત દમનનીતિ એ કર્ઝનનું ધ્યેય હતું; જ્યારે મિન્ટોએ દમનનીતિ સાથે સમજુતી કરી લેવાની નીતિ પણ સ્વીકારેલ હતી. સરકારે જેમ ૧૯૦૨માં બંગભંગ રદ કર્યો તેમ આ સમયે જ રદ કર્યો હોત તો આ રાષ્ટ્રીય પ્રવૃત્તિ' ક્યારનીયે નિર્બળ પડી ગઈ હોત; પરંતુ આ સમયે તેમ ન થયું. બંગભંગનું દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં લઈ સરકાર તાબે થવા તૈયાર ન હતી. જો કે અન્ય દિશામાં અમુક સુધારાઓ આપવાની સરકારની ધારણા હતી.

## હિંદી અખબારો સામે દમનનીતિ

૧૯૦૫, ૧૯૦૬ અને ૧૯૦૭નાં વર્ષો સત્યાગ્રહનાં હતાં. રાષ્ટ્રીય કાર્યકર્તાઓએ બ્રિટિશ સલ્તનત સામે વર્તમાનપત્રો અને જાહેરસભાઓ દ્વારા જોરદાર પ્રચારકાર્ય કરવા માંડયું. કલમ અને વાણીનો છૂટથી ઉપયોગ થવા લાગ્યો. ફક્ત શસ્ત્રના વિપ્લવનો વિચાર ન કર્યો. અનેક સંપાદકો અને પ્રકાશકોની એક પછી એક ધરપકડો થઈ અને કારાગારમાં ધકેલાયા છતાં રાષ્ટ્રીય આંદોલનનું જોર સ્હેજ પણ નરમ ન પડયું. સરકાર અને પ્રજાકીય પક્ષ વચ્ચે બરાબર યુદ્ધ જામ્યું. બંગાલ અને મુંબઈમાં, પંજાબ અને યુક્ત પ્રાંતોમાં, મદ્રાસ અને મધ્ય પ્રાંતોમાં અખબારોના પ્રધાન કાર્યકર્તાઓની અને અધિપતિઓની

મોટી સંખ્યામાં ધરપકડો થઈ હતી અને કેટલાકોને લાંબી મુદતની જેલની શિક્ષાઓ પણ કરવામાં આવેલ હતી. આર્થિક, રાજદ્વારી, અને સામાજિક સંપૂર્ણ બહિષ્કારનો પ્રચાર પરમ નીડરતાથી થઈ રહ્યો હતો, અને પિકેટિંગથી આ પ્રવૃત્તિને વિશેષ પ્રાબલ્યવાન અને પ્રભાવશાળી બનાવવાના પ્રયાસો થઈ રહ્યા હતા.

અદાલતોમાં રાજદ્વારી મુકર્દમાઓ ફારસ રૂપે જ ચાલતા હતા. ન્યાયાધીશનો મુખ્ય ઉદ્દેશ રાજદ્વારી પ્રવૃત્તિને કચરવાનો હોઈ રાજદ્વારી ગુનેગારોને અગાઉ પ્રમાણે મોટી મોટી શિક્ષાઓ થતી હતી; છતાં કાયદા માટે લોકોમાં એટલું માન હતું કે ખુલ્લા મુકર્દમા દરમિયાન પણ લોકોએ કદી હથિયાર ઉપાડવાનો વિચાર કરેલ નથી. મુકર્દમા દરમિયાન કાચી જેલમાં અને પછી કારાગારમાં રાજદ્વારી કેદીઓ પ્રત્યે અમાનુષી વર્તન ચલાવવામાં આવતું હતું, છતાં પણ હથિયાર ઉપાડવાનો વિચાર પ્રજાને ન સ્ફુર્યો. રાજદ્વારી કેદીઓનું પ્રજામાં અપૂર્વ સન્માન થતું હતું; દેશભરમાં જનતા તેમનાં કર્તવ્યોની ખૂબ પ્રશંસા કરતી હતી; તેમના પ્રત્યે પોતાનો આદરભાવ વ્યક્ત કરતી હતી, છતાં પણ શસ્ત્રબળથી સરકાર ઉપર તેનું વેર વાળવાનો વિચાર કદી કોઈના હૃદયમાં ઉદ્ભવેલ નથી.

## લાલા લજપતરાય

આમ છતાં ૧૯૦૬ ના મેની અંદર લાલાજીના ઓચિંતા દેશનિકાલથી વિચાર અને કાર્યનું આખુયે સ્વરૂપ બદલાયું. રાષ્ટ્રીય પક્ષમાંથી અમુકોએ આ પ્રવૃત્તિમાં ગુપ્ત પ્રચાર કાર્ય સાથે શસ્ત્રોનો પણ ઉપયોગ કરવાનો નિર્ણય કર્યો હતો. તેમને પ્રતીતિ થઈ હતી કે પશુબળ સામે ઝૂઝવા, પશુબળનો વિધ્વંસ કરવા શસ્ત્રબળ એ એક જ હથિયાર છે.

લાલાજીના દેશનિકાલ પછી ગવર્નર જનરલની કાઉન્સિલમાં નામદાર ગોખલેએ લાલાજી સંબંધમાં ભાષણ કરતાં જણાવ્યું હતું કે: ' લાલા લજપતરાયે રાષ્ટ્રના ધાર્મિક, સામાજિક, અને કેળવણી વિષયક ક્ષેત્રોની અંદર અદ્ભુત કાર્યો કરી રાષ્ટ્રની અપૂર્વ સેવા કરેલ છે. તેઓ

મોટા સુધારક છે. ભારતવર્ષની સમસ્ત પ્રજાનો રાષ્ટ્રવ્યાપી પ્રેમ તેમણે સંપાદન કરેલ છે. તેમની એટલી પ્રતિભા છે કે ઉદ્દામ વર્ગ તેમને પોતાના એક અગ્રેસર તરીકે માને છે, તેમનું વિનીત પક્ષમાં અપૂર્વ સન્માન થાય છે, તેમના પરોપકારી તેમજ રાષ્ટ્રહિતનાં અન્ય સામાજિક કાર્યો માટે, કેળવણીને લગતાં કાર્યો માટે આમ જનતા તેમને પ્રેમપૂર્વક ચાહે છે." તેમની સામે અદાલતમાં મુકર્દમો ચલાવ્યા વગર, તેમના ઉપર એક પણ તહોમત મૂકયા વગર ઓચિંતા દેશનિકાલ કરવામાં આવ્યા તેથી રાષ્ટ્રીય પક્ષનો યુવાનવર્ગ રોષે ભરાઈ ઝનૂની બન્યો. પ્રજાકીય પક્ષમાંથી શાન્ત અને વિચારશીલ પુરુષો પણ સરકારના આ અનુચિત વર્તનથી ભારે નિરાશ થયેલ છે.

દેશભરનાં આંગ્લ હિંદી અખબારો તો આથી ભારે ઉત્સાહમાં આવી ગયાં. લાહોરના એક અર્ધ સરકારી દૈનિકે લાલાજીને ક્રાંતિકારોના એક મોટા સરદાર હોવાનું જણાવી કહ્યું કે તેમના હસ્તક એક મોટા વિપ્લવની તૈયારી થઈ રહી છે. એવું કહેવાય છે કે એક લાખ ક્રાંતિકારો તો તેમના અનુયાયીઓ છે. કલકત્તાના 'ઇગ્લિશ મૅન' તેમના ઉપર તહોમત મૂક્યું કે તેઓ હિંદી લશ્કરમાં સામ્રાજ્ય પ્રત્યે અવિશ્વાસની ભાવના ફેલાવી લશ્કરને બેવફા બનાવવાની કોશીષ કરી રહેલ હતા; તથા તેમણે અફઘાનિસ્તાનના અમીરને હિંદુસ્તાન ઉપર આક્રમણ કરવાને પણ ઉશ્કેરેલ હતા.

સરકારે લાલાજીને વગર તપાસે વગર તહોમતે દેશનિકાલની નસ્યત કરવાથી દેશભરમાં રોષનો અગ્નિ પ્રજ્વલિત થયો હતો, તેમાં અંગ્રેજી અખબારોએ આવાં અપમાનસૂચક વાગ્બાણો છોડી ઘૃત હોમ્યું. આખોયે દેશ રોષજ્વાળાથી ભભૂકી ઊઠયો. અખિલ રાષ્ટ્રની ભારતીય જનતાએ સરકારના આ અનુચિત પગલાંને ધિક્કારી કાઢયું. ઘડીભર તો મતભેદ ભૂલી જવાયો, અને સમસ્ત દેશે એકી અવાજે વિરોધ જાહેર કર્યો. રાષ્ટ્રીય પક્ષના વીર યુવાનોએ એથી પણ એક કદમ આગળ ભરવાનો નિર્ણય કર્યો.

જાલીમ સરકાર સામે તેઓ બૉમ્બ અને બંદૂકોથી જ યુદ્ધ ખેલવાના નિર્ણય ઉપર આવ્યા. વૃદ્ધ પુરુષોની જો કે આ પ્રવૃત્તિ તરફ સંપૂર્ણ દિલસોજી હતી, પરંતુ તેઓએ દેખીતી રીતે આવી શારીરિક બળવાળી પ્રવૃત્તિમાં કોઇ પણ પ્રકારનો ભાગ લેવાનું યા તો તે માટે પોતાની મંજૂરી પણ આપવાનું સ્વીકાર્યું નહિ.

બંગાલમાં ૧૯૦૬ ની અંદર આવું કોઈ ગુપ્ત મંડળ હસ્તિ ધરાવતું હોય તેવી સંભાવના રહે છે. પરંતુ તેમના કાર્યક્રમમાં ૧૯૦૭ના મે પછીથી જ એટલે લાલાજીના દેશનિકાલ પછીથી જ શસ્ત્રબળનો પ્રવેશ થયો. લાલાજીના દેશનિકાલથી તેઓ મક્કમ નિશ્ચયી બન્યા, છતાં પણ તેઓએ પહેલી ગોળી ૧૯૦૭ના ડિસેમ્બરમાં છોડી અને ૧૯૦૮ના એપ્રિલ અથવા મેમાં બૉમ્બનો પહેલો ધડાકો કર્યો.

૧૯૦૭ના ડિસેમ્બરમાં મહાસભાના સુરતના અધિવેશનમાં થયેલ ઝઘડાએ પ્રજાકીય પક્ષના બે ભાગ પાડી નાખ્યા. યુવાન પક્ષે શસ્ત્રબળનો આશ્રય લીધો. ઉદ્દામ પક્ષને આ ઝઘડામાં સરકારનો હાથ લાગ્યો. થોડા માસની અંદર તો લગભગ બધા અગ્રેસરોની ધરપકડો થઈ, અને તેમને કારાગારમાં પૂરવામાં આવ્યા. સુરતમાં લાલા લજપતરાય વિનીન પક્ષ સાથે જોડાયા હોવાથી ટૂંક સમયને માટે તેમના ઉપર સરકારની ખફ્ગી ન ઊતરી. મહારાષ્ટ્રના અગ્રગણ્ય નેતા લોકમાન્ય બાળ ગંગાધર તિલકને પકડવામાં આવ્યા, તેમના ઉપર મુકર્દમો ચાલ્યો, અને ૭ વર્ષની દેશનિકાલની સજા થઈ. સરકાર સામે યુદ્ધ જગવવાના કાવત્રા માટે શ્રી અરવિંદ ઘોષને પણ ગિરફતાર કરવામાં આવ્યા હતા. પરંતુ આવશ્યક જુબાનીના અભાવે તેઓ છૂટી ગયા. બિપિનચંદ્ર પાલને પણ પકડી ૭ માસને માટે જેલ મહેલમાં ગોંધી રાખવામાં આવ્યા હતા. મદ્રાસના નેતા શ્રી ચિદમ્બરન પિલાઈ ને ૭ વર્ષની, અને સંયુક્ત પ્રાંતના મુસ્લિમ અગ્રેસર અબ્દુલ હસન હઝરત મોહાનીને એક વર્ષની સજા થઈ હતી. ૧૯૦૮ના ડિસેમ્બરમાં નવ બંગાલી નેતાઓને તેમના ઘરમાં જ ગિરફતાર કરવામાં આવ્યા

હતા, અને વગર મુકર્દમે, વગર તહોમતે નોકરશાહીના હુકમથી જ જેલમાં પૂરી દેવામાં આવ્યા હતા.

## નવયુવાનોની રોષજ્વાળા

આ બધી ધરપકડ અને શિક્ષાઓથી નવયુવકોના રોષની જ્વાળા ભભૂકી ઊઠી હતી. આ આતશ આંતરિક વૃદ્ધિગત થતો ચાલ્યો. અગ્રેસરોની ગિરફતારીથી રહેજ પણ ધડકયા વગર, પરમ ઉત્સુકતાથી તથા નીડરતાથી તેઓએ પોતાનું કાર્ય જારી રાખ્યું હતું. તેઓએ મોટા ગોરા અફસરો ઉપર જીવલેણ હુમલા શરૂ કર્યા. બંગાળના લેફ. ગવર્નરને મૃત્યુની ભેટ આપવા ત્રણ વખત પ્રયાસો થયા હતા, એક વખત તો ધોળે દિવસે જ્યારે તેઓ સરકારી મેળાવડામાં અધ્યક્ષની ખુરસી પર હતા ત્યારે. અમદાવાદમાં પણ વાઇસરોય લોર્ડ મિન્ટો ઉપર એક હુમલો થયો હતો. લોર્ડ મોર્લિના રાજદ્વારી મંત્રી (તે વખતના સેક્રેટરી ઑફ સ્ટેટ્સ)નું લંડનમાં ખૂન થયું; નાશિકમાં જકાતના વડા અમલદારનું ખૂન થયું, એ રીતે સરકારી શ્વેત અમલદારો ઉપર અન્ય અનેક હુમલાઓ થયા હતા. જે પત્રિકાઓ અને પુસ્તકો સરકારે જપ્ત કર્યા હતાં અથવા ધિક્કારી કાઢ્યાં હતાં તે બધાં ફરીથી છપાયાં અને ગુપ્ત રીતે તેની વહેંચણી થઈ. હથિયારોની ચોરીઓ થવા લાગી, રેલ્વેઓ તોડી પાડવાના અનેક પ્રયત્નો થયા એ અને એવા અનેક ઉપદ્રવો સરકારને ત્રાસ આપવાના આશયથી થયા હતા. ૧૯૦૮ અને ૧૯૦૯ એ બન્ને વર્ષોમાં આ પ્રવૃત્તિનો જુવાળ ખૂબ ચઢ્યો હતો. ૧૯૧૦માં તે કંઈક શમ્યો.

૧૯૧૧નું વરસ રાજક્રાંતિની દષ્ટિથી તદ્દન શાંત પસાર થયું. આ વરસમાં સમ્રાટે ભારતવર્ષની મુલાકાત લીધી. તેમણે બંગભંગ રદ કર્યો અને હિંદુસ્તાનની રાજધાની કલકત્તાને બદલે દિલ્હી સ્થાપી. ઘડીભર તો આખાયે રાષ્ટ્રની અંદર હર્ષોન્માદ વ્યાપ્યો. બંગભંગ રદ થયો તે કારણે નહિ, પરંતુ રાષ્ટ્રીય પક્ષનો વિજય થયો તે ખાતર.

## લૉર્ડ હાર્ડિંજ ઉપર બૉમ્બ

૧૯૧૨ના ડિસેમ્બરમા ક્રાતિકારોએ ફરી પોતાના અસ્તિત્વનો અને સામર્થ્યનો પરિચય કરાવ્યો મોગલોની અમલ અને બ્રિટિશ નવી રાજધાની દિલ્હીમા પ્રથમ બાદશાહી પ્રવેશ કરવા હિંદુસ્તાનના વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજ મોટી ધામધૂમથી હજારો સૈનિકદળના સરઘસ સાથે લાખો પ્રેક્ષકોની વચ્ચે પસાર થતા હતા, તે વખતે તેમના ઉપર બૉમ્બ ફેંકાયો, લૉર્ડ હાર્ડિંજ ઘાયલ થયા, તેમના હજુરીઆઓમાથી અમુક માર્યા ગયા, સરઘસમા ભગાણુ પડયુ ગુનેગાર ભાગી છૂટયો ગુનેગાર અથવા તેની ટોળીને પકડી આપનારને રૂપિયા એક લાખનુ ઇનામ જાહેર કરવામા આવ્યુ હતુ પોલીસોએ શોધ પાછળ અવિશ્રાત પરિશ્રમ લીધો, છતાયે ગુનેગારને શોધવામા સફળતા ન મળી હજુ સુધી તેનો પત્તો ન જ લાગ્યો ક્રાતિકારોની આ અજબ કુનેહ કહેવાય ૧૯૧૩ અને ૧૯૧૪મા ક્રાતિકારોની આ પ્રવૃત્તિ ચાલુ જ રહેવી છે વિગ્રહ દરમ્યાન જે થોડા ઘણા સમાચારો હિંદુસ્તાનથી ચાલ્યા આવે છે તે પૂરવાર કરે છે કે ક્રાતિકારો જાગૃત છે તેમની પ્રવૃત્તિ ચાલુ છે

છેલ્લા સાતઆઠ વર્ષોમા સરકારે દમનનીતિના એકે એક પ્રકારને અજમાવેલ છે, પ્રજાને સમજાવવાના પણ અનેક પ્રયાસો કરી જોયેલ છે, પરતુ પ્રજાકીય પક્ષના ઉદ્દામ વર્ગને કચરી નાખવામા હજુ સુધી તે નિષ્ફળ નીવડેલ છે આ વર્ગ શસ્ત્રબળને માને છે, પશુબળ ઉપર રચાયેલ વિદેશી જાલીમ સરકાર સામે ઝૂઝવા શસ્ત્રબળના ઉપાયોનો આશ્રય તેઓએ લીધેલ છે

દેશની અત્યારે આ પરિસ્થિતિ છે. આ પ્રવૃત્તિને કચરવાની, તેને દાબી દેવાની જેટલી તીવ્ર દમનનીતિ સરકાર અખત્યાર કરે છે, અથવા કહેવાતા ગુનેગારોને જેટલી સખ્તાઈથી દડે છે તેટલુ સામર્થ્ય તે પ્રવૃત્તિ પાછળ વધતુ જાય છે, સરકાર ઉપર તેનુ વેર વાળવા

ક્રાંતિકારોની ભાવના તેટલી જ ,વિશેષ સતેજ થતી જાય છે. અને તેટલા જ જુસ્સાથી ધર્મ, રાષ્ટ્ર અને ધ્યેયની પાછળ મરી ફીટવાની તમન્નાવાળા નવયુવાનો આ ક્રાંતિકારોના સંઘમાં જોડાતા જાય છે.

એક વખત જે અમુક વર્ગની જ લેખાતી પ્રવૃત્તિ તે આજે સમસ્ત જનતાની પ્રવૃત્તિ થઇ પડેલ છે. એ પ્રવૃત્તિનો પ્રભાવ સૈનિક વર્ગ ઉપર ફેલાતો જાય છે. ૧૯૦૭ માં લજપતરાય ઉપર લશ્કરના હિંદી સૈનિકોને ફિટાડવાનું જે તહોમત મૂકવામાં આવ્યું હતું, તે હાડો હાડ જૂઠું હતું. પંજાબની સરકાર ધારાસભામાં જમીનને લગતો એક કાનૂન પસાર કરાવવા ઇચ્છતી હતી. તેને અંગે કદાચ લશ્કરી ટુકડીઓમાં અસંતોષ ફેલાયો હતો; કારણ કે જે વર્ગમાંથી લશ્કરની ભરતી થઈ હતી તે જ વર્ગ ઉપર આ કાનૂનની સખ્ત અને ઊંડી અસર થતી હતી. પરંતુ ધારાસભામાં એ કાનૂન પસાર ન થયો, તેને ફેંકી દેવામાં આવ્યો. ત્યાર પછી આ અસતોષનું કારણ નહોતું રહ્યું.

## પ્રકરણ ૫ મું

# પ્રજાકીય પક્ષના પ્રકારો

હિંદુસ્તાનની અંદર પ્રજાકીય પક્ષના કેટલા પ્રકાર છે તેનું હવે આપણે આજે નિરીક્ષણ કરીશું આ પ્રકરણમા જે વસ્તુનું નિરૂપણ કરવામા આવ્યુ છે તે ઉપરથી વાચકોને માની લેવાનું નથી કે પ્રજાકીય પક્ષ સગઠિત નથી, કે તેમા ઐકયનો અભાવ છે ધ્યેય એક જ છે, સાધના ભિન્ન ભિન્ન છે બધા વર્ગોનો અંતિમ ઉદ્દેશ તો એક જ છે આર્યાવર્ત અર્થે સપૂર્ણ આઝાદીની લડત કરનારાઓને એટલુ વચન મળે કે હિંદુસ્તાનને નજદીકના ભવિષ્યમા સામ્રાજ્યની અંદર સ્વરાજ્ય આપવામા આવશે તો તેથી તેઓ પણ અવશ્ય પ્રસન્ન થાય જ સાધના પરત્વે તો બધા દેશની અંદર આઝાદીની લડતની વ્યૂહરચના માટે હમેશા મતભેદ હોય છે જ, સર્વત્ર કાર્યપ્રણાલિની પ્રથાઓ માટે મતભેદ અને ફાટફૂટ હમેશા પ્રવર્તતાં હોય છે એક વર્ગ શારીરિક બળની હિમાયત કરે છે, બીજો શાન્તિપૂર્વક કામ કરવાના સાધનોમા માને છે

તે પ્રમાણે ભારતના પ્રજાકીય પક્ષમા બે વિભાગ છે એક શસ્ત્રધારી વિપ્લવમા માનનારો અને બીજો વિનીત પક્ષ જુદા જુદા વર્ગની કાર્યપ્રણાલિની, તેમના વિચારોની રૂપરેખા દર્શાવતુ નીચેનું વૃત્તાત વાચકને અતિ રમમય નીવડશે સિદ્ધાતો, અને સાધનો માટે સપૂર્ણ

ઐક્યની આશા તો યંત્રમાં બનેલ કાષ્ઠના પૂતળાઓ પાસેથી જ રાખી શકાય

## ઉદ્દામ યાને ક્રાંતિવાદી વર્ગ

(૧) પ્રથમ ઉદ્દામ વર્ગને લઈએ

હિંદુસ્તાનની અંદર એવો એક વર્ગ છે કે જે બ્રિટિશ સરકારને બિલકુલ પિછાણતો નથી તેઓ માને છે કે હિંદુસ્તાનમા બ્રિટિશ રાજ્ય પશુબળ અને પ્રપંચી નીતિ ઉપર જ સ્થપાયેલ છે, જેથી તેમને બ્રિટિશ સલ્તનત સામે શસ્ત્રબળ અને પ્રપંચ નીતિનો ઉપયોગ કરતા સ્હેજ પણ સંકોચ થતો નથી બ્રિટિશ સરકારમા નોકરી કરી યા અન્ય રીતે તેમની સાથે સહકાર કરી જે હિંદીઓ હિંદુસ્તાનમા બ્રિટિશ સલ્તનતના પાયા વધારે મજબૂત કરવામા સહાયતા કરી રહ્યા છે તેઓ આ વર્ગની દષ્ટિમા બ્રિટિશો જેટલા જ ગુનેગાર છે તેઓ માને છે કે આવા હિંદીઓ બ્રિટિશોના આ ગુનાને ઉત્તેજી દેશદ્રોહી બની રહ્યા છે બ્રિટિશ કાનૂનોની અને અદાલતોની તેઓ અવગણના કરે છે ન તો તેઓને તે પ્રત્યે માન છે કે ન તો તેઓ એમાથી એકનો આશ્રય સ્વીકારે છે તેઓ માને છે કે રાષ્ટ્રીયત્વની દષ્ટિએ પોતાના કાર્યક્રમની આડે આવનાર દરેકને શસ્ત્રબળથી કે છળપ્રપંચથી ખસેડી પોતાનો પથ નિષ્કંટક બનાવવાનો સંપૂર્ણ હક છે અંતકરણથી તો તેઓ ભારતના બ્રિટિશ સલ્તનતને ટકાવી રાખનાર દરેકે દરેક હિંદીની વિરુદ્ધ છે પરંતુ તે બધા ઉપર જીવલેણ આક્રમણ કરવા તેઓ ઇચ્છતા નથી, છતા સંજોગોવશાત જરૂર પડયે તેમના ઉપર તેવા હુમલાઓ કરતા પણ તેઓ પાછા હઠે તેમ નથી

તેઓએ બ્રિટિશ સરકાર સામે યુદ્ધની ઘોષણા કરેલ છે સરકાર સામે યુદ્ધનો શંખ ફૂંકેલ છે

આ ક્રાંતિકારોના અગ્રેસરોએ પોતાના દુશ્મનોના–સરકારના પક્ષના દરેકને શિક્ષા કરવાનો હક અખત્યાર કરી લીધો છે દેશદ્રોહનું

કાર્ય કરનારાઓ તરફ તેઓ કઠોર વર્તન ચલાવી રહ્યા છે. તેઓ માને છે કે હિંદુસ્તાનમાં પ્રજા ઉપર કર નાંખવાનો અને ઉઘરાવવાનો તેમને પૂરો અધિકાર છે.

રાજ્ય સ્થાપન કરનારાઓને રાજ્ય વ્યવસ્થાની સલામતી પહેલી જોવાની છે. અને એ ખાતર જરૂર પડયે રાજકારોબારમાં ભાગ લેનાર દરેક વ્યક્તિની ખાનગી મિલકત વાપરવાનો રાજ્યને હક છે. આ સિદ્ધાંતને અનુસરી શારીરિક બળથી પણ આવશ્યક નાણું વસુલ કરવાને તેઓ તૈયાર થયા છે. બ્રિટિશ સરકાર તેમની દુશ્મન છે, એ દુશ્મનના સામે યુદ્ધ જાહેર કરેલ છે; જેથી એ દુશ્મનના ખજાનાઓ લૂંટવાનો અને તેમની મિલકતને જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે બની શકે ત્યારે હરેક પ્રકારનું નુકસાન કરવાનો સંપૂર્ણ અધિકાર છે. તે રાજ્યની સલામતી ખાતર જો ભારતવાસીઓ સ્વેચ્છાપૂર્વક તેમને આવશ્યક નાણું ન આપે તો શસ્ત્રબળથી પણ હિંદીઓની મિલકત લૂંટી લેવાનો હક આ જ સિદ્ધાંતની રૂએ તેમને પ્રાપ્ત થાય છે. તેથી જ તેઓ 'ડાકુઓ' કહેવાય છે.

## નિહિલિસ્ટો

આવી 'લૂંટફાટ'ની પ્રથામાં ગોંઠાયેલા દેશભક્તોના બે વર્ગો છે. એવા કેટલાકો છે કે જેઓ નીતિ ધર્મના સિદ્ધાંતોને સમજતા નથી. અલબત તેઓ અનીતિવાન નથી જ. અંગત સ્વાર્થ ખાતર નીતિના પ્રચલિત કાનૂનનો ભંગ કરતું એક પણ કાર્ય તેઓ નહિ જ કરે; પોતાના સ્વાર્થ ખાતર તેઓ કોઈ પણ માનવીને લૂંટશે નહિ, મારશે નહિ કે કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ ફેલાવશે નહિ પરંતુ રાષ્ટ્રહિત ખાતર, સ્વધ્યેયની સાધના અર્થે તેઓ ગમે તેવા ઉપદ્રવો ફેલાવશે; જો કે તેમની સંખ્યા બહુ જુજ છે.

આ ઉપરાંત અન્ય કેટલાક, ધર્મમાં અધિક શ્રદ્ધા ધરાવનારા છે, કેટલાક બંગાલમાં પ્રચલિત 'કાલી' ધર્મના અનુયાયીઓ છે, કેટલાક વેદાંતીઓ છે, કેટલાક એક ઈશ્વરને માનનારા પણ છે.

## ધર્મશીલ ઉદ્દામ વર્ગ

આ વર્ગની દરેક રીતે એ જ માન્યતા છે કે બ્રિટિશો અમારી માતૃભૂમિના, અમારા ધર્મના શત્રુ છે. તેઓ અન્ય ધર્મના કોઈ પણ માનવીનો વાળ પણ વાંકો નહિ કરે, પરંતુ પોતાના ધર્મમાં વિક્ષેપ નાખનારને કે ધર્મની આડે આવનારને મૃત્યુની ભેટ આપતાં તેઓને સ્હેજ પણ સંકોચ નહીં થાય. તેઓ પોતાની માતૃભૂમિને એક સર્વોપરી દેવી તરીકે આરાધે છે. આ વસ્તુને વધારે સ્પષ્ટનાર્થ સમજવા મિ. પાલના શબ્દો જ અત્રે રજૂ કરીશું.

### દેવીભકતો

તેઓ જણાવે છે "હિંદીઓની માતૃપૂજાના સ્વરૂપમાં, તેના આદર્શમાં મોટું પરિવર્તન થઈ રહેલ છે. એ પરિવર્તનના મૂળ ઉત્પાદક બંકિમચંદ્ર. તેમણે હિંદુઓની દેવીઓને રાષ્ટ્રીય જીવનવિકાસની ભિન્ન ભિન્ન ભૂમિકા ઉપર નિયુક્ત કરેલ છે. જગતધાત્રીનું તે જ વાહન છે, એક મોટા હાથીનું શરીર તેના પગ નીચે પડેલ છે.–આર્યાવર્તના અનાદિ સમયમાં જે સમયે માનવીઓ જંગલ સાફ કરવાની અવસ્થામાં હતા તે સમયનું માતૃભૂમિનું એ મૂર્ત સ્વરૂપ. લોકો તે સ્વરૂપને આરાધતા હતા. કાળી–ભયંકર દેવી, રૂપે નગ્ન અને કાળી; માનવીઓના મસ્તકોની માળા ધારણ કરેલ છે. શિવના રૂપધારી. દેહ ઉપર તે નૃત્ય કરી રહેલ છે.

બંકિમચંદ્ર કહે છે, તેનું સ્વરૂપ કાળું છે, કારણ કે પોતાના દેહ કે આત્મનું તેને જ્ઞાન નથી, દુષ્કાળ–પીડિત તેના જ પુત્રોનાં મસ્તકોની માળા તેણે પરિધાન કરેલ છે, આ મસ્તકોમાંથી ઝરતા શોણિત ઉપર શિયાળિયાં યાને વિદેશી ધાડપાડુઓ તાગડધિન્ના કરે છે, એ રાષ્ટ્રીય તથા સામાજિક જીવનની અધોગતિ અને નાશ સૂચવે છે. શિવના રૂપધારી દેહ ઉપર નૃત્ય કરે છે તે એ નિર્દેષ કરે છે કે પોતાના દેવને તે કચરી રહેલ છે. દુર્ગા દશ શીર્ષવાળી, ભુજાઓમાં

તલવાર અને ભાલાઓ ધારણ કરી, હિંમત, ઉત્સાહ અને શક્તિના સંદેશ પાઠવે છે; સિંહ ઉપર સવારી કરી અસુરો સામે લડી રહેલ છે. તેની આસપાસ સરસ્વતી, લક્ષ્મી, અને ગણપતિ વિરાજે છે.

જગતધાત્રી એ માતૃભૂમિનું આદ્ય સ્વરૂપ, કાલી એ વર્તમાન સ્વરૂપ, અને દુર્ગા એ ભાવિ સ્વરૂપ. દેવદેવીઓની પ્રાચીન મૂર્તિઓની આ વ્યાખ્યાએ દેશના પ્રચલિત ધર્મમાં એક પ્રકારના નૂતન રાષ્ટ્રીય ભાવને ઉત્પન્ન કરેલ છે. હજારો માનવીઓ જ્યારે પોતાની માનીતી એક દેવીની આરાધના કરે છે ત્યારે વંદેમાતરમના જયઘોષથી તેઓનાં હૃદયમાં અણચિંતવી રાષ્ટ્રીય ભાવના પ્રદીપ્ત થાય છે. ભારતીય હિંદુઓની, મુખ્યત્વે બંગાળીઓની આરાધના માટેની આ લોકપ્રિય મૂર્તિઓ, અને એ દેવીઓને અપાયેલાં નૂતન સ્વરૂપો વર્તમાન રાષ્ટ્રીય પ્રવૃત્તિને વિશેષ પ્રગતિમાન બનાવવામાં ખાસ કારણભૂત બનેલ છે. એથી દેશના આમવર્ગમાં, સ્ત્રીઓમાં, અને પુરુષોમાં, બાળકોમાં અને વૃદ્ધોમાં, નૂતન રાષ્ટ્રીયત્વની અનેરી ભાવનાઓ ખીલી ઊઠે છે."

### વેદાંતી

"આમ છતા, રાષ્ટ્રના પ્રાચીન ધાર્મિક વિચારો અને સિદ્ધાંતોના થયેલ આ પરિવર્તન પાછળ જીવનનું નૂતન તત્ત્વજ્ઞાન ઊભું છે. વાસ્તવિક રીતે કહીએ તો એ તત્ત્વજ્ઞાન આધુનિક સમયનું નથી, પરતુ પ્રજાના અનાદિ કાળના ભવ્ય સિદ્ધાંતોની નવી વ્યાખ્યા છે. આર્યાવર્તમાં વર્તમાન રાષ્ટ્રીય વાદ પાછળ હિંદુઓનો પ્રાચીન વેદાંતવાદ ખડો છે. ભારતીય પ્રાચીન તત્ત્વજ્ઞાનની અનેક શાખાઓ છે; પરંતુ એ સર્વની અંદર એક જ સામાન્ય સિદ્ધાંત હસ્તિ ધરાવે છે, અને તે સિદ્ધાંત આત્મા અને પરમાત્માની એકતા પરત્વેનો. આ તત્ત્વજ્ઞાનની રૂએ ભિન્નભિન્ન સ્વરૂપે આવિર્ભાવ પામતો આત્મા એક જ છે, પ્રાણીમાત્રમાં વિલસતો આત્મા એક જ છે. આ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિમાં પ્રકૃતિ એ જડ વસ્તુ નથી, પરંતુ પ્રભુની એક સર્વોપરિ શક્તિ છે, માનવ એ પ્રભુનો મૂર્તિમંત આત્મા છે. જીવનની સર્વોચ્ચ

ભૂમિકાએ પહોંચવું, આત્માનો વિરાટ વિકાસ સાધવો એટલે પ્રભુમય થવું. હેગેલિયન માન્યતાનુસાર આત્માને તેનું મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરવા પોતાના પ્રત્યે પાછા ગમન કરી પોતાનામાં જ ઓતપ્રોત થવાનો એ ક્રમ છે, બ્રહ્મ એ આ વિકાસક્રમનો આદ્ય, મધ્ય, અને અંત છે. તે આ અખિલ વિશ્વના પ્રત્યેક વિકાસક્રમમાં પોતાનો આવિર્ભાવ પમાડે છે. માનવમાં ઈશ્વરી સિદ્ધાંત યાને બ્રહ્મનાદ આત્મતત્ત્વજ્ઞાનની પ્રેરણાત્મક શક્તિમાં પ્રાયઃ પ્રવેશ કરે છે. માનવ વિકાસનો અંત એટલે પ્રભુ સાથે આત્માના ઐક્યની સાધના પૂર્ણ કરવી; આત્માને પ્રભુનો સાક્ષાત્કાર થવો.

આર્યાવર્તના મધ્યકાળમા લોકો નાગરિક અને સામાજિક જીવનનો ત્યાગ કરી, સંસાર તજી, અરણ્યોમા, એકાન્ત નિરવ સ્થળોમાં ધ્યાન અને સમાધિ દ્વારા, યોગબળે આત્મજ્ઞાન પ્રાપ્ત કરી પ્રભુ સાથે આત્માની સંપૂર્ણ એકતા સાધતા હતા. સંસાર ત્યાગી નિર્જન નીરવ સ્થાનોમાં ઋષિમુનિઓની પેઠે સાધના કરવાની સામે વારંવાર વિરોધ દાખવવામાં આવતો હતો, પરતુ આ બધી સાધનાઓ પરત્વે આટલા મતભેદ છતાં અખિલ વિશ્વની અંદર એક જ તત્ત્વ છે એ માન્ય રાખતો સિદ્ધાંત આની અંદર પ્રધાન છે.

નૂતન હિંદુ વાદના પ્રાણ સમો નૂતન વેદાંત વાદ કહે છે કે પ્રાચીન આધ્યાત્મિક આદર્શોનો આવિર્ભાવ પામવા મધ્યકાળનાં વૈરાગ્ય, ધ્યાન, સમાધિ વગેરે સાધનો વડે જીવનને ઘડવું તેના કરતાં સંસારમાં રહી જીવનનાં બધાં તત્ત્વોને ઉચ્ચ આદર્શમય, સંપૂર્ણ આત્મવાદી બનાવી પ્રાચીન આધ્યાત્મિકે જીવનનો સાક્ષાત્કાર કરવો શ્રેયસ્કર છે. નૂતન વેદાંતવાદનો મુખ્ય સિદ્ધાંત સામાજિક, આર્થિક અને રાજદ્વારી પુનઃરચના માગે છે, કે જેને પરિણામે પ્રત્યેક માનવી પોતાની આધ્યાત્મિક ઉન્નતિ સરલતાથી સાધી શકે. ભારતવર્ષની વર્તમાન રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં રહેલ આધ્યાત્મિક ભાવના આ વેદાંતી તત્ત્વજ્ઞાનની છે.

નૂતન વેદાંતવાદના મુખ્ય પ્રણેતા સ્વામી વિવેકાનંદ. એ વેદાંતવાદના આશ્રય તળે પ્રાચીન સામાજિક વિચારબંધનોમાંથી માનવ સમાજ ધીરે ધીરે મુક્ત થતો જાય છે. એક સમય જ્ઞાતિબંધન આદિના સામાજિક કઠોર કાનૂનોમાંથી એકાદ કાનૂનનું સ્હેજ પણ ઉલ્લંઘન કરનારને ખૂબ સહન કરવું પડતું હતું તે બંધન આજે ઢીલું પડતું જાય છે, તેમાં નૂતન સ્વાતંત્ર્યભાવના પસરતી જાય છે. રાષ્ટ્રીય પ્રવૃત્તિની અને રાષ્ટ્રીય જીવનની પ્રબળ જરૂરિયાતોને અંગે ફક્ત ધાર્મિક કાર્યો સિવાય અન્ય સર્વ કાર્યોમાં જ્ઞાતિનાં બંધનો ધીરે ધીરે શિથિલ થઈ રહેલ છે. આજે ધર્મચુસ્ત બ્રાહ્મણો અબ્રાહ્મણ શિક્ષકને ખુલ્લી રીતે માન આપે છે.

પ્રાચીન ધાર્મિક અને સામાજિક વિચારો સામે કેટલાકોએ વિપ્લવ જગાડેલ છે; અને તેઓ પોતાના આ કાર્યના સમર્થનમાં આધ્યાત્મિક અને જૂનાં પ્રમાણોની શોધ કરી રહેલ છે. આવાં પ્રમાણો મેળવતાં જ્યારે તેઓ નિષ્ફળ થાય છે, ત્યારે તેઓના અંગત સ્વતંત્ર વિચારો અને કાર્યો ફક્ત એક જ સિદ્ધાંત ઉપર ક્ષમ્ય છે; અને તે સિદ્ધાંત એકે પ્રજાના તારણહાર થવા ઈચ્છનારાઓને સદૈવ મહાત્માની જેમ સર્વ બંધનોથી દૂર રહેવું પડે છે.

આ બધી બાબતો એ જ પ્રતિપાદન કરે છે કે નૂતન રાષ્ટ્રીય પ્રવૃત્તિનો અદ્દભુત પ્રભાવ પ્રજાના માનસ ઉપર પડતો જાય છે.

દેવીભક્તો અને વેદાંતીઓ આ બન્ને વર્ગોમાં બંગાળના પ્રજાકીય પક્ષનો ઘણોખરો ભાગ આવી જાય છે ન તો તેઓ નિહિલિસ્ટ હતા કે ન તો તેઓ અરાજકતાના હિમાયતીઓ હતા તેઓ દેશભક્ત હતા અને પોતાના સ્વદેશાભિમાનને ધાર્મિક સ્વરૂપ આપ્યું હતું. તેમનો ધર્મ તેમના સ્વદેશ પ્રેમને સર્વાંશે યોગ્ય હતો; અને એ ધાર્મિક ભાવનાથી પ્રેરાઈ સ્વદેશસેવામાં તેઓ વિશેષ ઉત્તેજિત બનતા હતા. તેમનું આખુંયે જીવન એ અનેરી ભાવનાથી ઘડાયું હતું. તેમના હૃદયમાં પ્રત્યેક ક્ષણે દેશધર્મનો એકસૂરો તાર રણઝણી ઊઠતો હતો;

અને આ ધર્મ અર્થે ગમે તે કષ્ટ સહન કરવા તૈયાર હતા; ધર્મની સાધના પાછળ ગમે તે જોખમ વહોરી લેવા તેઓ તૈયાર હતા, આમાંથી કેટલાક તો પાશ્ચાત્ય અર્થમાં કહી શકાય તેવા આસ્તિક હતા.

બંગાલમાં સરકારને પ્હેલા બાતમી આપનાર ગોસાંઈનું જે યુવાને ખૂન કર્યું.* તે પોતે બ્રહ્મસમાજી હતો. માનિકતોલા બોમ્બ મુકર્દમામાં સંડોવાયેલા બધા આ જ વર્ગના હતા. તેમાં કેટલાક મુસ્લિમ અને ખ્રિસ્તી પણ હતા, હિંદુસ્તાનના સર્વ વિભાગોમાં પંજાબ, યુક્તપ્રાંત, મહારાષ્ટ્ર, ગુજરાત, બિહાર, રજપૂતાના, મદ્રાસ, સર્વ સ્થળોએ આ વર્ગના અનુયાયીઓ હતા.

## સંગઠિત વિપ્લવના સંચાલકો.

આ પછી પહેલા વર્ગની માન્યતાઓ સાથે સહમત નહિ થનારાઓનો વર્ગ આવે છે. આ લોકો વ્યક્તિગત ખૂન કે લૂંટની પ્રથા સ્વીકારતા નથી. અલબત્ત, દેશદ્રોહીઓ માટે તેમને દયા નથી, પરંતુ તેઓ સરકારના એકાદ હિંદી કે બ્રિટિશ અફસરનું ખૂન કરશે નહિ યા તો તેઓ કોઈની ખાનગી મિલકત લૂંટશે નહિ. લશ્કરને બેવફા બનાવવામાં, સરકાર સામે યુદ્ધ ખેલવાનાં સાધનો તૈયાર કરવામાં, સંગઠિત વિપ્લવ અર્થે આવશ્યક હરેક પ્રકારની તૈયારીઓ કરવામા

* ૧૯૦૮મા મુઝફ્ફરપુર (બિહાર)ની અંદર બોમ્બનો પહેલો ધડાકો થયો. ત્યાનો ન્યાયાધીશ રાષ્ટ્રીય યુવાનોને ચાબૂકના મારની નસિયત કરતો હતો. તે ન્યાયાધીશના ખૂન કરવાના ઉદ્દેશથી જ આ બોમ્બ ફંક્યો, પરંતુ દુર્ભાગ્યવશાત્ ભૂલથી એક નિર્દોષ માણસ માર્યો ગયો. પછી તો તપાસ ચાલી અને પરિણામે એક મોટા કાવત્રાની શોધ થઈ. આ કાવત્રાનો મુકર્દમો 'માનિકતોલા-બોમ્બ કેઈસ'ના નામે ઓળખાયો, કારણ કે કાવત્રાનું મૂળ મથક કલકત્તા માનિકતોલા ઉદ્યાનમા હતુ. આ કાવત્રામાં સામેલ થયેલ નરેન્દ્રનાથ ગોસાઈ ફૂટયો અને સરકારનો બાતમીદાર નીવડયો. આ ગોસાઈ અને ગુનેગારો અલીપુર જેલમા હતા, ત્યારે આ કાવત્રાના એક અગ્રેસરે જેલમા મિત્રોની સહાયથી ચોરીછૂપીથી આણેલ બંદૂકથી એ ગોસાઈને ઠાર કર્યો.

તેઓ રોકાયેલા છે. પરતુ તે સિવાય વ્યક્તિઓનાં ખૂન કરવાની કે તેમને લૂંટવાની તરફેણમાં નથી.

## લાલા હરદયાળ

હું માનું છું લાલા હરદયાળ આ વર્ગના છે. તેમનો જીવનઇતિહાસ ભારે રસિક છે. તેઓ દિલ્હીના કાયસ્થ કુટુંબના. દિલ્હીમાં મિશનરીઓના આશ્રય તળે ચાલતી શાળા અને કોલેજમાં તેમણે અભ્યાસ કર્યો. સ્નાતક થયા ત્યારે યંગમેન્સ ક્રિશ્ચિયન એસોસિયેશનના સભ્ય હતા. પછી તેઓ લાહોર આવ્યા અને ત્યાં સરકારી કોલેજમાં જોડાયા, શિષ્યવૃત્તિ મેળવી અને ૧૯૦૩ માં એમ. એ. નુ માન પહેલે નંબરે સંપાદન કર્યું. તેમનો મુખ્ય વિષય 'અંગ્રેજી અને સાહિત્ય' હતો. અને આ વિષયની અંદર તેઓ એટલા નિષ્ણાત હતા કે કેટલાક પ્રશ્નપત્રોમાં તેમણે પૂરેપૂરા ગુણ મેળવ્યા. બીજું વર્ષ પણ તેઓએ અત્રે પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો અને ઇતિહાસની અંદર એમ. એ. ની પદ્વી મેળવી.

આ બધોએ સમય તેઓ વિશ્વધર્મને માનનાર હતા, હિંદુ અથવા એક રાષ્ટ્રીયવાદી કરતાં ઘણો વિશેષ હતા. પછી સરકાર પાસેથી શિષ્યવૃત્તિ સપાદન કરી ઇગ્લંડ ગયા અને ત્યાં ઓક્સફર્ડની સેઇન્ટ જોન્સ કોલેજમાં દાખલ થયા. અત્રે પણ તેઓએ અભ્યાસની અંદર ભારે પ્રવીણુતા મેળવી. વિદ્યાર્થી તેમજ શિક્ષકઆલમ ઉપર અદ્દ્ભુત પ્રભાવ પાડ્યો. પરતુ વિશિષ્ટતા તો એ જ હતી કે અત્રે તેમના વિચારોમાં મોટું પરિવર્તન થયું. એક સમય વિશ્વધર્મને માનનાર આજે પ્રખર રાષ્ટ્રીયવાદી બન્યા, તેમના વિચારો ઉદ્દામ બન્યા.

તેમને તરત પ્રતીતિ થઈ કે અગ્રેજો હિંદુની આર્ય સંસ્કૃતિ ઉપર પ્રહાર કરી રહ્યા છે. વર્તમાન કેળવણીની પ્રણાલિ અને પદ્ધતિ હિંદુત્વનો નાશ કરવાને, આર્યાવર્તને રાજદ્વારી પરાધીનતામાં જકડી રાખવાને સર્જાયેલી છે. આ કેળવણી દ્વારા આર્યાવર્તનું સામાજિક અને રાષ્ટ્રીય જીવન નષ્ટપ્રાય થઈ રહેલ છે. પાર્લમેન્ટની બ્લુબૂકમાંથા તેમજ

અન્ય વિશ્વસનીય સ્થળોએથી સંપૂર્ણ માહિતી મેળવી હિંદુસ્તાન ઉપર બ્રિટિશ શાસન સ્થાપવાના ઇતિહાસનો, હિંદુસ્તાનની બ્રિટિશ રાજદ્વારી સંસ્થાઓનો, તેમજ બ્રિટિશ રાજ્યકારોબારનો વિશેષ સૂક્ષ્મતાથી અભ્યાસ કર્યો, અને અંતે એ વિચાર ઉપર આવ્યા કે ભારતવાસીઓનું રાષ્ટ્રીયત્વ નષ્ટ થાય, તેમના હૃદયમાંથી આર્ય સંસ્કૃતિનું અને આર્ય સંસ્થાઓનું મહત્ત્વ નષ્ટ થાય, તેઓ બ્રિટિશ સંબંધની કિંમત આંકતા થઈ જાય, તે અર્થે બ્રિટિશો હિંદીઓ ઉપર પાશ્ચિમાત્ય અનાત્મવાદી સંસ્કૃતિ લાદી રહ્યા છે. હિંદીઓને સંપૂર્ણ અંગ્રેજમય બનાવી રહ્યા છે.

લાલા હરદયાળને લાગ્યુ કે બ્રિટિશ કૉલેજમાં અભ્યાસ કરવો કે તેમની ડિગ્રીઓ મેળવવી તે રાષ્ટ્રીય દૃષ્ટિએ પાપ છે. હિંદુસ્તાનના વિદેશી શાસકો પાસેથી યત્કિંચિત્ પણ લાભ નહિ લેવાનો તેમણે નિર્ધાર કર્યો. પોતાના વિચારોને અવિલંબે કર્તવ્યમાં મૂકવાની તેમની ખાસ મનોવૃત્તિ હતી. જેથી તેમણે સરકારની શિષ્યવૃત્તિનો ત્યાગ કર્યો; અભ્યાસ છોડી દીધો અને ૧૯૦૭માં હિંદુસ્તાન પાછા ફર્યા.

હિંદુસ્તાન પહોંચતા પહેલા જ તેમણે અંગ્રેજના પહેરવેશનો, પાશ્ચાત્ય જીવનની બધી ખાસિયતોનો સર્વથા ત્યાગ કરી સ્વદેશી પગરખાં, સ્વદેશી ટોપી, સ્વદેશી પહેરણ, સ્વદેશી પાયજામો પહેરી લીધાં. મુસ્લિમ તથા ખ્રિસ્તીઓનો સંસર્ગ છોડી દીધો તેમની સાથે મળવાનું પણ બંધ કર્યું. થોડાક સમય તો તેઓ વર્તનમાં કડક હિંદુ રહ્યા.

એકવાર લાલા હરદયાળના જૂના શિક્ષક દિલ્હીની સેઈન્ટ સ્ટીફન્સ કૉલેજના પ્રિન્સિપાલ રુદ્ર તેમને મળવા લાહોર ગયા પ્રિન્સિપાલ ખ્રિસ્તી હતા. જેથી ન તો લાલાએ તેમની સાથે હસ્તધૂનન કર્યું કે ન તો તેમનો આદરસત્કાર કરી બેસવાને ચટાઈ આપી. (તેઓ ખુરસીઓ તો રાખતા ન હતા.)

આ વખતે તો બ્રિટિશ સરકારનો અને બ્રિટિશ સંસ્થાઓનો સર્વથા ત્યાગ કરી દેવો એ જ તેમનો મુખ્ય ધર્મ થઈ પડ્યો હતો.

દેશભરમાં તેમના વિચારોનો પ્રચાર કરી શકે, દેશને ખૂણે ખૂણે આમ જનતામાં પોતાનો સંદેશ પાઠવી શકે તેવા હિંદુ સાધુઓનો એક મઠ સ્થાપવાની તેની મનોભાવના હતી. આ આદર્શ અને ધ્યેયને અનુસરી શકે તેવા ૭ યુવકો તેમને મળી આવ્યા. તેઓએ લાલાની પ્રેરણા તળે અભ્યાસ છોડયો, ગૃહ છોડયું અને દેશ અર્થે તેમના ચરણમાં જીવનસર્વસ્વ ધર્યું.

લાલા હરદયાળ પોતે બહુ જ શુદ્ધ પવિત્ર જીવન ગાળતા હતા અને સર્વ કોઈ એવું જ પવિત્ર જીવન વ્યતીત કરે એ તેમની ઇચ્છા હતી. હિંસા કે પશુબળના તેઓ પ્રબળ વિરોધી હતા. તેમણે વર્તમાનપત્રો દ્વારા કડક લખાણો લખી જોરદાર પ્રચારકાર્યનો પ્રારંભ કરી દીધો. તેમના લેખોએ અને કાર્યોએ સમસ્ત રાષ્ટ્રનું ધ્યાન ખેંચ્યું, અને સર્વ કોઈને દહેશત લાગી કે જરૂર સરકાર તેમને ગિરફતાર કરી દૂર કરશે. જેથી તેઓ ૧૯૦૮ના મધ્યમાં માતૃભૂમિ છોડી વિદેશ ચાલ્યા ગયા.

ઇંગ્લંડમાં ભારતીય વિદ્યાર્થીઓની અંદર પોતાના વિચારો, મંતવ્યો અને આદર્શોનો પ્રચાર કરવાના આશયથી તેઓ પ્રથમ તો ઈંગ્લાંડ ગયા, ટૂંક સમય ત્યાં રહ્યા પરંતુ તુરત જ તેમને લાગ્યું કે પોતાના રાષ્ટ્રીય વિચારોના પ્રચારને યોગ્ય તે ક્ષેત્ર ન હતું. આ ઉપરાંત તેમને એ પણ ભીતિ હતી કે બ્રિટિશ સરકારનો વજ્રપંજો તેમના ઉપર પડે. જેથી ટૂંક ખર્ચથી રહી શકાય અને પોતાનું પ્રચારકાર્ય બ્રિટિશ સરકારની રહેજ પણ ભીતિ વગર આગળ ધપાવી શકાય તેવું સ્થળ શોધવા તેમણે બે વર્ષ આખાયે યુરોપમાં પરિભ્રમણ કર્યું. એક વર્ષ તેમણે ફ્રાન્સમા પસાર કર્યું. યુરોપનું સર્વોત્કૃષ્ટ રાજદ્વારી જ્ઞાન તેઓએ અત્રે સંપાદન કર્યું. અહીં રહી ઇજિપ્તના રાષ્ટ્રીય પક્ષના તેમજ રશિયાના ક્રાંતિકારોમાંના અનેકને પોતાના મિત્રો બનાવ્યા. ફ્રેન્ચ ભાષામાં તેઓ ભારે પ્રવીણ હતા. ફ્રાન્સનાં અખબારોમાં તેઓ અવારનવાર લેખો મોકલતા હતા. જર્મન

ભાષાનું પણ તેમને સારું જ્ઞાન હતું. અંતે તેઓ અમેરિકા આવ્યા અને ત્યાં જ વસવાટ સ્વીકાર્યો.

અમેરિકામાં રહી હિંદનાં વર્તમાનપત્રોમાં જે લેખો તેઓ મોકલતા હતા તે ઉપરથી દેખાઈ આવતું હતું કે અત્યાર સુધી તેમના રાષ્ટ્રીય વિચારોમાં બિલકુલ ફેરફાર નહોતો થયો પરતુ એક વર્ષ પછી તેમના વિચારોમાં અદ્‌ભુત પરિવર્તન થયું. તેમના રાજદ્વારી વિચારો તો તેના તે જ રહ્યા પરંતુ સામાજિક નૈતિક તથા હિંદુ ધર્મ અને હિંદુ સાહિત્યના વિચારોમાં મોટું પરિવર્તન થયું. પ્રત્યેક વસ્તુ તેઓ હિંદુત્વની દૃષ્ટિએ નિહાળવા લાગ્યા. તેઓએ સ્વતંત્રતા પરત્વેના પાશ્ચાત્ય વિચારોનો ભારતીય અખબારો દ્વારા આમ જનતા ઉપર અદ્‌ભુત પ્રભાવ પાડ્યો.

પરતુ આ સર્વમાં વિશિષ્ટતા એ હતી કે બ્રિટિશ સલ્તનત પ્રત્યેનો તેમનો તિરસ્કાર અપરિમિત હતો. હિંદીઓ બધાં કાર્યો છોડી ફક્ત રાજદ્વારી ચળવળમાં જ લાગી જાય એ તેમની ખાસ આકાંક્ષા હતી.

સન ફ્રાંસિસ્કોમાં જ્યારે તેઓને નહિ ઇચ્છવા યોગ્ય વિદેશી તરીકે ગિરફતાર કરવામાં આવ્યા ત્યારે અખબારોના પ્રતિનિધિઓને મુલાકાત આપતાં તેઓએ જણાવ્યું હતું કે "ન તો હું રાજક્રાંતિકારી છું કે ન તો હું રાજદ્વારી વ્યક્તિગત ખૂન કરવાની તરફેણમાં છું."

યુરોપીય મહાયુદ્ધ પછી તેમના વિચારોમાં મોટું પરિવર્તન થયું હતું. આ પ્રમાણે તેમને નહિ માની શકવાના આપણી પાસે કશાં કારણો નથી. તેમના વિચારોમાં હજુયે કેવા ફેરફારો થશે તે કોઈ જાણતું નથી. તેઓ વિચિત્ર પ્રકારના આશાવાદી છે, તેમનું જીવન પવિત્ર અને સાદું છે. બીજાઓ તેમને માટે કયા વિચારો ધરાવે છે તે જાણવાની તેમને દરકાર નથી, તેઓ કોઈની કૃપા કે દયા નથી યાચતા. અન્યને હરકોઈ પ્રકારની સહાય આપવા બહાર નીકળી પડે છે. તેમના દેશના સેંકડો અને હજારો વતનીઓના હૃદયમાં તેમને માટે પ્રેમ અને આદરભાવ છે. તેમના વિચારો કે કાર્યક્રમ સાથે સહમત નહિ થનારાઓ પણ તેમની પ્રશંસા કરતા હતા.

વિગ્રહ દરમ્યાન તેમને જર્મન પ્રત્યે સહાનુભૂતિ હતી; પરંતુ વિગ્રહ પછી તેમના વિચારો બદલાયા, હિંસાવાદી વિપ્લવની બધી પ્રવૃત્તિઓનો ત્યાગ કર્યો, અને રાજદ્વારી રચનાત્મક કાર્યક્રમમાં માનતા થઈ ગયા.

ઉપર નિર્દિષ્ટ કરેલ આ બન્ને વર્ગમાંથી એક વર્ગ સરકાર સાથે કોઈ પણ પ્રકારની સમજુતી કરવાને તૈયાર નથી. તેઓ સંપૂર્ણ સ્વરાજ ચાહે છે. તેઓ જાણે છે કે તેમની સમક્ષ એક મોટું કઠિન કાર્ય છે. પરંતુ તેમને પોતાના આત્મબળ ઉપર અડગ શ્રદ્ધા છે. તેઓ માને છે કે તેમની મુશ્કેલીઓ એટલી દુર્ગમ્ય નથી.

ફક્ત સ્વરાજ મેળવવા સારુ દેશભરમાં કેળવણીના બહોળા પ્રચારની કે સમાજસુધારાની આવશ્યક્તા તેઓ સ્વીકારતા નથી. અથવા તો હિંદુસ્તાનને રાજદ્વારી સ્વતંત્રતા મળે તે પહેલાં કેળવણીનો રાષ્ટ્રવ્યાપી પ્રચાર થઈ જવો જોઈએ એ માન્યતા તેઓ સ્વીકારતા નથી. તેઓ માને છે કે આ બધો એક પ્રકારનો છંદ છે. રાજકીય ક્ષેત્ર ઉપર ભારતવાસીની પ્રવૃત્તિ નિષ્ણાત રહે, પ્રજામાં એ રાજદ્વારી માનવતા ન આવે તે આશયથી અંગ્રેજો ભારતવાસીઓ સમક્ષ આવા વિચારો રજૂ કરી તેમને સામાજિક સુધારાઓના, કેળવણીના પ્રશ્નોમાં રોકી દીધા છે.

સામ્રાજ્યવાદી મુત્સદ્દીઓની એ રાજદ્વારી રમત છે. રાષ્ટ્રનો રાજકારોબાર સંભાળવાની પ્રજામાં શક્તિ નથી. પ્રજા પોતાનું સંગઠન સાધવા અસમર્થ છે, પ્રજામાં પક્ષ અને મતભેદ ઘણા છે. સ્વતત્રતા પ્રાપ્ત કરવાની પ્રજામાં તાકાત નથી, આ સર્વ વિચારો પરાધીન પ્રજામાં વિશેષ જોરથી પ્રસારવા વિદેશી શાસકો હમેશાં દાવપેચ ખેલે છે.

આ વર્ગ માને છે કે હાલ તુરતને માટે સામાજિક કાર્યો બિન-જરૂરી છે. ધાર્મિક કે સામાજિક ક્ષેત્રમાં કામ કરનાર સંસ્થાઓ પ્રત્યે તેઓ હમદર્દી દાખવતા નથી. કારણ કે તેઓની માન્યતા છે કે આ સસ્થાઓ રાષ્ટ્રીય આઝાદીના પરમ આવશ્યક પ્રશ્ન ઉપરથી પ્રજાનું

ધ્યાન ખસેડી બિનજરૂરી સમાજસુધારાના પ્રશ્ન ઉપર રોકી સ્વાતંત્ર્ય પ્રાપ્તિમાં અવરોધ કરે છે.' ફક્ત સ્વતંત્રતાના ધ્યેય ઉપર પ્રજાનું માનસ રોકાય, આ એક જ રાજનૈતિક ક્ષેત્ર ઉપર પ્રજા કામ કરતી થઈ જાય એ તેમની અભિલાષા છે. સ્વરાજ પછી બધા સુધારાઓ થઈ શકે છે.

## માનવ જીવનની પહેલી જરૂરિયાત
## રાજદ્વારી સ્વતંત્રતા

આ વર્ગની માન્યતાનુસાર રાજનૈતિક પરતંત્રતા જીવનનો સંહાર કરે છે. જીવન એટલે માનવીમાં પોતાની ઉન્નતિ અને પ્રગતિ સાધવાની શકિત અને યોગ્યતા હોવાં જોઈએ. એક ગુલામ, એક પરતંત્ર માણસ એ પ્રગતિ સાધવાને સ્વતત્ર નથી. તેના સ્વામીના હિત આગળ તેનું હિત ગૌણ બને છે. સ્વામીની સેવામાં પોતાની સર્વોત્કૃષ્ટ શકિતઓનો તેને ઉપયોગ કરવો પડે છે. તેના મન ઉપર સર્વ અધિકાર તેના સ્વામીનો રહે છે. આવા સંજોગો તળે કોઈ માનવી માનવતાની ઉચ્ચ કક્ષાએ પહોંચી શકતો નથી. આત્મોન્નતિ પાછળ પોતાની શકિતઓ તે વાપરી શકતો નથી, પોતાના બુદ્ધિચાતુર્યનો કે અવનવા પ્રસંગોનો લાભ તે ઉઠાવી શકતો નથી, સ્વેચ્છાનુસાર શારીરિક કે આત્મિક ઉન્નતિ પણ તે સાધી શકતો નથી. તે જે કંઈ કરે છે તે બધુ પોતાના સ્વામીના હિત ખાતર કરે છે. તે બધાં કાર્યોનો યશ અને લાભ તેનો સ્વામી ઉઠાવે છે. (હિંદના સરકારી નોકરોના જીવનમાં આવું તો હંમેશાં બની રહ્યું છે. હિંદી નોકરોનાં બુદ્ધિચાતુર્ય, શક્તિ અને મહેનતથી થયેલાં કાર્યોનો બધો યશ એ ખાતાના ગોરા અધિકારીઓને મળે છે.) એક સાધારણ ગુલામના સબંધમાં આ વાત સાચી હોય તો રાજદ્વારી બંધનોમાં જકડાયેલ ગુલામ પ્રજા સબંધમાં પણ તે હકીકત તેટલે જ અંશે સાચી છે.

આ વર્ગ પોતાના આ કથનના સમર્થનમાં ભારતીય રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ અને કાર્યવાહી રજૂ કરે છે.

મહાસભાવાદીઓ માગણી કરે છે કે દેશને ખૂણે ખૂણે પ્રાથમિક શિક્ષણનો પ્રબંધ થવો જોઈએ. સરકાર કહે છે, નહિ, એને માટે આવશ્યક નાણું નથી, તેને માટે દેશ હજુ તૈયાર નથી, સામાન્ય રીતે અત્યારે તેવો પ્રબંધ જનતાને લાભદાયી નથી. જ્યારે વાસ્તવિક હકીકત તો એ જ છે કે આમ જનતા કેળવાય તો સરકારની પ્રપંચીનીતિ ઉઘાડી પડી જાય, આમ જનતામાં અસંતોષ ફેલાય અને સરકારને માટે વિષમ સંજોગો ઉપસ્થિત થાય. મહાસભા માગણી કરે છે કે શસ્ત્રબંધીનો કાનૂન રદ થવો જોઈએ; સરકાર કહે છે, નહિ, કદાચ આમ જનતા એ શસ્ત્રોનો ઉપયોગ સરકાર સામે કરે, એવી અણચિંતવી પરિસ્થિતિ ઉપસ્થિત થવા ન પામે તે સારુ પ્રથમથી જ પ્રબંધ થવો જોઇએ. મહાસભાની માગણી છે કે સ્વયંસેવક દળમાં હિંદીઓની ભરતી થવી જોઈએ, સરકાર કહે છે, નહિ જ, પ્રજાને લશ્કરી કવાયત આપવી તે ઇચ્છવાયોગ્ય નથી, કદાચ પ્રજા સરકાર સામે ખળભળી ઊઠે, કદાચ હિંદીઓનું સ્વયસેવક દળ બ્રિટિશ સલ્તનત સામે મોટું કાવત્રું રચે; યુરોપિયન અને યુરેઝિયન સાથે લશ્કરી કવાયતમાં હિંદીઓને ભેળવવા તે પણ તેટલે જ અંશે અનિચ્છનીય છે, કારણ કે તેથી યુરોપિયન સૈનિકોની સામાજિક અને શાહી મનોભાવના ઉપર પ્રહાર થાય. મહાસભા માગણી કરે છે કે હિંદના ઉદ્યોગોનું સંરક્ષણ થવું જોઇએ; સરકાર કહે છે, નહિ, તેથી લૅન્કેશાયરના ઉદ્યોગોની અધોગતિ થાય. મહાસભા માગણી કરે છે કે પ્રજાને ઔદ્યોગિક તથા કળા વિષયક કેળવણી મળવી જોઈએ; સરકાર કહે છે, નહિ; દેશને તેની આવશ્યકતા નથી, ઉપરાંત નાણાં પણ નથી. મહાસભા રાષ્ટ્રીય કૉલેજો અને શાળાઓ સ્થાપવા ઇચ્છે છે; સરકાર કહે છે, નહિ; તમે તેનો દુરુપયોગ કરો.

ધ્યાન ખસેડી બિનજરૂરી સમાજસુધારાના પ્રશ્ન ઉપર રોકી સ્વાતંત્ર્ય પ્રાપ્તિમાં અવરોધ કરે છે. ફક્ત સ્વતંત્રતાના ધ્યેય ઉપર પ્રજાનું માનસ રોકાય, આ એક જ રાજનૈતિક ક્ષેત્ર ઉપર પ્રજા કામ કરતી થઈ જાય એ તેમની અભિલાષા છે. સ્વરાજ પછી બધા સુધારાઓ થઈ શકે છે.

## માનવ જીવનની પહેલી જરૂરિયાત
## રાજદ્વારી સ્વતંત્રતા

આ વર્ગની માન્યતાનુસાર રાજનૈતિક પરતંત્રતા જીવનનો સંહાર કરે છે. જીવન એટલે માનવીમાં પોતાની ઉન્નતિ અને પ્રગતિ સાધવાની શક્તિ અને યોગ્યતા હોવાં જોઈએ. એક ગુલામ, એક પરતંત્ર માણસ એ પ્રગતિ સાધવાને સ્વતંત્ર નથી. તેના સ્વામીના હિત આગળ તેનું હિત ગૌણ બને છે. સ્વામીની સેવામાં પોતાની સર્વોત્કૃષ્ટ શક્તિઓનો તેને ઉપયોગ કરવો પડે છે. તેના મન ઉપર સર્વ અધિકાર તેના સ્વામીનો રહે છે. આવા સંજોગો તળે કોઈ માનવી માનવતાની ઉચ્ચ કક્ષાએ પહોંચી શકતો નથી. આત્મોન્નતિ પાછળ પોતાની શક્તિઓ તે વાપરી શકતો નથી, પોતાના બુદ્ધિચાતુર્યનો કે અવનવા પ્રસંગોનો લાભ તે ઉઠાવી શકતો નથી, સ્વેચ્છાનુસાર શારીરિક કે આત્મિક ઉન્નતિ પણ તે સાધી શકતો નથી. તે જે કંઈ કરે છે તે બધું પોતાના સ્વામીના હિત ખાતર કરે છે. તે બધાં કાર્યોનો યશ અને લાભ તેનો સ્વામી ઉઠાવે છે. (હિંદના સરકારી નોકરોના જીવનમાં આવું તો હંમેશા બની રહ્યું છે. હિંદી નોકરોનાં બુદ્ધિચાતુર્ય, શક્તિ અને મહેનતથી થયેલાં કાર્યોનો બધો યશ એ ખાતાના ગોરા અધિકારીઓને મળે છે.) એક સાધારણ ગુલામના સંબંધમાં આ વાત સાચી હોય તો રાજદ્વારી બાબતોમાં જકડાયેલ ગુલામ પ્રજા સંબંધમાં પણ તે હકીકત તેટલે જ અંશે સાચી છે.

આ વર્ગ પોતાના આ કથનના સમર્થનમા ભારતીય રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ અને કાર્યવાહી રજૂ કરે છે.

મહાસભાવાદીઓ માગણી કરે છે કે દેશને ખૂણે ખૂણે પ્રાથમિક શિક્ષણનો પ્રબંધ થવો જોઈએ. સરકાર કહે છે, નહિ, એને માટે આવશ્યક નાણું નથી, તેને માટે દેશ હજુ તૈયાર નથી, સામાન્ય રીતે અત્યારે તેવો પ્રબંધ જનતાને લાભદાયી નથી જ્યારે વાસ્તવિક હકીકત તો એ જ છે કે આમ જનતા કેળવાય તો સરકારની પ્રપંચીનીતિ ઉઘાડી પડી જાય, આમ જનતામાં અસંતોષ ફેલાય અને સરકારને માટે વિષમ સંજોગો ઉપસ્થિત થાય. મહાસભા માગણી કરે છે કે શસ્ત્રબંધીનો કાનૂન રદ થવો જોઈએ, સરકાર કહે છે, નહિ, કદાચ આમ જનતા એ શસ્ત્રોનો ઉપયોગ સરકાર સામે કરે, એવી અણચિંતવી પરિસ્થિતિ ઉપસ્થિત થવા ન પામે તે સારૂ પ્રથમથી જ પ્રબંધ થવો જોઇએ મહાસભાની માગણી છે કે સ્વયંસેવક દળમાં હિંદીઓની ભરતી થવી જોઈએ, સરકાર કહે છે, નહિ જ, પ્રજાને લશ્કરી કવાયત આપવી તે ઇચ્છવાયોગ્ય નથી, કદાચ પ્રજા સરકાર સામે ખળભળી ઊઠે, કદાચ હિંદીઓનું સ્વયસેવક દળ બ્રિટિશ સલ્તનત સામે મોટુ કાવત્રું રચે; યુરેપિયન અને યુરેઝિયન સાથે લશ્કરી કવાયતમા હિંદીઓને ભેળવવા ને પણ તેટલે જ અંશે અનિચ્છનીય છે, કારણ કે તેથી યુરોપિયન સૈનિકોની સામાજિક અને શાહી મનોભાવના ઉપર પ્રહાર થાય. મહાસભા માગણી કરે છે કે હિંદના ઉદ્યોગોનું સંરક્ષણ થવુ જોઇએ, સરકાર કહે છે, નહિ, તેથી લેન્કેશાયરના ઉદ્યોગોની અધોગતિ થાય. મહાસભા માગણી કરે છે કે પ્રજાને ઔદ્યોગિક તથા કળા વિષયક કેળવણી મળવી જોઈએ; સરકાર કહે છે, નહિ, દેશને તેની આવશ્યકતા નથી, ઉપરાત નાણા પણ નથી. મહાસભા રાષ્ટ્રીય કૉલેજો અને શાળાઓ સ્થાપવા ઇચ્છે છે, સરકાર કહે છે, નહિ, તમે તેનો દુરુપયોગ કરો

આ આખીયે વસ્તુસ્થિતિની યથાર્થતા તો એ જ સૂચવે છે કે ઇંગ્લંડના અને અંગ્રેજોના લાભની ખાતર ભારતે જીવવું જોઇએ. અથવા ભારતવર્ષનું હિત શેમાં છે, તેને કેટલું મળવું જોઇએ, કઈ દિશામાં તેની પ્રગતિ થવી જોઈએ, ક્યાં અટકવું જોઈએ તે બધું જોવાનું અને વિચારવાનું કાર્ય ઇંગ્લંડ અને ઇંગ્લંડના રાજનીતિના ખેલાડીઓનું છે. હિંદુસ્તાનને પોતાના લાભાલાભનો પ્રશ્ન વિચારવાનો કશો અધિકાર નથી. હિંદુસ્તાન જે કાર્ય કરવાનો નિર્ધાર કરે તે કાર્યની રૂપરેખા હમેશાં અંગ્રેજોના દૃષ્ટિબિંદુ અને સલ્તનતના લાભ ઉપર જ ઘડાયેલ હોવી જોઇએ.

એટલા માટે જ આ રાષ્ટ્રવાદીઓ પ્રતિપાદન કરે છે કે યશસ્વી અને માનપ્રદ જીવન, લાભદાયી અને પ્રગતિમાન જીવન જીવવાના પ્રજાને કોડ હોય, તો રાજદ્વારી સ્વતંત્રતા પ્રથમ પ્રાપ્ત કરી લેવી જોઇએ. રાજકીય સ્વાતંત્ર્ય વિનાનુ જીવન એ કંઈ જીવન નથી. રાજનૈતિક આઝાદી વિના જીવનના આદર્શો વિચારવા અને ચર્ચવા એ નિરર્થક છે.

માનવ ઉત્કર્ષનો મુખ્ય આધાર કેળવણી ઉપર છે. પશુઓ અને પ્રાણીઓને ઉચિત કેળવણી મનુષ્યોને આપવામા આવે તો તેનો નતીજો એ જ ઉદ્દભવે કે પશુના જેવી જ ગુલામગીરીની ભાવના તેનામાં ખીલી ઊઠે. જો તેનો માલિક તેને સલામ કરવાનુ કહેશે તો તે સલામ કરશે અને નાચવાનું કહેશે તો નાચશે અને તેની મનોભાવના અને ચાતુર્ય તેના માલિક આગળ દબાયેલાં રહેશે. માલિક વગર તદ્દન સ્વતત્ર રીતે પોતાના બુદ્ધિબળનો ઉપયોગ તે કદી કરી શકશે નહિ. આથી જ તેઓ સમર્થન કરે છે કે વર્તમાન કેળવણી પ્રજાને પરમ નામોશી રૂપ છે. ફક્ત વિદેશી સલ્તનતના લાભ અને પોષણ ખાતર પ્રજાએ કેળવણી લેવી તેના કરતાં પ્રજાએ અભણ રહેવું તે જ બહેતર છે.

તે પ્રમાણે તેઓની એ માન્યતા છે કે સામાજિક સુધારાના,

સામ્પ્રદાયિક સુધારાના કે વ્યાપારિક પ્રશ્નો છણવાનું હાલ તુરત મોકુફ રાખવું જોઈએ. કારણ કે તેથી પ્રજામાં મતભેદ-ભિન્નતા આંતરિક ઝઘડાઓ ઉપસ્થિત થાય છે, અને પ્રજા એવા ઝઘડાઓમાં અટવાઈ રાજદ્વારી લડત લડી શકતી નથી; એ દ્વારા પ્રજાના બુદ્ધિચાતુર્યનો અને શક્તિનો દુરુપયોગ થાય છે. દરેક પુરુષ અને સ્ત્રીએ બધાં કાર્યો છોડી ફક્ત રાજદ્વારી વિગ્રહમાં રોકાઈ જવું જોઈએ. વિદેશી શાસકને દૂર કરવાની પહેલી જરૂર છે.

હિંદુસ્તાન ઉપર કોણ અને કેવી રીતે શાસન કરશે? ભારતીય ધ્વજ નીચે ભિન્નભિન્ન જાતિઓના પ્રશ્નો કેમ છણાશે? દરેકના હિત કેમ જળવાશે? એ અને એવા અન્ય પ્રશ્નો એટલા મહત્ત્વના અને ભારે નથી. તેઓ માને છે કે અંગ્રેજો હિંદુસ્તાન છોડશે કે તુરત જ કોઈ એક મહાન વ્યક્તિ બહાર આવશે જે રાષ્ટ્રીય શાસનની સ્થાપના કરશે. સમય એવા મહાન પુરુષને જન્મ આપશે. હિંદનો રાજકારોબાર કેવો ઘડવો એનો સ્વરાજ પછી નિર્ણય થઈ શકશે.

હિંદુઓ કે મુસ્લિમો, શીખો કે ગુરખાઓ ગમે તેની સત્તા હિંદુસ્તાન ઉપર આવે; નેપાલ પતિયાળા, ઉદેપુર કે વડોદરાના કોઈ મહારાજાના શિર ઉપર કે હૈદ્રાબાદના નવાબના શિર ઉપર ભારતીય સમ્રાટનો તાજ ભલે ચડે તેની તેઓને દરકાર નથી. અથવા હિંદુસ્તાન ઉપર એકહથ્થુ સત્તાનો કે પ્રજાસત્તાક અમલ રહેશે તે વિષે તેઓ નિશ્ચિંત છે. આ પ્રશ્નો તેઓને એટલા મહત્ત્વના નથી લાગતા. આ પ્રમાણે વર્તતા પણ જો તેઓને રાષ્ટ્રીય સ્વાધીનતા મળી જાય તો તેમ કરવા તેઓ તૈયાર છે. ફક્ત વિદેશી શાસન તેઓ નથી ઇચ્છતા. બ્રિટિશ શાસન કરતાં આવુ કોઈ પણ પ્રકારનુ શાસન વધારે યોગ્ય છે

બ્રિટિશ સરકાર ધીરે ધીરે પ્રજાનો નાશ કરી રહેલ છે. ક્ષય વગેરે દર્દોથી પિડાઈ પચત્વ પામવું તે કરતા પ્લેગ કે કોલેરાથી અવિલબે મૃત્યુને આધિન થવુ એ શ્રેયસ્કર છે.

શાંતિભંગની દહેશત તેઓને નથી લાગતી. આવી શાંતિ તો તેઓને ત્રાસજનક લાગે છે. એ શાંતિ તળે પ્રજાનાં પુરુષત્વ અને મનુષ્યત્વ હણાઈ રહેલ છે. પ્રજાનાં સ્વમાન, પુરુષત્વ અને માનવતાના ભોગે શાંતિ! અરાજકતા કે રાજકારોબારની ગેરવ્યવસ્થાથી રાષ્ટ્રને જે હાનિ થાય તે કરતાં બ્રિટિશ શાસનથી ભારતવર્ષને વિશેષ હાનિ થઈ રહેલ છે. મરાઠાઓ અને શીખોના શાસન પહેલાંની અશાંતિ શ્રેયસ્કર હતી. જે સંજોગોએ રાષ્ટ્રમા પ્રતાપ, શિવાજી, દુર્ગાદાસ, ગોવિંદસિંહને ઉત્પન્ન કર્યા તે સંજોગો ભલે અંધાધૂંધીના હોય પરંતુ વર્તમાન શાન્તિ કરતાં સારા હતા. શાન્તિના નામ તળે જે કાળ દફેદાર, જમાદાર ને રસાલદારને પેદા કરે છે તે કાળ ઉપર હજારો વાર લ્યાનત હોજો.

ઉપર્યુક્ત બન્ને વર્ગના ઘણાખરા રાષ્ટ્રવાદીઓ આ મતના છે. જો કે કેટલાક આ વિચારો સાથે સંપૂર્ણ સહમત થતા નથી. બધા પ્રશ્નો કરતાં રાજ્યદ્વારી પ્રશ્ન મોખરે હોવો જોઈએ તે માનવાને તેઓ તૈયાર છે; પરંતુ ફક્ત રાજદ્વારી લડતમાં જ પ્રજાના માનસ અને જીવન રોકાઇ જાય એ તેઓ ઇચ્છતા નથી.

આ વિવેચન ઉપરથી એટલુ માની લેવુ ન જોઇએ કે આ રાષ્ટ્રવાદીઓ પાસે ભવિષ્ય માટે કોઈ રચનાત્મક કાર્યક્રમ નથી. પરંતુ એ તો દીવા જેવુ ખુલ્લું જ છે કે આઝાદી વગર અને એ પ્રસંગ વગર આ વિષય ઉપર અત્યારથી કોઈ પણ પ્રકારના અભિપ્રાયો બાંધી શકાય નહિ.

## અરવિંદ ઘોષ

### વેદાન્તી કે સ્વરાજવાદી?

આ કહેવું ભારે મુશ્કેલ છે. જે પહેલા વર્ગમાં બંગાલના ઘણાખરા રાષ્ટ્રવાદીઓ હતા તે વર્ગમાં એક વખત તેઓ હોવાનું મનાતું હતું. આ માન્યતા કેટલે અંશે વજૂદપૂર્ણ છે, અને હજુ પણ તેઓ તે જ વિચારો ધરાવે છે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. પરંતુ એક વસ્તુ તો ચોક્કસ છે કે તેમના વિચારો હરદયાળના કરતાં જુદા જ છે.

તેમનામાં વિદ્વત્તા અને બુદ્ધિચાતુર્ય વિશેષ છે; ઉપરાંત અરવિંદ બાબુ સાધુ અને ત્યાગી છે. શ્રીકૃષ્ણચદ્રના તેઓ ઉપાસક છે. મોટા વેદાંતવાદી છે. હરદયાળના કરતાં તેમના જીવનમાં વિશેષ સાદાઈ, પવિત્રતા અને ધાર્મિકતા ભરેલાં છે.

અરવિંદ બાબુ માને છે કે ભારતીય રાષ્ટ્રીયત્વનાં સર્વ અંગોનો એક સરખો વિકાસ થવો જોઈએ. જીવન અને નીતિ પરત્વેના તેમના વિચારોમાં હિંદુત્વની સર્વશ્રેષ્ઠતા ભરેલી છે. પ્રજામાં આધ્યાત્મિક ધર્મ પ્રવર્તે એ તેમની અભિલાષા છે. મદ્રાસના 'હિંદુ'ના ખબરપત્રીને આપેલ મુલાકાત ઉપરથી તેમના વિચારો, તેમના આદર્શો આપણે સ્પષ્ટતાથી સમજી શકીશું તે અખબારનવેશના શબ્દોમાં જ:

"પરંતુ, ૧૯૧૪ની મહાસભા અને પરિષદો વિષે આપ શું ધારો છો?" મેં પુછ્યું.

ભગ્ન હૃદયે પરંતુ સ્પષ્ટ ભાષામા પોતાના વિચારો વ્યક્ત કરતાં તેમણે કહ્યું: "નાતાનના દિવસોમાં ભરાતી પરિષદોની કાર્યવાહી મને બિલકુલ લાભદાયક અને પ્રેરક લાગતી નથી. માત્ર ભૂતકાળની નિષ્પ્રાણ અને નાની વાતોની પુનરાવૃત્તિ સિવાય કશું નથી. આપણા ઉપર ઝઝૂમી રહેલ ગાઢ તિમિરમય ભવિષ્ય માટે તેમાં જ્યોતિ નથી, પ્રકાશ નથી. અલબત મહાસભાના સરનશીનનું ભાષણ અપવાદ તરીકે લેખી શકાય. તે અનેરી રાષ્ટ્રીય ભાવનાઓથી ભરપૂર છે. કદાચ કોઈને તે સ્વપ્નવત, આકાશી કલ્પનાઓમાં વિહરતુ અને અવ્યવહારુ ભલે લાગે; પરંતુ મને તો વ્યવહારુ અને ભવિષ્ય માટે માર્ગસૂચક લાગે છે."

તેમણે આગળ ચલાવ્યું, "પુરાતન, નિર્જીવ અને સંકુચિત ભાવનામય કાર્યવાહી વર્તમાન સમયની હવે નથી રહી. આપણી ચોમેર, સર્વત્ર, અખિલ જગત પ્રગતિમાન પથે ઝડપથી કૂચ કરી રહેલ છે. વર્તમાન સમય ક્રાંતિયુગનો છે. ભારતીય પ્રજાએ એ સમયને ઓળખવો જોઈએ. રાષ્ટ્રને અને પ્રજાને જીવવું હોય તો એ પથે

આગળ ધપવા સારુ આવશ્યક ઉત્કૃષ્ટ વિચારો અને કાર્યની મહત્તા સુધી પ્રજાને પહોંચવું પડશે. પુરાતન સમયથી ચાલતી આવતી એક જ કાર્યવાહીમાં ક્યાંયે મને આવા આદર્શો અને ભાવનાઓ દેખાતાં નથી.

"છતાં આવા ગાઢ અધકારમાં પણ આપણી પ્રગતિ અને આશાનાં ચિહ્નો મને નજરે પડે છે. ભારતવર્ષની પ્રજામાં છેલ્લાં થોડાં વર્ષો શાન્તિનાં પસાર થયેલ છે. પરંતુ એ શાન્તિના સમય દરમ્યાન એક ભાવિ વિપ્લવ માટે પ્રજાનાં વીર્ય અને તેજનું સંઘટ્ટન થઈ રહેલ છે. પ્રજા એ ક્રાંતિના આગમનની પ્રતીક્ષા કરી રહેલ છે.

પ્રાચીન ભિન્નભિન્ન સંસ્કૃતિ સહ અદ્‌ભુત સામગ્રીવાળી સભ્યતા અને કળાથી વિભૂષિત આ વિશાળ આર્યભૂમિ ઉપર ત્રીસ કોટી માનવની બનેલ એક જ પ્રજા વસે છે. આપણો મહત્તાનું વિસ્મરણ ન થવું જોઇએ. દૂર દૂરના એકાદ નીરવ ગામડાની પ્રજાની જેમ વિચારતાં અને કાર્ય કરતાં આપણે અટકવું જોઇએ. આપણી દૃષ્ટિ ટૂંકી રાખ્યે નહિ પાલવે."

"જ્યારે આપને અમારી વર્તમાન રાજદ્વારી કાર્યપદ્ધતિ યોગ્ય નથી લાગતી તો પછી આપ અમોને આપણા ધ્યેયની સાધના પરત્વે કયો માર્ગ સૂચવશો?"

તેમણે પ્રત્યુત્તર વાળ્યો. "જ્યારે પ્રજાની અંદર માનસિક તેમ જ આત્મિક જાગૃતિ વ્યાપક બનશે ત્યારે જ આપણું પરિમિત જ્ઞાન, આપણી મધ્યમ કાર્યપદ્ધતિ, આપણું સંકુચિત જીવન, આપણા ટૂંકા આદર્શો આ સર્વે આપણને વિશ્વના વિસ્તૃત જીવનક્ષેત્ર ઉપર પ્રવેશ કરતાં અવરોધ કરે છે. પરતુ સદ્‌ભાગ્યવશાત્ પ્રજામાં અત્યારે જાગૃતિ અને ચેતનામય વિકાસનાં તત્ત્વો પ્રવેશ કરી રહ્યાં છે. એ કોઈ અદ્‌ભુત પરિવર્તનના આગમનની આગાહી સૂચવે છે. ફક્ત રાજનીતિ ઉપર જ અવલબીને કોઈ પ્રજા મહાન થઈ શકવાની નથી. સર્વાંગપૂર્ણ વિકસિત જીવન ઉપર જ પ્રજાના અસ્તિત્વનો

આધાર છે. એ દૃષ્ટિબિંદુથી અવલોકતાં છેલ્લાં પાંચ વર્ષો રાષ્ટ્રને માટે એકંદર લાભદાયી પસાર થયાં છે એમ મારે કહેવું પડશે."

આટલા વિવેચન પછી આપણા જ દેશમાં તેમજ અન્ય સ્થળોમાં અંગ્રેજો સાથેના આપણા વર્તમાન સંબંધ પરત્વે તેઓ ક્યા વિચારો ધરાવતા હતા તે જાણવા મેં તેમને પ્રશ્ન પૂછ્યો.

તેમણે કહ્યું: "અખિલ માનવજાતથી અલગ રહી આપણું રાષ્ટ્રીયત્વ સંપાદન કરી લેવાનો પ્રધાન ઉદ્દેશ ૧૯૦૫ થી ૧૯૧૦ સુધીની આપણી પ્રવૃત્તિઓ પાછળ હતો. એટલો એ પ્રવૃત્તિનો ઉદ્દેશ સફળ થયેલ છે. ભાવિ કાર્યક્રમનો પાયો નંખાઈ ગયો છે. આ પાંચ વર્ષો દરમ્યાન આપણાં કાર્યોમા અને ભાષણોમાં થયેલ ભૂલોનું મુખ્ય કારણ આપણામાં રહેલ આવશ્યક જ્ઞાન અને અનુભવની ઊણપ હતી; એ ન્યૂનતાને અંગે જ આ ભૂલો બનવા પામી હતી.

"ભારતીય રાષ્ટ્રીયત્વની ભાવનાનાં મૂળ આપણી પ્રજાના હૃદયમાં ઊંડાં ગયેલ છે તેટલું જ નહિ પરંતુ સારાયે યુરોપે અને આપણા વર્તમાન શાસકોએ એ ભાવનાની મહત્તાનો સ્વીકાર કરેલ છે. હવે આપણી સમક્ષ એક જ વિચાર મુખ્ય હોવો જોઈએ અને તે વિચાર એ કે તદ્દન સ્વતંત્ર રીતે નહિ બલ્કે અખિલ માનવજાતને સાથે રાખીને જ આપણે આપણું રાષ્ટ્રીયત્વ સંપાદન કરી લેવું જોઇએ. જ્યારે આર્યાવર્તે પોતાનું જીવન સર્વાંગે રાષ્ટ્રીય ભાવનામય ઘડી લીધેલ હશે, ત્યાર પછી પણ માનવજાતની એકતા સાધવામાં ભારતવર્ષને મોટો હિસ્સો અર્પવો પડશે."

'આ પછી 'દૃષ્ટિકોણ' (Angle of vision)' એ શીર્ષક તળે પ્રગટ થયેલ ભારત ઉપમંત્રિના લેખ ઉપર મેં તેમનો અભિપ્રાય માગ્યો.

તેમણે કહ્યું "બ્રિટિશ સામ્રાજ્યમાં ભારતવર્ષને તેનું યોગ્ય સ્થાન સુપ્રત કરવા સબંધી મુસદ્દીઓ વિચારણા ચલાવી રહ્યા છે તે સર્વાંશે યોગ્ય છે, અને બ્રિટિશ મુસદ્દીઓ જો એ વિચારને કર્તવ્યમાં મૂકે તો

હિંદુસ્તાનના મોટા ઉદ્દામ રાષ્ટ્રવાદીઓનું સરકાર પ્રત્યેનું વલણ બદલાય તથા બ્રિટિશ સલ્તનત સાથે હિંદુસ્તાનના વર્તમાન રાજદ્વારી સંબંધમાં પણ અદ્દભુત પરિવર્તન થાય તે સ્વાભાવિક જ છે.

"પરંતુ આ સ્થળે કહેવું તેટલે જ અંશે આવશ્યક છે કે માનવજાતની પ્રગતિશીલ જીવનરંગભૂમિ ઉપર ભારતીય વિચાર, ભારતીય જ્ઞાન, ભારતીય રાષ્ટ્રીયત્વ, ભારતીય સાહિત્ય કેટલે અંશે પોતાનો ભાગ ભજવી શકે તેમ છે તેનો હવે ભારતવાસીઓએ ગંભીરતાથી વિચાર કરતાં થઈ જવું જોઈએ. માનવ જાતની પ્રગતિ તો થવાની જ. સમસ્ત માનવજાતનો પ્રશ્ન ભારતવર્ષે પોતાનો જ કરી લેવો જોઈએ, એમાં જ ભારતની ભવિતવ્યતા છે. માનવજાતથી તદ્દન અલિપ્ત રહેવાની અથવા એક જ આત્મરક્ષાની સંકુચિત ભાવના હિંદુસ્તાને હવે ન સેવવી જોઈએ; પરંતુ સારીયે માનવજાત વચ્ચે, અખિલ વિશ્વની પ્રજાઓ વચ્ચે પ્રેમ અને બંધુત્વની ભાવના ખીલવવાનો આદર્શ આર્યાવર્તનો હોવો જોઈએ. આત્મબળ, અદ્દભુત ઉત્કર્ષ અને માનવ જાતના ભવિષ્યમાં ભારતનું અનેરું સ્થાન, એ ધ્યેય અત્યારે ભારતવર્ષ સમક્ષ હોવું જોઈએ."

માનવજાતની એકતાનો પ્રશ્ન અરવિંદ બાબુને અધિક પ્રિય હતો. જ્યારે મેં તેમને કહ્યું કે વેદાન્તી વિચારો ઉપર આ ઐક્યની સાધના પરમ સરળતાથી થઈ શકશે ત્યારે ભારે ઉમળકાથી તેમણે પ્રત્યુત્તર આપ્યો કે "ખરેખર મને ક્યારનીયે પ્રતીતિ થઈ ગઈ છે કે આપણી રાષ્ટ્રીય મહત્તાની પ્રથમ આવશ્યક વસ્તુ પ્રજાની આધ્યાત્મિક જાગૃતિ, છે. પ્રભુમાં સર્વ માનવની એકતાનો સાક્ષાત્કાર એ આર્ય સંસ્કૃતિનો સર્વોચ્ચ આદર્શ. આ આદર્શને યદિ આર્યાવર્ત આંતરિક અને બહિર્, સામાજિક વ્યવહારમાં અને સામાજિક બંધારણમાં કર્તવ્યમાં ઉતારવા કોશીષ કરે તો હું માનું છું કે અખિલ વિશ્વની પ્રગતિનો પ્રધાન આધાર ભારતવર્ષ ઉપર રહે. જો આર્યાવર્ત ધારે તો અખિલ જગતનું નિયામક બની શકે છે."

આ પછી મેં આપણી ચાર હજાર ન્યાતો પહેરવેશ વગેરેમાં આપણા ભેદો, આપણાં ધાર્મિક અસભ્ય વેર, આપણામાં પ્રવર્તતા આંતરિક સામાજિક વૈમનસ્ય વિષે થોડુંક કહ્યું.

સહાસ્ય અરવિંદ બાબુએ પ્રત્યુત્તર આપ્યો, "જો તમે ધારો તો એ એટલું કઠિન કાર્ય નથી. હું તમારી સાથે સહમત થાઉં છું કે આપણા સામાજિક બંધારણમાં તુરતમાં એક મોટું પરિવર્તન થવાની પરમ આવશ્યક્તા રહે છે. આપણા કૌટુમ્બિક અને સામાજિક જીવનમાં પ્રવર્તી રહેલ વર્તમાન સંકુચિત ભાવનાઓને બદલે ઉદાર અને મહદ્ ભાવનાઓને સ્થાન આપવું પડશે. અમુક ન્યૂનતાઓ અને ભૂલો સાથેનો આપણો ભૂતકાળ ભલે પવિત્ર હોય; પરતુ આપણા ભવિષ્ય માટેના વિચારો અને શક્યતાઓ વિશેષ પવિત્ર હોવાં જોઈએ."

એકદમ શાન્તિથી અને ગંભીરતાથી છેવટનો ઉપસંહાર કરતાં કહ્યુંઃ

"પ્રાચીન આર્ય તત્ત્વજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલ ભારતીય સભ્યતાએ ભારતવર્ષના સામાન્ય જીવન સાથે સંસર્ગમાં આવવાની ખાસ જરૂર છે. એ પુરાતન દેવાલયોમાં અને પવિત્ર ગુફાઓમાં છુપાયેલ આર્ય આધ્યાત્મિક જીવન, નૂતન સ્વરૂપ ધારણ કરી વિશ્વજીવન ઉપર પોતાનો પ્રભાવ પાડે એ પણ તેટલે જ અંશે આવશ્યક છે."

મારી એ માન્યતા છે કે અખિલ માનવ જાત નૂતન જ્ઞાન, નૂતન પ્રાબલ્ય, અને નૂતન શક્તિના બળે વિરાટ વિકાસ સાધશે અને પરિણામે આ યુગમાં માનવ જીવનની અંદર અનાત્મવાદી વિજ્ઞાને જે ઉત્ક્રાંતિ કરેલ છે તેવી જ અભૂતપૂર્વ ક્રાંતિ માનવ જીવનમાં આવશે. આર્યાવર્ત અખિલ માનવજાતને એ આત્મજ્ઞાનની ઝાંખી કરાવશે. આર્યાવર્ત પાસે તેના ભૂતકાળની ભવ્યતામાં માનવ જાતના ભાવિની અણવપરાયેલ અને સ્હેજ કટાયેલ ચાવી છે. એ ચાવી દ્વારા ભારતવર્ષ અખિલ જગતની આધ્યાત્મિક પ્રગતિનું દ્વાર ખોલશે.

અત્યારે ભારતવર્ષ પાસે નાની નાની રાજદ્વારી પ્રવૃત્તિઓ સિવાય કશું નથી. એટલા માટે જ નાની આ રાજદ્વારી પ્રવૃત્તિઓને

ત્યજી એ આધ્યાત્મિક દિશામાં મારા આદર્શ પાછળ મારી બધી શક્તિ ખરચી રહ્યો છું. રાજદ્વારી ક્ષેત્ર ઉપરથી નિવૃત્ત થઈ આ એકાંત સેવવાનું મુખ્ય કારણ એ જ છે.

આવા સંજોગો તળે આ મહદ્ આદર્શની સાધના અર્થે તપશ્ચર્યાની આવશ્યક્તામાં હું માનું છું. આત્મબળ, આત્મજ્ઞાન, આધ્યાત્મિક શક્તિ સંપાદન કરવાનું એ જ પ્રધાન સાધન છે. આપણા ઋષિમુનિઓ પણ એ તપશ્ચર્યાના પ્રભાવે પોતાનો હેતુ સાધતા હતા. ભલે એ તપશ્ચર્યાના પ્રકાર આ તપશ્ચર્યાથી.ભિન્ન હોય. અખિલ વિશ્વના વિશાળ ક્ષેત્ર ઉપર યોગ્ય કાર્યકર્તા થવા માટે આવી તપશ્ચર્યાની પહેલી જરૂરિયાત હું સ્વીકારુ છું.

(અરવિંદ બાબુ હાલ પણ એ એકાંત જીવન વ્યતીત કરે છે. કહેવાય છે કે તેઓ યોગ સાધે છે. હિંદુસ્તાનની વર્તમાન રાજદ્વારી પરિસ્થિતિ વિષે તેઓ અત્યારે કેવા વિચારો ધરાવે છે તે કોઈ જાણતું નથી. લેખક-૧૯૨૭)

### વિનાયક દામોદર સાવરકર

આ સ્થળે એક એવા જ અન્ય રાષ્ટ્રવાદી યુવકનું નામ રજૂ કરીએ. ઇગ્લંડમાં ભારતીય તરુણો ઉપર જેનો પ્રભાવ-ભાર હતો અને જેઓ અત્યારે આંદામાનમાં કાળાપાણીની નશ્યત સહન કરી રહ્યા છે એ યુવક તે વિનાયક દામોદર સાવરકર. સાધુતા અને સાદાઈ માટે તેમને અરવિંદ બાબુ અને હરદયાળની કોટિમાં જ મૂકી શકાય. તેમના રાજદ્વારી વિચારો અરવિંદ બાબુના જેવા જ કડક હતા; પરંતુ અરવિંદ બાબુમાં રહેલી ધાર્મિક ભાવના તેમનામાં ન હતી. સામાન્ય વિચારો તેઓ હરદયાળના જેવા જ ધરાવતા હતા. પરંતુ રાજનૈતિક ક્ષેત્રને બદલે ફક્ત સામાજિક ક્ષેત્રમાં કાર્ય કરનારાઓ પ્રત્યે હરદયાળના જે વિચારો હતા તેવા સાવરકર ધરાવતા ન હતા. એક નેતાને યોગ્ય સર્વોચ્ચ ગુણો સાવરકરમાં હતા; તેમના ઝનૂની સ્વભાવને લઈને તેમને ગિરફતાર કરવામાં આવ્યા અને આજન્મ કાળાપાણીની સજા થઈ.

આત્મરક્ષાની તેમણે લેશ પણ દરકાર કદી કરેલ નથી. યુદ્ધક્ષેત્રની અંદર એક સાચા વીરને શોભે તેમ ભીષણ અને ભયંકર સ્થળ પસંદ કરી લડવાની તેમનામાં અડગ હિંમત હતી. એમની નસોમાં એ વીરતાનો પ્રવાહ વહી રહ્યો હતો. હરદયાળ એવા ભયને ત્યજી સુરક્ષિત સ્થળ ઉપર કાર્ય કરવા ચાહતા હતા. અરવિંદ બાબુને બન્નેની મધ્યમાં મૂકી શકાય.

(થોડા સમય પહેલાં શારીરિક તબિયતને કારણે તેમને મુક્ત કરવામાં આવેલ છે. હાલ રત્નાગિરિ જિલ્લામાં રહે છે. એ જિલ્લાની બહાર તેમનાથી ન જઈ શકાય તેવો પ્રતિબંધ છે. તેમના ઉપર જાપ્તો રહે છે. અત્યારે તો તેઓ ફક્ત સાહિત્ય ઉપર જ સર્વ ધ્યાન અર્પી રહ્યા છે. તેમના રાજદ્વારી વિચારોમાં પણ મોટું પરિવર્તન થયેલ છે. લેખકઃ–૧૯૨૭.)

### ઉપદ્રવી પક્ષ

તૃતીય વર્ગની અંદર એ રાષ્ટ્રવાદીઓ આવે છે કે જેઓ સંપૂર્ણ સ્વતંત્રતામાં માનનારા છે, પરતુ તેમને એ પ્રતીતિ થતી નથી કે આ આઝાદી તેઓ તદ્દન નજદીકના ભવિષ્યમાં જ પ્રાપ્ત કરી શકશે.

જ્યારે સ્વતંત્રતા મળવાનો એક પણ ઉપાય અવશેષ રહેતો નથી, ત્યારે અંગ્રેજ અફસરોની અંદર ઉપદ્રવ ફેલાવવાના આશયથી તેઓ બોમ્બ અને બંદૂકનો ઉપયોગ કરે છે. અખબારો ઉપર તલવાર લટકે છે, રાજદ્વારી વ્યાખ્યાનો માટે સખ્ત કાનૂન પ્રવર્તે છે, સરકારી કાર્યોની સખ્ત ટીકા કરવી કે અન્ય એવાં પગલાં ભરવાં તે લગભગ અશક્ય જેવું જ થઈ પડેલ છે. વિદેશી શાસન દ્વારા હિંદુસ્તાનને જે આર્થિક તેમજ રાજદ્વારી નુકસાન થઈ રહેલ છે, તે પ્રત્યે કોઈથી અંગુલી નિર્દેષ થઈ શકે તેમ નથી. ગુલામીની બેડીમાં હિંદુસ્તાનને જકડી, બ્રિટિશ સરકાર સિતમગર અને શયતાનિયત ભરી રીતોથી હિંદુસ્તાનને ચૂસી રહેલ છે એ આર્તનાદ હિંદુસ્તાનની તેમજ બહારની પ્રજાને સુણાવવાનો, તેમને વાસ્તવિક પરિસ્થિતિથી વાકેફ કરવાનો એક પણ ઉપાય નથી રહ્યો; આવા સંજોગો તળે,

તેઓ માને છે કે, પોતાનું મનુષ્યત્વ સિદ્ધ કરવા, સ્વતંત્રતા માટેની પોતાની તીવ્ર આકાંક્ષાની સાબીતી કરાવવા, બ્રિટિશ સલ્તનત સામે ઘૃણાત્મક વિરોધ અને અસંતોષ જાહેર કરવા બૉમ્બ અને બંદૂકનો પ્રાસંગિક ઉપયોગ તેમને અનિવાર્યરૂપ થઈ પડે છે.

આ વર્ગની પ્રવૃત્તિઓ પ્રત્યે સારુયે જગત આકર્ષાયું. હિંદુસ્તાન માટે બહારની પ્રજાઓ વિચાર કરતી થઈ ગઈ. બ્રિટિશ સલ્તનત દ્વારા હિંદુસ્તાનને અપરિમિત નુકસાન થઈ રહેલ છે, હિંદુસ્તાનનું રક્ત ચુસાઈ રહેલ છે, તે આખીયે સ્થિતિનું પ્રજાને ભાન થયું. પ્રજા જાગૃત બની.

આ સશસ્ત્ર ક્રાંતિથી ભારતીય જનતાને પ્રથમ તો ક્ષોભ થયો; પરંતુ અત્યારે તો આ ક્રાંતિની યોજના ભારતીય પ્રજાના જીવન સાથે ઘડાઈ ગયેલ છે. એ વિપ્લવને ઘડીભર પ્રજા ઘૃણાત્મક દૃષ્ટિથી નિહાળશે, પરંતુ હવે તો એ યોજના અમુક વર્ગમાં અધિક પ્રિય થઈ પડેલ છે એ સ્વાતંત્ર્ય શહીદો માટે તેઓ નિઃસંકોચ પ્રેમ અને આદરના અર્ઘ્ય અર્પે છે.

## રચનાત્મક રાષ્ટ્રવાદના હિમાયતીઓ

આ ચતુર્થ વર્ગની અંદર એવા લોકો આવે છે કે જેઓ સ્વતંત્રતા ઇચ્છે છે પરંતુ તાત્કાલિક નહિ. સ્વાતંત્ર્ય યુદ્ધ જાહેર કરતાં પૂર્વે તેઓ પ્રજાનું ઐક્ય અને સંગઠન સાધવા ઇચ્છે છે. પ્રજાની માનસિક અને નૈતિક પ્રગતિ ચાહે છે અને તેઓ રાષ્ટ્રની આર્થિક સ્થિતિ સુધારી પ્રજાને સમૃદ્ધિવાન બનાવવાની આકાંક્ષા રાખે છે.

પૂરેપૂરા દબાણ વિના ઇંગ્લંડ ભારતને સ્વતંત્રતા કે સંસ્થાનિક સ્વરાજ આપશે એ માન્યતા અલબત્ત તેઓ ધરાવતા નથી, તેમની માન્યતાનુસાર મહાસભા અને બૉમ્બનો વહેલો જન્મ થયો છે. પ્રજા, કેળવણી અને સંગઠન પાછળ જ સર્વે ધ્યાન અર્પતી થઈ જાય એ તેમને આવશ્યક લાગે છે.

## આઝાદી-પરંતુ તાત્કાલિક નહિ

અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી જબરાઈથી કાઢી મૂકવાનું સંપૂર્ણ સામર્થ્ય જ્યાં સુધી પ્રજામાં ન આવે, બહારનાં આક્રમણો સામે

સંરક્ષણ કરવાની, સ્વમાન અને સ્વતંત્રતા જાળવવાની શક્તિ પ્રજામા ન આવે ત્યા સુધી અંગ્રેજોનુ શાસન હિંદુસ્તાન ઉપર રહે એમ તેઓ ઇચ્છે છે. આટલી દલીલ તો તેઓ કબૂલ રાખે છે કે જ્યા સુધી અંગ્રેજો હિંદુસ્તાન ઉપર શાસન કરશે ત્યા સુધી પરધૂરામાથી મુક્ત થવા જેટલી શક્તિ મેળવવાના ભારતીય જનતાના પ્રયાસોમા સરકાર વિક્ષેપ નાખ્યા કરશે અને એવા સુયોગ્ય સમયની પ્રતીક્ષા કરતી જનતા કદાચ બેઠી રહે તો સ્વતંત્રતા માટેની પ્રજાની તીવ્ર આકાક્ષા નષ્ટ થઈ જશે, અને પછી તો સદાને માટે ગુલામીમા જકડાઈ રહેવાનુ થાય.

આ દલીલના પ્રત્યુત્તરમા તેઓ પ્રતિપાદન કરવા પ્રયત્ન કરે છે કે પ્રજાની અદર રાષ્ટ્રીય ભાવનાઓને જીવિત રાખી અને પ્રસંગ આવ્યે ગમે તે કષ્ટ સહન કરીને આ બધી શક્યતાઓ સામે તેઓ પ્રજાનુ સરક્ષણ કરી શકે છે પરતુ વર્તમાન સંજોગો જોઈ હવે તેઓ કબૂલ કરે છે કે મહાસભા અને બોમ્બની ઉત્પત્તિ ભલે થઈ. રાષ્ટ્રીય જીવનક્ષેત્ર ઉપર એની જરૂરિયાત તેઓ સ્વીકારે છે.

તેઓ સ્વય સશસ્ત્ર ક્રાતિમા સ્હેજ પણ ભાગ નહિ લે, કદાચ આમ જનતાને તે વિરુદ્ધ ઉપદેશ પણ આપશે, પરતુ જ્યારે કોઈ યુવકો આવા શસ્ત્રોનો ઉપયોગ કરશે ત્યારે આ લોકોએ જાણ્યા છતા પણ તેમને ગિરફ્તાર કરાવશે નહિ.

નિ સ્વાર્થ સામાજિક સેવા એ જ આ વર્ગનું ધ્યેય કોઈ પણ પ્રકારની રાજદ્વારી પ્રવૃત્તિના પ્રારભ પૂર્વે સેવા અને પ્રેમથી આમ જનતાના હૃદયો પ્રથમ જીતી લેવા જોઈએ

## આઝાદીની તૈયારીઓ

પ્રજાની સહાયતા વગર સર્વ પ્રયત્નો નિરર્થક છે. તેઓ કહે છે – 'આમ જનતા આપણી સાથે જોઇએ. પ્રજાને આપણા પક્ષમા જીતી લેવા સારુ આપણે તેને ખુલ્લે ખુલ્લુ દર્શાવી આપવુ જોઈએ કે તમારું હિત અમે સાધવા ઇચ્છીએ છીએ અમારી જાત કરતા પણ તમારા ઉપર અમોને અધિક પ્રેમ છે. અમારી નસોમા નિ સ્વાર્થતા અને સ્વાતત્ર્યપ્રેમ વહે છે; વિદેશી શાસકો

કરતાં અમે દરેક રીતે સારા છીએ આગામી રાજદ્વારી યુદ્ધમાં પ્રજા સર્વ પ્રકારનો સાથ અને સહાય્યતા આપે તે અર્થે વિદેશી શાસકો કરતાં આપણામાં વિશેષ નૈતિક શ્રેષ્ટતા છે એ ખ્યાલ જનતાના હૃદયમાંથી કદી ખસવો ન જ જોઈએ.'

મહાસભાનું પ્રચારકાર્ય તેમને કેળવણી પૂરતું જ મહત્ત્વનું લાગે છે. અંગ્રેજ મુત્સદ્દીઓની પરોપકારવૃત્તિમાં તેમને શ્રદ્ધા નથી. મહાસભા દ્વારા કોઈ પણ વાસ્તવિક લાભ મેળવવાની તેમને આશા નથી. ભવિષ્ય માટે તેઓ બહુ જ અનિશ્ચિત છે અને તેટલા માટે જ કેળવણી અને સામાજિક ક્ષેત્ર ઉપર જ કાર્ય કરવામાં નિમગ્ન થઈ જવું એ તેમને ખુલ્લો રસ્તો દેખાય છે. પ્રથમ તો તેઓ પ્રજાની અંદર જાગૃતિ લાવવા ઇચ્છે છે.

ન તો તેઓ કલ્પનાવાદી છે કે ન તો તેઓ આદર્શવાદી છે. તેઓ રાષ્ટ્રભક્તો છે. ક્ષેત્ર ખેડી બીજ રોપવા સુધી જ તેઓ સંતોષ માને છે. તેઓ સ્વીકારે છે કે તેમનું દૃષ્ટિબિન્દુ વિશાળ નથી, અને તેથી તેઓ બોમ્બ અને બંદૂકોના અનીતિમય વાતાવરણથી ડરે છે. તેઓ રાજદ્વારી ક્ષેત્ર ઉપર કાર્ય કરતાં લૂંટારા (!) અને ડાકુઓને (!) પણ ન્યાય આપી શકતા નથી. તેઓ માને છે કે આ વખતે આપણે એવા પ્રકારની સ્વતંત્રતા મેળવવી જોઈએ કે જેનું સદાને માટે જતન થઈ શકે, પુનઃ એ ગુલામીની શૃંખલામાં ન જકડાવું પડે. અમુક વ્યક્તિઓના પ્રયાસ દ્વારા નહિ, પરતુ હિંદુસ્તાનની સમસ્ત પ્રજાના સંગઠન દ્વારા મેળવેલ સ્વતંત્રતા ટકે છે. એ સમયની પ્રતીક્ષા કરતા અત્યારે તો પ્રજાને ઘડવાનું યોગ્ય ધારે છે.

## આંતરિક તૈયારીઓ

આ પક્ષ માને છે કે મહાસભાની ઉપલક રાજદ્વારી સુધારાની માગણીને લઈને જ મહાસભા નિષ્ફળ નિવડેલ છે. કાર્યની પદ્ધતિ તો એ જ છે કે પ્રથમ પ્રજાનું આંતરિક ઘડતર થવું જોઈએ.

ભિક્ષુકવૃત્તિમાં તેઓ માનતા નથી, યા તો તેમને બ્રિટિશ રાજદ્વારી ખેલાડીઓની પરોપકારવૃત્તિ કે ઉદારતા ઉપર શ્રદ્ધા નથી.

અન્ય બાજુએ તેમને ઉદ્દામ વર્ગ સાથે પણ મોટો મતભેદ છે. સાહસિક કાર્યો કરવા કરતાં પ્રજાનાં માનસ, પ્રજાની રાષ્ટ્રીય ભાવનાઓને ધીરે ધીરે દૃઢતાપૂર્વક ઘડવાનું તેઓ વધારે ચાહે છે. આ વર્ગની અંદર હિંદુસ્તાનના એવા મહાન પુરુષો છે કે જેઓ અપૂર્વ સ્વાર્થત્યાગ કરી સામાજિક ક્ષેત્ર ઉપર ઘૂમી દેશની અનુપમ સેવા બજાવી રહ્યા છે. સામાજિક કે અન્ય પરિષદોમાં માત્ર નામના ઠરાવ પસાર કરાવનારા સ્વદેશભક્તોની સાથે આ લોકોની રખે આપણે ગણના કરીએ. લાબાં ભાષણોથી કે અંગ્રેજી જબાનમાં મોટાં ભાષણો કરવાની તેમની શક્તિથી તેઓની કિંમત ન જ આંકી શકાય. સામાન્ય રીતે તેઓ શાન્ત કાર્ય કરનારાઓ છે. ન તો તેઓ મોટા વિદ્વાન છે કે મોટા મુત્સદ્દી હોવાનો દાવો કરે છે. સરકારના માનની કે પ્રજાના માનની તેમને લવલેશ પણ અપેક્ષા નથી. આત્મસંતોષ અને કોઈ પણ પ્રકારના વિઘ્ન વગર શાન્ત રીતે કાર્ય કરવું એ જ તેમને મન પારિતોષિકરૂપ છે.

### બ્રહ્મસમાજ, આર્યસમાજ, રામકૃષ્ણ મીશન

ભારતીય પ્રજાના બધા સંપ્રદાયોની અંદર બધી જ્ઞાતિઓની અંદર આ વર્ગે સારો પ્રવેશ કરેલ છે. તેઓ તદ્દન સાદુ અને સરળ જીવન વ્યતીત કરે છે. તેમનું સારુયે જીવન દેશસેવા અર્થે જ નિર્માયું હોય છે. બ્રહ્મસમાજ, આર્યસમાજ અને રામકૃષ્ણ મીશનના ઘણાખરા સભ્યો, તેમજ દેશનિકાલ થયેલ કેટલાક બંગાળી યુવકો આ જ વર્ગમાં આવે છે. તેઓને ઘણા અનુયાયીઓ છે. પરંતુ તેમની સંખ્યા અલબત્ત એટલી મોટી નથી. સર્વ કોઈ પોતપોતાના કાર્યક્ષેત્રની અંદર વિખ્યાત હોય છે. પરંતુ કાર્યક્ષેત્રની બહાર વિનીત અને ઉદ્દામ જેટલા નહિ. સરકારનું ગુપ્ત પોલિસ ખાતુ તેઓનું સંપૂર્ણ રક્ષણ કરે છે. સરકારી અધિકારીઓને પણ તેમના પ્રત્યેક કાર્યથી વાકેફ કરવામાં આવે છે. તેઓ

શાન્તિથી અને સ્હેજ પણ દંભ વગર પોતાનું કાર્ય કરવા ઇચ્છે છે. પરંતુ સરકાર તેમને કયાં છોડે એમ હતી? તેમના પ્રત્યેક કાર્યમાં સરકારને રાષ્ટ્રીયતાના ઊંડા મૂળની શંકા આવે છે.

## વિનીત પક્ષ

આ પક્ષની અંદર એવા કેટલાક છે કે જેઓ સશસ્ત્ર વિપ્લવની હિમાયત કરતા નથી, પરંતુ રાષ્ટ્રમાંથી બોમ્બ અને બંદૂકોનો ઉપયોગ સદતર બંધ થાય તે પણ તેઓ ઇચ્છતા નથી. બોમ્બ અને બંદૂકોના થતા અવારનવાર પ્રયોગો તેમના કાર્યોની મહત્તા વધારે છે. કાનૂનની અંદર રહી આમ જનતાની અંદર શાન્ત પ્રચારકાર્ય કરવાની તેમની શિથિલતાને અંગે તેમ જ તે કાર્યમાં રહેલ કોઈ પણ પ્રકારનું જોખમ નહિ વહોરવાની તેમની સ્વાર્થપરાયણતાને અંગે પોતાના કાર્યપ્રદેશ ઉપર આમ જનતાનો સાથ તેઓ મેળવી શક્યા નથી. અને જેથી દેશમાં સશસ્ત્ર વિપ્લવની હિમાયત કરતા કોઈ પક્ષની હયાતી જોવાને તેઓ અંતઃકરણથી ખુશી છે. આથી સરકારની અને બ્રિટિશ જનતાના દૃષ્ટિમાં તેમની મહત્તા વધી છે. અલબત તેઓ આ પ્રમાણે કહેતા નથી, અને ખુલ્લી રીતે સશસ્ત્ર ક્રાંતિકારીનો વિરોધ પણ કરે છે. છતાંયે ક્રાન્તિકારીનો પક્ષ રાષ્ટ્રમાંથી અદશ્ય થાય તો તેઓનાં હૃદય ભાગી જ પડે.

## શ્રી. ગોખલે

રાષ્ટ્રીય દૃષ્ટિથી અવલોકતા મહાસભાની ઉચ્ચ ભૂમિકાએ ઊભી શકે તેવા સ્વ. શ્રી. ગોખલે હતા. તેમનો દેશપ્રેમ અથાગ અને ઉત્કટ હતો. તેમણે દેશને ચરણે પોતાનું જીવન સર્વસ્વ ધર્યું. દેશ માટે જ ઝૂઝ્યા અને જીવ્યા. મહાસભાની અંદર દાદાભાઈ નવરોજી સિવાય શ્રી. ગોખલે એ એક જ વિખ્યાત રાષ્ટ્રભક્ત હતા કે જેમણે પોતાનું સર્વસ્વ દેશયજ્ઞમાં હોમ્યું હતું. તેમનું જીવન તદ્દન સાદું હતું. તેમનું સ્વદેશાભિમાન સર્વોચ્ચ કક્ષાએ પહોંચેલ હતું. છતાં એક શૂરવીર

જેવી વીરતા તેમનામાં ન હતી. એક મોટા મુત્સદ્દીના સર્વ ગુણો તેઓ ધરાવતા હતા પરંતુ તેમનામાં એક સરદારના ગુણોનો અભાવ હતો.

પોતાની નીતિ ભિક્ષાવૃત્તિ ઉપર અવલંબેલ છે એવો આક્ષેપ કરનારા સામે તેમને વાંધો હતો. પ્રત્યુત્તર રૂપે હૃદયદ્રાવક ભાષામાં પોતાની દલીલ રજૂ કરતા કે: "આપણા દેશમાં વિદેશી શાસન તળે આપણે સુખ અને શાન્તિમાં મહાલી શકીએ તેવા શું આપણે સ્વમાનરહિત અને હલકટ છીએ ખરા? શું આપણી એ ઇચ્છા છે કે આપણો દેશ ગુલામગીરીની બેડીમાં જકડાયેલ રહે? હરગીજ નહિ. જો તમે એમ જ ધારતા હો તો મારે કહેવું પડશે કે તમે અમોને મોટો અન્યાય કરો છો. જો એ શક્ય અને સંભવિત હોય તો હું આજે જ મારા દેશને સ્વતંત્ર કરું. પરંતુ એ સંભવિત છે ખરું? શું આપણે એ મડાણ ઉપર કાર્ય કરી શકીશું ખરા? રાજકીય ક્ષેત્ર ઉપર હંમેશાં કેવાં કાર્યો થઈ શકે તેવાં છે અને કેવા નહિ તેનો તમારે વિચાર કરવો જોઈએ. કોઈ પણ પ્રકારે આપણે ભાવિ પ્રજાને બંધનમાં નાંખી શકીએ જ નહિ. એવા બંધનમાં નાખનાર આપણે કોણ? અમારા સમયની અંદર જે અમોને લાભદાયી, સર્વોત્કૃષ્ટ અને વ્યવહારુ લાગે છે તે અમે કરી રહ્યા છીએ.

"આપણે ભિક્ષુકો નથી. આપણી નીતિ ભિક્ષુક વૃત્તિ ઉપર અવલંબેલ નથી. વિદેશી દરબારની અંદર આપણી પ્રજાના આપણે એલચી યાને પ્રતિનિધિ છીએ. એ દરબારની અંદર રહી આપણી પ્રજાના લાભ અને હિતનું રક્ષણ કરવું જોઈએ. અને આપણી પ્રજા માટે જેટલું બની શકે તેટલું મેળવવા પ્રયત્ન કરવો જોઈએ."

શ્રી. ગોખલે પ્રજાનું ઐક્ય અને સંગઠન સાધવા મથતા હતા. સામાજિક ક્ષેત્રની અંદર જ્ઞાતિ, ધર્મ કે રંગના ભેદ વગર પ્રજાનો એક સરખો વિકાસ કરવાની તેમની ઇચ્છા હતી. વર્ગ નં. ૪ ના ઘણા ખરા સિદ્ધાંતો તેમને માન્ય હતા. આ ઉપરાંત પણ વિનીત પદ્ધતિ ઉપર રાજકીય પ્રવૃત્તિને આગળ ધપાવવાની તેમની મુરાદ મોટી હતી.

તેઓ જાણતા હતા કે મહાસભાની કાર્યપદ્ધતિ સંપૂર્ણ નિર્બળ અને દોષપૂર્ણ છે. મહાસભાના કેટલાક અગ્રેસરોની વર્તણૂક પ્રત્યે તેમને અણગમો હતો. તેમનામાં રહેલ સ્વાર્થત્યાગ અને ઉત્સાહની ન્યૂનતા, તેમનો ઉછાંછળો સ્વભાવ, બંધુત્વની ભાવનાનો અભાવ, સ્વાર્થીપણું; આ બધા ઉપરાંત પણ તેમનાં વિલાસી જીવન; આ સર્વ નિહાળી તેમનું હૃદય દુભાતું હતું. કેટલીક વખત તેઓ ઉદ્દામ પક્ષના કાર્યકર્તાઓ સાથે મહાસભાના કાર્યકર્તાઓની તુલના કરતા હતા. ઉદ્દામ વર્ગના રાષ્ટ્રભક્તોમાં રહેલ ઉત્કટ દેશપ્રેમ, ધ્યેયની સાધના પાછળ મરી ફીટવાની તમન્ના, તેમનો ત્યાગ, તેમનું પવિત્ર જીવન, આ સર્વની તેઓ ભારે પ્રશંસા કરતા અને ઇચ્છતા કે આવા થોડા ઘણા પણ કાર્યકર્તાઓ મહાસભામાં હોય. અરવિંદ અને હરદયાળ પ્રત્યે તેમને પ્રેમ હતો, તેમની તેઓ પ્રશંસા કરતા હતા.

શ્રી. ગોખલે કહેતા કે ગાઢ તિમિરમય ભવિષ્યના વિશાળ ક્ષેત્ર ઉપર તેમની દૃષ્ટિ દૂર જઈ શકતી નથી. જેથી નજીકના ભવિષ્ય માટે જ તેઓ કામ કરવા ઇચ્છતા હતા. ઈંગ્લંડ છોડવાના થોડા દિવસ પહેલાં તેમણે પોતાના બે મિત્રોને ( દંપતી ) કહેલું કે હિંદ પચીસ વર્ષની અંદર સ્વતંત્ર થશે.

સ્વતંત્રતાનો અર્થ તેમણે કેવા પ્રકારનો કરેલ હશે તે અમે જાણતા નથી. કદાચ સ્વતંત્રતા એટલે સંસ્થાનિક સ્વરાજ એ અર્થ તેમણે કરેલ હશે.

જીવનનાં છેલ્લાં વર્ષોમાં ઈંગ્લંડના ઉદાર પક્ષ ઉપરથી તેમની શ્રદ્ધા ઓછી થઈ હતી. તેઓ જોતા કે આ ઉદાર પક્ષની અંદર મહાન વ્યક્તિઓ નથી, છતાં તેઓ કહેતા કે એ એક જ પક્ષ છે કે જેની સાથે રહી તેઓ કાર્ય કરી શકે તેમ છે.

જાહેર કાર્યો માટે નિમાયેલ શાહી તપાસ પંચથી તેમને ભારે કડવો અનુભવ થયો હતો. આ અનુભવે તેમના જીવનના છેલ્લા દિવસોમાં તેમને આઘાત પહોંચાડ્યો. ભારતવર્ષની પ્રજાનાં ચારિત્ર્ય,

પ્રમાણિકતા, અને શક્તિ ઉપર અનિંદ્ય આક્ષેપો કરનારી અસંખ્ય જુબાનીઓ આંગ્લ-હિંદીઓ તરફથી રજૂ થતી હતી. શ્રી. ગોખલે આ ભયંકર અપમાન સહન કરી શક્યા નહિ.

ઉદ્દામ પક્ષના લોકો પોતાને રાષ્ટ્રવાદી તરીકે ઓળખાવતા હતા. તે સિવાયના અન્ય શ્રી. ગોખલેના વર્ગને રાષ્ટ્રવાદી તરીકે માન્ય રાખતા ન હતા. ગોખલેજીને એ સામે વિરોધ હતો. તેઓ કહેતા કે એ બધા રાષ્ટ્રવાદીઓ છે. વિનીત દળમાં તેઓ સર્વોચ્ચ કોટિના હતા. અત્યારે કોઈ એવો મહાન પુરુષ નથી કે જેમનામાં તેમનાથી અર્ધું પણ સૌજન્ય હોય કે તેમનાથી અર્ધી પણ અમીરાઈ હોય.

## મહાસભાના અગ્રેસરો

મહાસભાના અનેક નેતાઓ રાષ્ટ્રભક્ત છે. પરંતુ તેઓને આવશ્યક કરતાં પણ ક્યાં અધિક પ્રેમ શાન્તિને માટે છે. વૈભવ વિલાસના પણ તેઓ તેટલા જ પૂજારી છે. જેથી શાંતિ ભંગ થાય, કે કોઈ એવો રાજદ્વારી વિપ્લવ ફાટી નીકળે કે ઉપદ્રવ ફેલાવા પામે તેવી કાર્યપદ્ધતિનો વિચાર સુદ્ધાં તેઓ કરી શકે તેમ નથી. આથી જ તેઓ ઉદ્દામવર્ગની કાર્યપદ્ધતિથી અલગ રહે છે. બહુ જ શાન્તિથી અને ધીરે પગલે તેઓ આગળ ધપવા ઇચ્છે છે.

અલબત આની અંદર પણ કેટલાક ડરપોક છે, કેટલાક સ્વાર્થી છે, કેટલાક મોટા હોદ્દાઓ કે ઇલ્કાબ પાછળ દોડધામ કરનારાઓ છે; પરંતુ અમે તેમને. રાષ્ટ્રવાદીઓની પંક્તિમાં મૂકી શકતા નથી. આવી નિર્બળતાઓ જગતમાં બધાં મંડળોમાં હોય છે. અપવાદરૂપે ઇતિહાસ એક પણ એવું દષ્ટાંત નોંધતો નથી.

મહાસભાની અંદર એવા કેટલાક છે કે જેઓ વિચારોમાં ઉદ્દામ છતાં કર્તવ્યમાં વિનીત હોય છે; કારણ ઉદ્દામ પક્ષમાં સામેલ થવાની તેઓમાં નૈતિક હિંમત નથી. તદ્દત્ એવા પણ કેટલાક છે કે જેઓ ફક્ત નામધારી મહાસભાવાદી જ હોય છે; સ્વાર્થ સાધવાના

કે આર્થિક પ્રગતિ કરવાના પ્રસંગો અવાર નવાર શોધી સરકાર પ્રત્યે અપૂર્વ રાજભક્તિ દાખવવાનું તેઓ ચૂકતા નથી. કેટલાક રચનાત્મક પ્રવૃત્તિના પણ હિમાયતીઓ છે, પરતુ મહાસભા પોતાના આત્મબળ ઉપર જ નિર્ભર રહે એ તેમની ઇચ્છા છે. તેઓ પ્રાસંગિક ઠરાવો પસાર કરશે, પરંતુ સરકારને અરજી ગુજારવાનું કે પ્રાર્થના કરવાનું અનુચિત સમજશે.

## સત્યાગ્રહીઓ

મહાસભાની અંદર એવા પણ કાર્યકર્તાઓ છે કે જેઓ આગળ વધીને સત્યાગ્રહ અને બહિષ્કાર પ્રવૃત્તિની હિમાયત કરે છે. આ પ્રમાણે ૧૯૧૪ ની મહાસભાની અંદર ઉદ્દામ વર્ગની જેમ ભિન્નભિન્ન પ્રકૃતિના રાષ્ટ્રવાદીઓ છે.

## પ્રકરણ ૬ ઠ્ઠું

# ભારતીય રાષ્ટ્રીયત્વ અને વિશ્વશક્તિઓ

ભારતવર્ષની બહાર, અખિલ જગતની અંદર કામ કરી રહેલ શક્તિઓ ભારતીય રાષ્ટ્રવાદને ઘણી મદદ કરી રહેલ છે; એ વિશ્વ-શક્તિઓ દ્વારા ભારતીય રાષ્ટ્રીયત્વ પ્રેરણાત્મક પોષણ પામી રહેલ છે એનો કોઈથી ઇન્કાર થઈ શકે તેમ નથી. રાજદ્વારી ક્ષેત્ર ઉપર પણ પાશ્ચાત્ય રાષ્ટ્રવાદની શક્તિઓ દ્વારા ભારતીય રાષ્ટ્રવાદ ઉત્તેજન અને પ્રેરણા મેળવે છે. ઇગ્લેંડના ગરીબ વર્ગે ઉપાડેલ લડત અને તેમનો વિજય, ફ્રાન્સના રાજક્રાંતિકારોને મળેલ ફતેહ ઇટાલિયનોના પ્રયાસો અને વિજય, રૂશિયન, પોલ, ફીન, હંગેરિયન આદિ પ્રજાઓનાં ક્રાંતિયુદ્ધો, આ બધી પ્રજાઓના વિપ્લવવાદીઓને મળેલ ફતેહથી ભારતવર્ષનો પ્રજાકીય પક્ષ અદ્‌ભુત પ્રોત્સાહન મેળવે છે.

વર્તમાન યુરોપ–ફ્રાંસ, જર્મની, નેધરલેન્ડ, ઇટાલી, રૂશિયા, ઓસ્ટ્રિયા, અને છેવટે તુર્કી અને બાલ્કન રાજ્યોના આધુનિક ઇતિહાસનું ભારતવર્ષના રાષ્ટ્રવાદીઓ ભારે આતુરતાથી અધ્યયન કરે છે. આ ઉપરાંત તેઓએ પોતાની સમક્ષ અધ્યયન અર્થે રાખેલ નામાવલિમાં તરુણ ભારતના મહાન પુરુષો પ્રતાપ, રામદાસ, ગુરુ ગોવિન્દસિંહ, શિવાજી, ટીપુ સુલતાન, વીરાંગના લક્ષ્મીબાઈ વગેરે સાથે વૉશિંગ્ટન, કાવર, મેઝીની, બિસ્માર્ક, કોસટ, એમેટ, પાર્નલ આદિ નામો પણ છે.

## આધુનિક યુરોપનો ઇતિહાસ અને ભારતીય વિશ્વવિદ્યાલયો

હિંદની સરકાર આ વસ્તુ યથાર્થ રીતે સમજે છે કે જો ભારતવાસીઓને યુરોપનો આધુનિક ઇતિહાસ શીખવવામાં આવશે તો ભારતવાસીઓમાં જાગૃતિ આવશે અને તેમને પોતાની વાસ્તવિક પરિસ્થિતિનું ભાન થશે, અને કેટલાંકોની માન્યતા પ્રમાણે આ જ કારણને લઈને વિશ્વવિદ્યાલયોના અભ્યાસક્રમમાંથી એ ઇતિહાસ કાઢી નાંખવામાં આવેલ છે.

ભારતીય રાષ્ટ્રવાદને પોષતી વિશ્વશક્તિઓમાં અમેરિકાનું સાહિત્ય અને અમેરિકાના રાજદ્વારી બનાવો પણ યોગ્ય હિસ્સો અર્પી રહેલ છે. હિંદના અગ્રેસરો અમેરિકાના સાહિત્યનું અને ઇતિહાસનું વધારે સૂક્ષ્મતાથી અવલોકન કરી રહ્યા છે. એશિયા પણ ભારતીય રાષ્ટ્રવાદને ઠીક પોષી રહેલ છે. રૂસોજાપાનીઝ યુદ્ધથી ભારતવાસીઓમાં અજબ જાગૃતિ આવેલ છે. અખિલ યુરોપે જાપાનનો એક મહાન પ્રજા તરીકે સ્વીકાર કરેલ છે. તરુણ ભારત ભારતીય રાષ્ટ્રીય વિધાન ઘડવામાં આ જાપાનની ઘટનાને અપૂર્વ મહત્ત્વ અર્પે છે. એક સમય હિંદુસ્તાનની આમ જનતા રાજદ્વારી બનાવો પ્રત્યે બેદરકાર રહેતી, રાજનીતિનું નામ પણ સાંભળવા કદી પ્રયત્ન નહોતો કર્યો, તે જાપાનના આ વિજયથી સફાળી જાગી ઊઠી છે. આ પછી રશિયા તુર્કી અને ચીનની અંદર અનેક મહત્ત્વપૂર્ણ બનાવો બન્યા. આ બધી ઘટનાઓએ આમ જનતામાં નવા પ્રાણ ફૂંક્યા.

### તુર્કી–ઇટાલી યુદ્ધ

તુર્કીનું પહેલું યુદ્ધ ઇટાલી સાથે થયું. પછી બાલ્કન રાજ્યો સાથે. આ બનાવોએ હિંદુસ્તાનના મુસ્લિમોની રાષ્ટ્રીય ભાવનાને અજબ રીતે જાગૃત કરેલ છે. અત્યારે બ્રિટિશ સલ્તનત પ્રત્યે કેટલાક મુસ્લિમ બિરાદરોમાં હિંદુઓ કરતાં ક્યાંયે વિશેષ અસંતોષ ફેલાયેલ છે.

વિદેશમાં જુદા જુદા દેશોની અંદર ભારતના રાષ્ટ્રભક્તો પર્યટન કરી તે તે દેશોની વર્તમાન પરિસ્થિતિનો, તેઓના કઠિન પ્રશ્નોનો

બારીકાઈથી અભ્યામ કરે છે, અને ભારતીય રાષ્ટ્રવાદ ઉપર એ સર્વને. કેવો પ્રભાવ પડશે, કેવી અસર થશે તેનું નિરીક્ષણ કરી, વિચાર કરી પોતાના મનની અદર નોંધ કરી લે છે. પરતુ આની અદર ખાસ વિશિષ્ટતા તો એ જ છે કે તેઓ અન્ય દેશોના રાષ્ટ્રવાદીઓને મળી તેમની સાથે આવા પ્રશ્નો ઉપર વિવેચન કરે છે. કેટલાક ઇજીપ્ત અને આયર્લાંડના અને કેટલાક પર્શિયાના રાષ્ટ્રવાદીઓ સાથે નિકટના સબધમાં રહે છે.

આ પ્રમાણે ભારતીય રાષ્ટ્રવાદ સર્વ રાષ્ટ્રવાદો સાથે સમર્ગમાં આવી રહેલ છે. એથી ભારતીય રાષ્ટ્રવાદ વિશેષ પ્રતિભાશાળી અને પ્રાબલ્યવાન બનશે અને એ દ્વારા વિશ્વશક્તિઓની રગભૂમિ ઉપર પ્રવેશ કરી પોતાની મહત્તાનો પ્રભાવ પાડશે.

### પાશ્ચાત્ય જગત સમક્ષ આર્યાવર્ત

ભારતીય વિચાર, ભારતીય ઇતિહામ, ભારતીય સસ્કૃતિ, સાહિત્ય ઉપર અત્યારે પાશ્ચાત્ય જગતના નેત્રો ઢળેલાં છે. પહેલાના કરતાં અત્યારે કાંઈયે વિશેષ આકર્પાયેલ છે. અખિલ જગતની સંસ્કૃતિ ઉપર, સાહિત્ય ઉપર, લખાયેલ ભાગ્યે જ કોઈ એવો મહત્ત્વપૂર્ણ લેખ હશે કે જેમાં ભારતીય દષ્ટિબિંદુનો, ભારતીય વિચારનો ઉલ્લેખ કરવામા ન આવેલ હોય. પરતુ મુશ્કેલી તો એક જ છે કે યુરોપવાસીઓ ભારતવર્ષને પોતાની દષ્ટિથી નિહાળે છે

અમુક ભારતવાસીઓ આર્ય સંસ્કૃતિને યથાર્થ સ્વરૂપમાં ભારતીય યુરોપવાસીઓ સમક્ષ ખડી કરી પ્રશંસનીય કાર્ય કરી રહેલ છે તે પ્રત્યે સારાયે જગતનુ ધ્યાન ખેંચાયું છે. છતાં હજુ ઘણુયે કરવાનું રહે છે. હિંદના વિદ્વાનોનુ અન્ય કર્તવ્યો સાથે આ પણ એક પરમ કર્તવ્ય છે કે તેઓએ આર્યાવર્ત અને આર્ય સસ્કૃતિનાં દ્વારો અખિલ જગતને માટે ખુલ્લાં મૂકી દેવાં, ભારતીય સંસ્કૃતિનો યુરોપવાસીઓને પૂરેપૂરો પરિચય કરાવવો, અને એ પ્રમાણે ભારતવર્ષને વિશ્વશક્તિઓનું કેન્દ્ર બનાવવું

## કવિવર રવીન્દ્રનાથ

કલા સમક્ષ રાષ્ટ્રવાદનુ બલિદાન કરી કવિવર રવીન્દ્રનાથ ટાગોરે દેશની અંદર પોતાની પ્રાતષ્ઠા કંઈક અંશે ગુમાવેલ છે. પરતુ જગતની અંદર તો તેમણે અપૂર્વ ખ્યાતિ પ્રાપ્ત કરેલ છે. અત્યારે સારાયે જગતનું પ્રધાન સાહિત્ય ટાગોરવાદ છે. વિશ્વભરમાં સ્થળે સ્થળે પ્રત્યેક રાષ્ટ્રની અંદર પ્રેમ અને ઉત્સાહથી એ સાહિત્ય વંચાઈ રહેલ છે. 'નોબલ' પારિતોષિક સમિતિનું ધ્યાન કુદરતી રીતે જ એમના સાહિત્ય તરફ ખેંચાયુ. તેમણે પોતે સમિતિનું ધ્યાન આકર્ષવા કશા પણ પ્રયત્નો કર્યાં ન હતા.

ભારતીય સાહિત્યકાર હજુ પોતાના પ્રદેશમા વિહાર કરે છે. આઝાદી અને પ્રગતિ અર્થે જગતમાં કામ કરી રહેલ શક્તિઓ પ્રત્યે અમારા સાહિત્યકારો બહુ જ ઓછું ધ્યાન આપે છે. ભારતીય સ્વાતંત્ર્ય યુદ્ધ પરત્વે ઇગ્લડ સિવાય જગતના અન્ય રાષ્ટ્રોની હમદર્દી મેળવવા મહાસભાના અગ્રેસરોએ કશા પણ પ્રયત્ન કરેલ નથી. વિશ્વશક્તિઓની મહત્તાની કિંમત તેમણે કદી આંકેલ નથી. જગતના અભિપ્રાયો માટે અગ્રેજોને કેટલી કિંમત છે, એ અભિપ્રાયોની અસર અગ્રેજોની લાગણી ઉપર કેવી થાય છે તે જાણવા કે સમજવા અમારા અગ્રેસરો ભારે ઉદાસીન રહે છે.

ભાતવર્ષના રાષ્ટ્રપક્ષનુ આ વસ્તુ તરફ ધ્યાન ખેંચું છું તે સાથે રાષ્ટ્રીય ધ્યેય અને આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખીને જ સર્વ કાર્યની રૂપરેખા ઘડાવી જોઈએ. અગ્રેજો ગમે તેટલા પ્રયત્ન કરે, તેઓ ગમે તે કરે છતા ભારતવર્ષને અખિલ જગતથી કદી અલગ ગખી શકાશે નહિ. આર્યાવર્તના પુત્રો જો આર્યાવર્તને જગતથી અલગ રાખવાના પ્રયત્ન કરશે કે એવો વિચાર સેવશે તો તેઓ દેશની ગુલામગીરીની શૃંખલાઓ વિશેષ મજબૂત કરશે. દેશ એ બોજા તળે વિશેષ ને વિશેષ કચરાશે. પછી એથી અધિક સકુચિત દૃષ્ટિનુ અને વિશેષ આત્મવિઘાતક અન્ય એક પણ કાર્ય ન રહ્યુ

## પ્રકરણ ૭ મું

# ભારતીય રાષ્ટ્રીયવાદમાં ધાર્મિક અને સાંપ્રદાયિક તત્ત્વો

### મુસ્લિમ કોમ

હિંદુસ્તાનની મુસ્લિમ કોમ ઉપર અમુક સમય સુધી તો બ્રિટિશ સલ્તનતના આશાના મંડાણ હતા. ભારતવર્ષમાં મુસ્લિમોની સંખ્યા થોડી છે. હિંદુઓથી વિશિષ્ટ હકો એનાયત કરવાનું વચન આપી તેમની એ બીની દૂર કરી તેમને પોતાના પક્ષમાં જીતી લેવાની નીતિ ૧૮૮૮ થી જ લોર્ડ ડફરીન અને સર ઓક્લન્ડ કોલ્વીને અખત્યાર કરેલ હતી. ત્યાર પછી બધા અંગ્રેજ અધિકારીઓ એ નીતિનું વફાદારીથી અનુસરણ કરતા આવેલા છે. બ્રિટિશ સરકારના આ અખતરો સફળ નીવડ્યો. સરકારને ખુશ કરવા, સરકારની કૃપા સંપાદન કરવા મુસ્લિમોનો કેળવાયેલ સમૂહ સદાયે મહાસભાની વિરોધમાં કાર્ય કરી રહેલ છે, 'સ્વદેશી' પ્રવૃત્તિનો પણ તેમણે વિરોધ જ કર્યો હતો. જો કે હાથવણાટ આદિ ઉદ્યોગો ગરીબ મુસલમાનોના હાથમાં હોઈ એ પ્રવૃત્તિથી તો અધિક આર્થિક લાભ મુસ્લિમોને જ થતો હતો.

મુસલમાનોના આ વિરોધના બદલામાં સરકારે કેળવણી માટે નાણાની નાદર રકમો આપી, સરકારી નોકરીની મોટી મોટી જગ્યાઓ ઉપર નિયુક્ત કર્યા. તેમની અંદર ઇલ્કાબો અને માનચાંદની લહાણી વિશેષ પ્રમાણમાં કરી અને ધારાસભાઓની અંદર પણ તેમને વિશેષ પ્રતિનિધિત્વ આપ્યું. લોર્ડ મોર્લીએ પણ ૧૯૦૮ માં પોતાની સુધારાની યોજનામાં મુસ્લિમોના વિશિષ્ટ અધિકારો માન્ય રાખ્યા

હતા. સમસ્ત ભારતવર્ષની અંદર મુસ્લિમોનું પ્રાબલ્ય ભારે હતું. અલબત બંગાલના પ્રજાકીય પક્ષ સાથે અમુક મુસ્લિમ બિરાદરોની સહાનુભૂતિ હતી; પરંતુ અન્ય મુસલમાનોના અલગ પક્ષ સાથે તુલના કરતાં આ હમદર્દી દાખવનારાઓની સંખ્યા જૂજ હતી. જેથી આ રાષ્ટ્રીય પ્રવૃત્તિનો પ્રારંભ પ્રથમ હિંદુઓએ જ કરેલ હતો અને હિંદુઓએ જ તે પ્રવૃત્તિને ઘણા સમય સુધી આગળ ધપાવેલ હતી.

## મુસ્લિમોમાં અસંતોષ

અખિલ જગતની ગયા ચાર વર્ષની (૧૯૧૨–૧૬) ઘટનાઓએ હિંદુસ્તાનની આખાયે પરિસ્થિતિમા ભારે પરિવર્તન કરેલ છે. તુર્કી, ટ્રિપોલી અને ઇજીપ્તના બનાવોએ ભારતવર્ષના મુસલમાનોમાં બ્રિટિશો સામે રોષ અને અસંતોષની ભાવના ફેલાવેલ છે. મુસ્લિમ એ એક શૂરવીર અને લડાયક પ્રજા છે તુર્કી સાથેના અંગ્રેજોના વ્યવહારથી ઇસ્લામીઓનાં હૃદયો દુભાયાં, તેમને બ્રિટિશોની દાવપેચની રમતો સમજાઇ. મુસ્લિમ કોમને અપાતી લાંચરુશ્વત પાછળ સરકારની આખાયે રાજનીતિ તેઓ સમજ્યા. તેમને પ્રતીતિ થઈ કે એ લાંચરુશ્વતથી સરકાર મુસ્લિમોના મુખ ઉપર તાળું મારે છે. જગતના મુસ્લિમો પ્રત્યે બ્રિટિશોની ક્રૂર વર્તણુક સામે તેમનાથી એક સખુન પણ નથી ઉચ્ચારી શકાતો.

મુસ્લિમ લીગના રાજકીય ભાષણોમાં પણ મોટું પરિવર્તન થયું હતું. પરંતુ મુસ્લિમ લીગનો ઇસ્લામી આમજનતા ઉપર ધાર્મિક પક્ષ જેટલો પ્રભાવ ન હતો.

પ્રેસ કાનૂનની રૂએ સંખ્યાબંધ ઇસ્લામી અખબારો અને પુસ્તકોની જપ્તી, એ અખબારો અને પુસ્તકોના પ્રકાશકોને મુસ્લિમ આમજનતાની સહાય, એવા પુસ્તકોની થતી અવારનવાર જપ્તીઓ, સરકારનાં કૃત્યો ઉપર મુસ્લિમોની ટીકા અને ઝાટકણી, અને હિંદુઓ સાથેનો ઇસ્લામીઓનો નવો મિત્રચારીભર્યો સંબંધ, આ સર્વ એ જ નિર્દેશ કરે છે કે બ્રિટિશ સલ્તનત પ્રત્યે મુસ્લિમોનો અસંતોષ વધતો જાય છે.

મુસ્લિમ ઉદ્દામમતવાદીઓ હિંદુ ઉદ્દામમતવાદીઓ સાથે સંસર્ગમાં આવતા જાય છે, તેમની વચ્ચે બંધુત્વની ભાવના ખીલતી જાય છે. તદ્દત્ મુસ્લિમ વિનીત પક્ષ પણ હિંદુ વિનીત પક્ષ સાથે સંબંધમાં આવતો જાય છે. મુસ્લિમો કદાચ મહાસભા સાથે ન જોડાય, પરંતુ તેમની કાર્યપદ્ધતિ મહાસભાની કાર્યપદ્ધતિ ઉપર જ યોજાયેલ છે. વિનીત હિંદુઓ કરતા વિનીત મુસ્લિમો શાણા છે. હિંદુ વિનીત પક્ષ હિંદુ રાષ્ટ્રીય પક્ષને બિલકુલ સહાય્ય આપતો નથી, જ્યારે મુસ્લિમ વિનીત પક્ષ મુસ્લિમ રાષ્ટ્રીય પક્ષને સરકાર સાથે વાટાઘાટ કરવામાં બરાબર સહાય્ય આપે છે. હિંદુ વિનીત પક્ષ હિંદુ રાષ્ટ્રીય પક્ષથી અલગ રહેશે, મુસ્લિમ વિનીત પક્ષ તેમના રાષ્ટ્રીય પક્ષ સાથે પ્રસંગ આવ્યે એકરૂપ થઈ જશે. સમસ્ત મુસ્લિમ આલમને નુકસાનરૂપ સરકારનાં કૃત્યો ઉપર વિનીત મુસ્લિમો પણ ટીકા કરવાનું ચૂકતા નથી. હિંદુ વિનીત પક્ષની જેમ બ્રિટિશ રાજની તેઓ બહુ જ ઓછી પ્રશંસા કરે છે. રાજદ્વારી ક્ષેત્ર ઉપર હિંદુ વિનીત પક્ષ કરતાં તેઓ વિશેષ જુસ્સાથી કાર્ય કરે છે. વિનીત ઇસ્લામીઓમાં વિશેષ કાર્યદક્ષતા અને મુત્સદ્દીપણું રહેલ છે. હિંદુસ્તાનની બહાર જગત ભરમાં વસતા કેળવાયેલ મુસ્લિમો પણ ભારતીય રાષ્ટ્રીય પક્ષ સાથે સંપૂર્ણ સંબંધમાં રહે છે.

પરિણામે બ્રિટિશ સાથેના હિંદુસ્તાનના મુસલમાનોના વ્યવહારમાં થયેલ આ પરિવર્તન રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય યુદ્ધમાં વિશેષ સહાય્ય અર્પી રહેલ છે, રાષ્ટ્રીય પક્ષનું પ્રાબલ્ય વિશેષ દઢીભૂત થતું જાય છે, એ સહાય્ય વડે સ્વાતંત્ર્ય પંથ ઉપર ભારતવર્ષ અધિક ઝડપથી કૂચ કરી રહેલ છે.

## શીખોમાં અસંતોષ

પરંતુ હિંદુ રાષ્ટ્રીય પક્ષથી અલગ રાખી તે સામે અથડાવવા સરકાર પાસે મુસ્લિમ એ એક જ કોમ ન હતી. શીખોને પણ તે પ્રમાણે અત્યાર સુધી અલગ રાખવામાં સરકાર ફાવી હતી.

પરંતુ કેનેડામાં શીખો પ્રત્યે દાખવવામાં આવેલ વર્તનથી, 'કામાગાટા મારુ' * ના બનાવથી અને અમેરિકાના પાસિફિક કિનારા ઉપર લાલા હરદયાળ અને તેની ગદર પાર્ટીનાં કાર્યોથી શીખોનું સરકાર સાથેનું વલણ બદલાયું છે. વિશિષ્ટ હકો અને બક્ષિશો આપી શીખોને ફરીથી જીતી લેવા સરકાર ભલે પ્રયત્નો કરે; પરંતુ લંડનની ભારતમંત્રિની કાઉન્સિલમાં શ્રી. ગુપ્તાની જગ્યા શીખ અમીર સરદાર દલિતસિંગને આપવામાં સરકારે જે ભૂલ કરી તેથી તો શીખોનો તિરસ્કાર વધેલ છે. કેટલીયે વાર બ્રિટિશોમાં કલ્પના શક્તિની મોટી ખામીનું દર્શન થાય છે, પરંતુ લડાઈથી તેની પ્રકૃતિ ઉપર તેની મનોભાવના ઉપર પણ અસર થશે તેનો સ્વપ્નેય ખ્યાલ ન હતો. ×

---

* કામાગાટા મારુ એ જાપાનિઝ સ્ટીમર છે. ૧૯૧૪ મા હોંગકોંગની અંદર શીખોએ તે સ્ટીમર કેનેડા જવા માટે ભાડે કરી. તેમને કેનેડા ઊતરવાની રજા ન મળી. અને બળપૂર્વક તેમને હિંદુસ્તાન પાછા મોકલવામા આવ્યા. આ બનાવે સારાયે જગતમા હિંદીઓમા બ્રિટિશો સામે તીવ્ર રોષ અને તિરસ્કારની ભાવના ફેલાણી હતી.

× આ પ્રકરણ ૧૯૨૫મા લખાયુ. ત્યાર પછીથી તો શીખોમા અને મુસલમાનોમા ભારે પરિવર્તનશીલ બનાવો બન્યા છે. એ બનાવો માટે તો એક જુદું જ પુસ્તક લખવાની આવશ્યકતા રહે છે.

## પ્રકરણ ૮ મું

## ભવિષ્ય

આર્યાવર્ત જેવા એક દેશને માટે ભવિષ્ય ભાખવુ તે ખરેખર અતિ મુશ્કેલ અને જોખમભરેલું છે માનવ જીવનમા સદૈવ અણચિંતવી જ ઘટનાઓ બને છે હિંદુસ્તાનની પ્રજાના કાર્યો અને સંજોગો ભારે અટપટા અને ગુચવણભર્યાં હોઈ હિંદુસ્તાનને એ ઉક્તિ યથાર્થ લાગુ પડે છે આર્યાવર્તના કરતા ઇંગ્લડ કે અમેરિકાનું ભવિષ્ય ભાખવુ સહેલુ છે ઓગણીસમી સદીના કે વીસમી સદીની શરૂઆતના રાષ્ટ્રવાદીઓને ફક્ત બે દાયકામા ભારતવર્ષે કરેલ અદ્ભુત પ્રગતિનો અને રાષ્ટ્રીય ખિલવણીનો ભાગ્યે જ ખ્યાલ આવ્યો હશે

ભારતવર્ષ બહુ પછાત છે, ભારતવાસીઓ જડ છે, જગતમા થતા અવનવા પરિવર્તનો પ્રત્યે તેઓ ઉદાસીન રહે છે આ કદાચ સત્ય હોય જીવનતત્ત્વજ્ઞાનના પ્રભાવે તેઓ ગમે તેવા વિપરીત સંજોગો તળે પણ સતુષ્ટ રહે છે ભૂખે મરવાના કે વસ્ત્ર વગર દિગમ્બર રહેવાના સંજોગોની તેમને લેશ પણ દરકાર નથી

### ભારતીય જીવનમાં પરિવર્તન

પરતુ આ કથન વર્તમાન ભારત પરત્વે ઘણે ભાગે ખોટુ ઠરે ભારતવાસીઓને સ્થિતિચુસ્ત કહેવામા ઘણી જ અતિશયોક્તિ રહેલી

છે. જગતના બનાવોની લાખો હિંદીઓ ઉપર ભલે અસર ન થયેલ હોય, વર્તમાન વિશ્વસભ્યતા વિષે લાખો હિંદીઓ ભલે ઉદાસીન રહેતા હોય; પરતુ તેટલે જ અંશે લાખો હિંદીઓમાં આવેલ અજબ જાગૃતિની, અદ્ભુત ચેતનમય વિકાસની પણ ગણના કરવી ઘટે છે, મહાસભા અને પરિષદોમા, જાહેરસભાઓ અને મેળાવડાઓમાં આમ જનતાની હાજરી ઉપરથી અથવા તો અખબારો અને પુસ્તકોના પ્રચાર ઉપરથી એ જાગૃતિનાં મૂલ્ય ન આંકી શકાય. અલબત્ત લોકપ્રિય અગ્રેસરોના બહુમાન કરવા યોજાયેલ મેળાવડાઓમાં પ્રજાની હાજરી ઉપરથી, અખબારોના બહોળા પ્રચાર ઉપરથી ભારતીય જીવનમાં થયેલ મહાન પરિવર્તનનું દર્શન થાય છે. ગ્રામજીવનનાં પુસ્તકો અને કાવ્યો વાંચો, ગામજનતા વચ્ચે પહોંચી એ અર્ધ કેળવાયેલ અભણ સ્રીપુરુષો પાસેથી તેમનાં કાવ્યો સુણો, ગામડાઓનાં ચોરા ઉપર કે વાડીઓમાં લોકોની વાતો સાંભળો, ગામડાના ખેડૂતોનાં અને ગરીબ લોકોનાં બાળકોની રમતો નિહાળો, લોકપ્રિય પ્રચલિત ગીતો અને કાવ્યો તપાસો અને ત્યારે જ તમોને પ્રતીતિ થશે કે ભારતીય રાષ્ટ્રવાદનાં મૂળ, ભારતીય જીવનમાં એકદમ ઊંડાં ગયેલ છે. કોઈ પણ વિદેશી એ ન પારખી શકે, ફક્ત હિંદી જ એનું યથાર્થ સ્વરૂપ સમજી શકે.

હિંદુસ્તાનનું કોઈ પણ એકાદ અખબાર વાંચો, પછી ભલે એ અખબાર વિનીત પક્ષનું હોય પરંતુ તેની અંદર દેશની વર્તમાન દુર્દશા ઉપર, દેશના આર્થિક અધઃપતન ઉપર, દેશની દયાજનક અને દુર્ભાગ્ય સ્થિતિ ઉપર પ્રગટ થતા હૃદયભેદક લેખો વાંચી, તમારી આંખોમાંથી લોહીની અશ્રુધારાઓ ચાલશે. ભારતવર્ષમાં એવું એક પણ અખબાર નહિ હોય કે જેમાં દેશની દારુણ દુર્દશા ઉપર અવિરત રુદન ચાલુ નહિ હોય.

વિલાસવૈભવમાં મહાલતા એકાદ નરેશને કે કોઈ કઠોર

મનોવૃત્તિવાળા એકાદ લક્ષાધિપતિને જાહેરસભામા લાવો અને દેશની સ્થિતિ ઉપર વ્યાખ્યાન આપવાનું કહો તો પણ જરૂર તેના વિચારોમાં અને શબ્દોમાં રાષ્ટ્રીય ભાવના ઝમકતી તમે જોશો. પરતુ જ્યારે તે તે પોતાના કોઈ અગત સ્નેહી સાથે ખાનગીમાં વાત કરે અને એ વાર્તાલાપ સાભળવાનો તમોને પ્રસગ મળે તો એથી પણ વિશેષ રાષ્ટ્રીય જુસ્સાનો તમોને આવિર્ભાવ થશે, તેના હૃદયમા ભભૂકતી રોષની જ્વાળા તમે નિહાળશો

સર્વે કોમ અને ધર્મના વિનીત, ઉદ્દામ આદિ પક્ષના, કેળવાયેલ અને અભણ, રાજામહારાજાઓ અને ગરીબ ખેડૂતો, અમીર અને મજૂર, ક્રાંતિકાર અને રાજભક્ત, સામ્રાજ્યવાદી અને વિપ્લવવાદી, અર્થવાદી અને સામ્યવાદી વગેરે એકેએક પક્ષના લોકો સાથે આ પુસ્તકના લેખક ( લાલાજી ) ગાઢ પરિચયમા આવેલ છે, પરતુ હજી સુધી એક પણ એવી વ્યક્તિ તેમને મળેલ નથી કે જેનુ હૃદય વર્તમાન યુદ્ધથી દુભાયુ ન હોય વિગ્રહને મોખરે સખ્યાબધ હિંદીઓ લડી રહ્યા છે, આ બધુ છતા તેઓ પોતાની પ્રતિજ્ઞાનુ સપૂર્ણ વફાદારીથી પાલન કરી રહેલ છે, શત્રુઓને પરાસ્ત કરવાનો એક પણ પ્રયત્ન તેઓ છોડતા નથી, આ બધુ છતા તેમના હૃદયઊંડાણમાં તેમને કઈક ડખી રહેલ છે જ્યારે તેઓ કામ પર હોતા નથી ત્યારે ઇંગ્લડ પોતાની માતૃભૂમિ ઉપર જે સિતમો ગુજારી રહેલ છે તેનું તેમને સ્મરણ થાય છે.

આ સર્વેનું તાત્પર્ય એ જ છે કે આ રાષ્ટ્રવાદમા ફક્ત અમુક વર્ગનો જ હિસ્સો નથી, પરતુ એ ભાવનાનો પ્રચાર સમસ્ત રાષ્ટ્રમાં વ્યાપક બન્યો છે. આવા વર્ગો સાથે નિકટ સંસર્ગમાં આવનાર ભારતવાસી જ ફક્ત એ વસ્તુસ્થિતિ સમજી શકે. અગ્રેજોના કે વિલાસી રાજદ્વારીઓના પુસ્તકોમાંથી જ્ઞાન મેળવનાર આ સ્થિતિ ન જ સમજી શકે. કોઈ પણ વિદેશી, ભલે તે રાષ્ટ્રીય ભાષાથી જ્ઞાત

હોય, હિંદુસ્તાન પ્રત્યે મમતા અને હમદર્દી દાખવનાર હોય, પરંતુ તેનાથી યે આખી યે વસ્તુસ્થિતિ ન જ જાણી શકાય.

નૃત્ય કરતી બાળાઓ ઉપર પણ આ રાષ્ટ્રવાદની અસર થયેલ છે. તમે કહેશો તો તેઓ તમોને અવશ્ય રાષ્ટ્રીય અને રાજદ્વારી ગીતો સુણાવશે. એક રસ્તે જતી ભિખારણ પણ પોતાના વિસંવાદી તણુરાથી રાષ્ટ્રીય ભાવનાથી ઝરતાં ગીતો ગાશે. કારણ તેઓ સમજે છે કે લોકોને પ્રિય અને રુચિકર ગીતો ગાવાથી જ તેઓ ભિક્ષા મેળવી શકશે.

## સ્વાતંત્ર્યશહીદો

ગમે તેવી દમનનીતિ પણ આ રાષ્ટ્રીય પ્રવૃત્તિને કચરી શકશે નહિ. સરકારી અફસરો ગમે તેવો કમકમાટીભર્યો ત્રાસ ફેલાવે, ગમે તેવી યુક્તિપ્રયુક્તિઓ યોજે પરતુ આમ જનતામાં અવિરતપણે વહેતા રાષ્ટ્રપ્રેમના , રાષ્ટ્રવાદના પ્રવાહને કદી પણ અટકાવી શકશે નહિ નવતરુણોને કાળા પાણીની કે મોતની નસ્યતો કરી સરકાર ઊલટી આ પ્રવાહને વિશેષ પ્રબળ વેગવંતો બનાવે છે. અલબત સરકારની એ ફરજ છે. સરકારે હિંદુસ્તાનમા ટકવું હોય તો પોતાની દૃષ્ટિએ લેખાતા ગુનેગારોને શિક્ષા કરવી જ જોઈએ. ક્રાંતિકારોને ગિરફતાર કરી એવી નસ્યતો કર્યે જ છૂટકો છે. સરકાર એમ ન કરે તો તેને બ્રિટિશ ગવર્નમેન્ટ કહી જ કેમ શકાય ! પરતુ તે સાથે બ્રિટિશ સરકારને એટલું પણ સ્મરણમા રાખવાની જરૂર રહે છે કે ભારતવર્ષ અત્યારે એ ભૂમિકાએ પહોંચેલ છે, રાષ્ટ્રીય જુવાળ એટલો ચઢ્યો છે કે દમનનીતિ, મૃત્યુદંડો, જેલની નસ્યતો ઊલટી અત્યારે વિશેષ લાભદાયી નીવડેલ છે. આ રાષ્ટ્રીય જુવાળને સમાવવા, રાષ્ટ્રીય પ્રવૃત્તિને દાબી દેવા સરકાર જેટલા પ્રમાણમાં કડક કઠોર દમનનીતિ અજમાવે છે તેટલા પ્રમાણમા તેનું પ્રાબલ્ય વધતું જાય છે. આમજનતામાં તેનો વિશેષ પ્રચાર થઈ રહ્યો છે.

ગષ્ટ્રીય ભાવનાનું બીજ રોપાઈ ચૂક્યું છે. શહીદોના શોણિતથી તે પોષાઈ ફલિત થવાનું જ. એ સામે આમ જનતા દલીલ રજૂ કરતી નથી, વાંધો ઉઠાવતી નથી; પ્રજાને એટલું જ લાગે છે કે દેશના નવપુષ્પો પ્યારી માતૃભૂમિને ચરણે જીવનની આહૂતિ અર્પી રહ્યાં છે. જ્યારે ક્યાક એ સશસ્ત્ર વિપ્લવ ફાટી નીકળે છે, બોમ્બના ધડાકાઓ થાય છે, ત્યારે આમજનતા પ્રથમ તો એ વિપ્લવ પાછળ રમી રહેલા નવયુવાનોનાં વર્તન પ્રત્યે સહેજ પોતાનો રોષ જાહેર કરે છે; પરતુ જ્યારે એ યુવાનોને મૃત્યુની કે કાળાપાણીની સજા થાય છે, ત્યારે પ્રજાનું હૃદય દુભાય છે, તેમનો રોષ પ્રથમ સહાનુભૂતિ અને પછી પ્રેમના સ્વરૂપમાં ફેરવાય છે. રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય અર્થે તેઓ શહીદ થયા, ભલે વિપથ માર્ગે દોરવાઈ ગયા હોય, કે રાષ્ટ્રપ્રેમ પાછળ પાગલ થયા હોય; ગમે તેમ, પરંતુ તેઓ પોતાની માતૃભૂમિને વિદેશી સિતમગારોની બેડીમાથી મુક્તિ અપાવવા પાછળ ઝૂઝયા અને સહર્ષ મૃત્યુની ભેટ લીધી ધારાશાસ્ત્રી કે નીનિવાદી, રાષ્ટ્રભક્ત કે રાજભક્ત, ઉદાર કે વિનીત, સર્વ કોઈ તેમના એ કૃત્યને ધિક્કારે છે; પરંતુ એ કૃત્ય કરનારાઓને તેઓ આરાધે છે, તેમના હૃદયના ભીતરમા તેમના નામને કોતરી રાખે છે.

એ મનુષ્ય સ્વભાવ. પ્રજાના ઘડતર પાછળ પણ એ જ માનવ સ્વભાવ હોય છે. હિંદુસ્તાનની પ્રજાનુ માનસ આજે એ ભૂમિકા સુધી પહોંચેલ છે. વાઇસરોય કે લેફ્ ગવર્નરના, કમીશનર કે ડેપ્યુટી કમીશ્નરનાં મીઠા ભાષણો, માનચાંદ અને ઇલ્કાબોની લહાણીઓ, એક કોમ સામે અન્ય કોમને ખાસ વિશિષ્ટ હકો, ગેરવેઓ અને નહેરો દ્વારા દેશની ખિલવણી આ બધું ભલે કરવામાં આવે, રાષ્ટ્રીય જુવાળ જે ચડયો છે તે કદી શમવાનો નથી જ.

ભારતીય જીવનની આ એક વિશિષ્ટ વસ્તુ છે. ભારતવર્ષ સાથે સંબધમાં આવનાર અધિકારી કે બિનઅધિકારી, મુત્સદ્દી કે ગૃહસ્થ,

રાજનીતિજ્ઞ કે અખબારનવેશ ગમે તે હોય પરંતુ પ્રત્યેકને એ વસ્તુ જાણવાની અને સમજવાની પહેલી જરૂર છે. પ્રજાઓ, કે વ્યક્તિઓ નરદમ સ્વાર્થમાં તણાઈ, લક્ષ્મી અને સત્તાના મદમાં અંધ બની, સ્વેચ્છાનુસાર જ બધું થવું જોઈએ એ જક્કી સ્વભાવથી પ્રેરિત બની બસ ગમે તે પકડી રાખવાની મક્કમ ઇચ્છાવાળાઓને આવી વસ્તુ જોવી કે વિચારવી ન જ ગમે. પરંતુ સત્ય વસ્તુ તે સદાયે સત્ય રહેવાની જ, તેના વિરોધીઓની પસંદગીની રાહ જોયા વગર તે કર્તવ્યમાં પરિણમવાની જ.

મહોદધિનાં મોજાંઓને કેન્યૂટ સરીખા ભલે આજ્ઞાઓ ફરમાવે, પરતુ મોજાંઓ ઉપર તેની કશી અસર થવાની નથી. ભારતીય રાષ્ટ્રવાદને જુવાળ ખૂબ ચડયો છે. મીઠાં વાકયો, દાંભિક વચને કે આજ્ઞાઓથી તે નહિ જ શમે. ‘એક જ સામ્રાજ્યના આપણે શહેરી છીએ,’ ‘મિત્રો’ વગેરે વાકયો હિંદુસ્તાન માટે લાગણી ધરાવનારાઓ ભલે બોલે; પરતુ ભૂતકાળના કડવા અનુભવોને લઈને પ્રજા હવે એ વાકયોને બિલકુલ વજૂદપૂર્ણ લેખતી નથી.

સયુક્ત પ્રાંતને એકાદ ધારાસભા, પંજાબને એકાદ હાઈકોર્ટ, બિહારને માટે હાઇકોર્ટ અને વિશ્વવિદ્યાલય, હિંદુ વિશ્વવિદ્યાલયને એકાદ ખતપત્ર, ઇસ્લામી શાળા અને કોલેજોને ઉદાર મદદો; વિદેશી શાસકની આ બધી ઉદારતાઓ મુઠ્ઠીભર વકીલો અને બેરિસ્ટરોને ખુશ કરી શકશે; પરંતુ જ્યાં સુધી હિંદુસ્તાનમાં શસ્ત્રબંધીને કાયદો અસ્તિત્વમાં છે, જ્યાં સુધી હિંદી ધારાસભાઓ ખાલી તમાશારૂપે જ છે, જ્યાં સુધી લેન્કેશાયર અને માન્ચેસ્ટરના રક્ષણ અર્થે હિંદુસ્તાનનાં રક્ત ચુસાઈ રહ્યાં છે, જ્યાં સુધી દેશના અસંખ્ય યુવકો પેટપૂરતી પણ આમદાની મેળવવા અશક્ત છે, જ્યાં સુધી દેશના કરોડો માનવીઓ પેટપૂરતા ખોરાક વગર જીવન ગાળે છે, જ્યારે મુઠ્ઠીભર ગોરાઓ હિંદુસ્તાન ઉપર તાગડધિન્ના કરી દેશને નીચોવી રહેલ છે ત્યાં સુધી આવાં ગંજેગો તળે એ કહેવાતી ઉદારતાઓ હિંદી પ્રજાને કદી પણ સંતોષી શકશે જ નહિ.

ફક્ત આજીવિકા અર્થે જ હિંદીઓને કેનેડા, દક્ષિણ આફ્રિકા, ફીજી, પૂર્વ આફ્રિકા, અમેરિકા, વગેરે દેશોમાં જવું પડે છે, કારણ કે દેશની અંદર તેમનું જીવન દુઃખી, નિરાધાર અને નામોશીરૂપ થઈ પડેલ છે. અને વિદેશમાં પણ પ્રતિક્ષણે ડગલે અને પગલે હિંદીઓનું અપમાન થઈ રહેલ છે; છતા દેશમા રહી અંગ્રેજોનાં અપમાનો અને પ્રહારો સહન કરી આજીવિકાના સાધનને અભાવે તરફડતા રહેવું તેના કરતાં વિદેશમા રહી એ અપમાન એકદમ સહેલાઈથી સહન થઈ શકે છે.

પોતાના જ કાયદા ઘડવાના, પ્રજાકલ્યાણ અર્થે મહેસૂલ વાપરવાના અને ઉદ્યોગોનું સરક્ષણ કરવાના સર્વ અધિકારો ભારત પાસે હોય, ભારતવર્ષ સપૂર્ણ આઝાદી ભોગવતુ હોય તો પોતાના સંતાનોનું હિંદ પોષણ કરી શકે છે, એટલુ જ નહિ, પરંતુ જરૂર પડયે અન્ય રાષ્ટ્રને પણ પોષવાનુ સામર્થ્ય તે ધરાવે છે, હિંદુસ્તાનમા કુદરતી સાધનો વિપુલ છે.

## પ્રજાના આંતરિક વિભાગો

ભારતવર્ષમા અનેક ધર્મો છે, અનેક સપ્રદાયો છે, અનેક જ્ઞાતિઓ છે, અનેક ભાષાઓ છે, ભારતવર્ષ સંગઠિત નથી, આ ઐક્યને અભાવે સ્વતંત્ર રીતે લોકનિયુક્ત શાસન સંભાળવાને તે તદ્દન અસમર્થ છે. આવી અને એવી દલીલ કરનારાઓ ભૂલી જાય છે કે બેઉ દોઢ સદી થયાં જ હિંદુસ્તાન ઉપર અંગ્રેજોનું શાસન લદાયેલ છે; તે પહેલાં ભારતવર્ષ સ્વતત્ર હતું, પોતાનુંજ શાસન પોતે સંભાળતું હતું.

બ્રિટિશોના પહેલાના દિવસોમાં હિંદુસ્તાન જે સુખી હતું તે આજે નથી. એલિઝાબેથના ઇંગ્લંડ કરતા અકબરનું હિંદુસ્તાન વિશેષ વૈભવ અને આબાદીમાં મહાલતું હતુ. આલ્ફ્રેડ ધિ ગ્રેટના ઇંગ્લંડ કરતાં અશોકનું આર્યાવર્ત ક્યાયે સુખી અને પ્રગતિશીલ હતું.

ઔરંગઝેબના અમલ દરમ્યાન હિંદુસ્તાનની સ્થિતિ કદાચ સહેજ ખરાબ થયેલ હોય પરંતુ હેન્રી સાતમાના કે પહેલા જેઇમ્સના વખતમાં ઇંગ્લંડની, મેરીના અમલ તળે સ્કોટલંડની, ક્રોમવેલના સમયમાં આયર્લાંડની, ચોથા હેન્રીના અમલ દરમ્યાન ફ્રાન્સની, અને ફિલિપના વખતમાં હોલંડની જે દુર્દશા થયેલ હતી તેટલી દુર્દશા ઔરંગઝેબના હિંદુસ્તાનની થઈ ન હતી.

ભારતવર્ષની તવારીખ લખનારા અંગ્રેજ લેખકોના આપણી પાસે પુરાવાઓ છે કે ભારતીય શાસન તળે હિંદુસ્તાન જે આબાદી અને વૈભવ ભોગવતું હતુ, હિંદુસ્તાનની પ્રજા જે સુખ અને સમૃદ્ધિમાં મહાલતી હતી તેથી વિશેષ સુખ ઈસ્ટઈંડિયા કંપની તળે મળેલ નથી. અરે આજે વિદેશી શાસન તળે એ આબાદી અને વૈભવ નાશ પામેલ છે. અને કરોડો માનવીઓ પૂરતા ખોરાક અને વસ્ત્રો વગર જીવન ગાળે છે. સામાન્ય રીતે આજે પણ દેશી રિસાયતોની પ્રજાની સ્થિતિ બ્રિટિશ હિંદુસ્તાનની પ્રજાના કરતાં વિશેષ ખરાબ નથી.

યુનાઇટેડ સ્ટેટસ તરફ જરા દૃષ્ટિ ફેંકો. ત્યાં કેટલા ધર્મો, જ્ઞાતિઓ, અને સંપ્રદાયો છે? છતાં એ પોતાના મતભેદો વિસારી એક જ રાષ્ટ્રીય સરકાર તળે રહે છે. એ દેશમાં પણ શાળાઓ અને કોલેજોમાં કેટલી ભાષાઓ બોલાય છે?

સ્વિટ્ઝર્લાંડ તરફ જરા નજર કરો. એ કેટલો નાનો દેશ! છતાં ત્યાંની શાળાઓમાં કેટલી ભાષા શીખવાય છે? ત્યાંની ધારાસભાઓની કાર્યવાહી કેટલી ભાષાઓમાં ચાલે છે? એ દેશની પ્રજા કેટલા ધર્મો પાળે છે?

એ જ સ્થિતિ ઓસ્ટ્રિયા હંગરીની છે. ત્યાં પણ અનેક જાતિઓ છે, છતાં ત્યાંનું શાસન લોકનિયુક્ત છે. હિંદુસ્તાનના ધર્મોની, જ્ઞાતિઓની, ભાષાઓની સંખ્યામાં ખૂબ અતિશયોક્તિ રહેલી છે. હિંદુસ્તાનના વર્તમાનપત્રકના દરેક સમયે આ સંખ્યા સેંકડોમાં વધતી જાય છે.

## કેળવણી

એવુ કહેવાય છે કે હિંદુસ્તાન કેળવણીમા ભારે પછાત હોઈ સ્વરાજને માટે લાયક નથી આ દલીલ અગ્રેજોના મોઢામા શોભતી નથી અગ્રેજોનો એ આક્ષેપ તેમને પોતાને શરમાવે છે, કારણ બધો દોષ અગ્રેજોનો જ છે તેને માટે તેઓ જ જોખમદાર છે.

જાપાનની અદર કેળવણીનો પ્રારંભ છેલ્લી સદીના અતિમ ભાગમા જ થયેલ છે ૧૮૭૩ મા શાળાએ જતા બાળકોનુ પ્રમાણ ૨૮ ટકા હતુ આ ટકા ૧૯૦૨, ૧૯૦૩ મા વધીને ૯૦ સુધી પહોચ્યા જ્યારે હિંદુસ્તાનમા દોઢસો વર્ષની બ્રિટિશ રાજની કારકીર્દી પછી કેળવણીનું પ્રમાણ ફક્ત ૧૯ ૬ ટકા જ રહ્યુ છે હિંદુસ્તાનના રાષ્ટ્રવાદીઓ આજ કેટલાયે વર્ષોથી ફરજિયાત કેળવણીના વિશ્વ યાપી પ્રચારની માગણી કરી રહ્યા છે પરતુ સરકારને એ સાભળવાનો અવકાશ જ કયા છે? સ્વ શ્રી ગોખલેના ફરજિયાત પ્રાથમિક કેળવણીના બીલને સરકારે સખ્ત વિરોધ કરી ફેંકી દીધુ હતુ. આ બધા ઉપરાત હિંદુસ્તાનને વિશેષ અનિષ્ટ તો એ થઈ રહ્યુ છે કે સરકાર પ્રજાને પોતાની શાળાઓ કે કોલેજો ખોલવા દેતી નથી. સરકારના કેળવણીના સખ્ત કાનૂનને અગે પ્રજા એ દિશામા કશા પણ પ્રયત્નો કરવા અસમર્થ બનેલ છે

આમ છતા સ્વરાજ મેળવવા માટે પ્રજામા કેળવણીના વિશ્વવ્યાપી પ્રચારની એટલી આવશ્યકતા નથી સ્વીકારાઈ પચાસ વર્ષ પહેલા જ્યારે જાપાનમા લોકશાસનની સ્થાપના થઈ ત્યારે તેનો ઉચ્ચ વર્ગ જ કેળવાયેલ હતો આજે હિંદુસ્તાનમા પણ ઉચ્ચ વર્ગ બહુ જ સારા પ્રમાણમા કેળવાયેલ છે

આજ સદીઓ થયા ઇંગ્લડ ઉપર લોકપ્રતિનિધિશાસન છે. છતા કેળવણીના વિશ્વ યાપી પ્રચ રનો પ્રારભ ૧૮૭૦મા જ થયો હતો

## આંતરિક ઝગડાઓ

કોઈ એવી પણ દલીલ કરે છે કે જો ભારતવર્ષમાથી અગ્રેજો

ચાલ્યા જાય, અથવા ભારતવર્ષને સ્વરાજ આપવામાં આવે તો પ્રજામાં અવિલંબે આંતરિક ઝગડાઓ ફાટી નીકળે. અમે એટલું જ પૂછીએ છીએ કે "આ પૃથ્વી ઉપર એક પણ એવો દેશ છે કે જે આવા આંતરિક ઝગડાઓથી મુક્ત હોય?" ઇગ્લંડ પણ એવા ઝગડાઓથી મુક્ત નથી, અન્ય સ્વતંત્ર દેશોમા એવા ઝગડાઓ થયા કરે છે. છતાં એ રાષ્ટ્રોને સ્વયંશાસનના તેમના હક માટે કોઈ પ્રશ્ન પણ કરતું નથી. હજુ હમણું જ મેક્સિકોમાં અરાજકતા વ્યાપેલ હતી, અમેરિકાના પ્રમુખ વિલ્સને મેક્સિકોના એ ઝગડામાં વચ્ચે પડવાની ચોખ્ખી ના સંભળાવી દીધેલ હતી.

## એશિયાવાસીઓની અયોગ્યતા

એશિયાવાસીઓમાં લોકશાસન ચલાવવાની અયોગ્યતા છે એ કથનનું ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ સર્વથા ખંડન કરે છે. ઇગ્લંડ અને ફ્રાન્સને લોકશાસનનો વિચાર જ્યારે સ્વપ્નેય નહોતો આવ્યો ત્યારે આર્યાવર્ત આઝાદીમાં મહાલતું હતું આથી પણ વિશેષ પ્રમાણ જોઈતું હોય તો જાપાનના વર્તમાન યુગનો ઇતિહાસ તપાસો.

## જુગ જુગ જીવો રાષ્ટ્રવાદ

શસ્ત્રબંધીનો કાનૂન રદ કરી હિંદુસ્તાનને પાર્લમેંટના દરજ્જાનું સ્વરાજ આપી ઇગ્લંડ ભલે જોઈ લે કે હિંદુસ્તાનને પોતાની લોકનિયુક્ત સંસ્થાઓ ચલાવવામા એ બધી માન્યતાઓ નડે છે કે નહિ?

એ ગમે તેમ હોય પરંતુ એક વસ્તુ તો ચોક્કસ છે કે કઠોર દમનનીતિથી કે નિષ્પ્રાણ સુધારાઓથી ભારતીય રાષ્ટ્રવાદને નષ્ટ કરી શકાશે નહિ, કે તેને દાબી શકાશે નહિ. એ રાષ્ટ્રવાદનાં મૂળ ઊંડાં ગયેલ છે, તેનો કદી પણ ઉચ્છેદ કરી શકાશે નહિ. પરિણામ ઈશ્વરને આધીન છે. આ મહાન વિગ્રહમાં ઇંગ્લંડ હારે કે જીતે, પરંતુ ભારતીય રાષ્ટ્રવાદનો વિજય ચોક્કસ છે. ઇગ્લંડની હાર થાય તો હિંદુસ્તાનની કેવી દશા થશે તે અત્યારથી વિચારવાની કશી પણ આવશ્યકતા નથી.

હિંદુસ્તાન ઉપર મુસલમાનોની સત્તા આવે કે જર્મનોની એ સમગ્ર ભાગ નૂતન જીવનમાં જ પ્રવેશ કરશે. એ ખરેખર અનિચ્છનીય છે. આ નવા આક્રમણ સામે હિંદુસ્તાન બરાબર ઝૂઝશે; પરતુ કદાચ એવું કોઈ શાસન હિંદુસ્તાન ઉપર લદાય તો તેને માટેની સંપૂર્ણ જોખમદારી ઇંગ્લંડની જ રહે છે.

પરંતુ ઇંગ્લંડના વિજયની સંભાવના દેખાય છે, તો ભારતીય રાષ્ટ્રવાદનો વિજય છે જ. ત્યારે હિંદુસ્તાન ઇંગ્લંડ સાથેના રાજદ્વારી સંબંધમાં સમાન વર્તાવની માગણી કરશે; ત્યારે હિંદુસ્તાન સંપૂર્ણ સ્વતંત્રતા માગશે.

પરતુ અંગ્રેજોનું માનસ, તેમની રાજદ્વારી કુટીલ નીતિ, તેમનો સ્વભાવ, તેમનો ઇતિહાસ આ બધા ઉપરથી આપણે જે જોયું અને જાણ્યું તે ઉપરથી એટલું તો કહી શકીશું કે હિંદીઓની આ માગણીનો ઇન્કાર કરવામા આવશે. કદાચ કોઈ નાના નાના નજીવા સુધારાઓ આપવામાં આવે; પરતુ હિંદુસ્તાને મહાન વિગ્રહમાં આપેલ ધન અને માણસોના અતુલ ભોગના પ્રમાણમાં એ સુધારાઓ કદી વિસાતમાં નહિ લેખાય. રાષ્ટ્ર એથી સંતુષ્ટ નહિ જ થાય. પ્રજામાં અસંતોષ, ગણરાજવાદ વિગેરે વિચાર અને રોષ વધતાં જશે અને એ દ્વારા મહાનુભાવો અને વિરોધ પ્રબળ થશે.

જ્યાં સુધી કર્ઝન, મેકડોનલ્ડ અને સીડનહામ સરખા ગણરાજ્યવાદને ઇંગ્લાંડની પાર્લમેન્ટમાં વિરાજે છે ત્યાં સુધી ભારતીય સામ્રાજ્યવાદના કંઈ પોષણનો અભાવ કદી પણ પડવાનો નથી. બ્રિટિશ સામ્રાજ્યના સ્વરૂપ આ મહાન પુરુષોની સ્વાનુભવ જગાની કદી ક્યારે દેખાની નથી.

છે એ બોમ્બ અને બદૂકોનો ઉપયોગ કરનાર યુવકો માત્ર સજોગોના હથિયાર બને છે એને માટે ખરેખર ફાસીની શિક્ષા તો બ્રિટિશ સલ્તનતના એ મહાનુભાવોને જ થવી ઘટે છે. અનેક ભારતીય નવયુવકોને ફાસીએ ચડાવવામાં આવે છે, જ્યારે બે મહાન પ્રજાઓ વચ્ચે વેર અને વૈમનસ્યના બીજ રોપી તેને પોષવાનું ભયકર કાર્ય કરનાર એ કર્ઝનો અને મેકડોનલ્ડો સ્વતત્ર ફરે છે. આ એક ભારે શોચનીય ઘટના કહેવાય પ્રભુની ગતિ ન્યારી છે. તેની કળા અકળ છે ભારતવર્ષનું સ્વાતંત્ર્યવિધાન સર્જવા કદાચ પ્રભુ આ કમનસીબ સામ્રાજ્યભક્તોને હથિયાર બનાવતા હશે ભારતવાસીઓને તો પ્રભુમા અડગ શ્રદ્ધા છે તેઓ માને છે કે જે કઈ બની રહ્યુ છે તે ભાવિ કલ્યાણ માટે જ છે. ભારતવાસીઓ ઉદાર છે. જ્યા સુધી ઈગ્લડ જર્મની સાથે વિગ્રહમા રોકાયેલુ રહેશે ત્યા સુધી ભારત ઇગ્લડને છેડશે નહિ. પરતુ યુદ્ધ ખતમ થયુ કે તુરત જ ભારતીય સ્વાતત્ર્યયુદ્ધ એકદમ ભીષણ સ્વરૂપ ધારણ કરશે *

* વાચકો જોઈ શકશે કે મારુ આ ભવિષ્યકથન આજે સાચુ પડેલ છે

## 'બ્રિટિશ હિંદુસ્તાન વિષે થોડાક અભિપ્રાયો

### હિંદુસ્તાનનો ઔદ્યોગિક વિનાશ

"હિંદુસ્તાનની ઔદ્યોગિક પરાધીનતાના પ્રશ્ન ઉપર જ્યારે આપણે આવીએ છીએ, ત્યારે મક્કમતાથી કહ્યા વગર ચાલતું નથી કે બ્રિટિશ રાજના પરિણામે હિંદુસ્તાનની આર્થિક પરિસ્થિતિ ભારે ભયાનક થઈ પડેલ છે. બીજા પ્રશ્નોને છણતાં આપણને કેટલીક વસ્તુઓ જમે પાર દેખાશે, કેટલીક ખાતે પાર જણાશે.........પરંતુ જ્યારે હિંદના ઔદ્યોગિક ક્ષેત્ર ઉપર આવીએ છીએ ત્યારે બ્રિટિશ રાજની શોષણનીતિનો ખુલ્લો ચિતાર નજરે પડે છે; જમે પાર નહિ જેવી જ રકમો છે, જ્યારે બધું ઉધાર પાર જ દેખાય છે. અલબત, આ બધી ગંભીર હકીકતો છે, છતાં આ આખીયે વસ્તુ નરદમ સાચી છે અને એ સચોટ પુરાવાઓથી સાબીત કરી શકાય તેમ છે."

ગોખલે.

### બ્રિટિશ સામ્રાજ્યમાં ભારતવર્ષનું સ્થાન

હિંદુસ્તાન એ બ્રિટિશ સામ્રાજ્યનો મોટામાં મોટો વિભાગ છે, પરંતુ બ્રિટિશ પ્રજાના એક તાબેદાર મુલકની જેમ તે ઉપર બ્રિટિશોનું સિતમગર શાસન ચાલી રહેલ છે. ફક્ત ત્રણ જ વસ્તુઓ આ હકીકતને સંપૂર્ણ પ્રતિપાદન કરે છે, અને સ્પષ્ટ દર્શાવી આપે છે કે હિંદુસ્તાનનો બ્રિટિશ સામ્રાજ્યમાં કશો હિસ્સો નથી. પહેલું, પ્રજા સામે શસ્ત્રબંધીનો કડક કાનૂન પ્રવર્તે છે. પ્રજાને શસ્ત્રો ધારણ કરવા દેવામાં બ્રિટિશ

સરકારને પોતાની સલામતી માટે ધાસ્તી રહે છે. બીજું દેશના રાજકારોબારમાં પ્રજાનો કશો અવાજ નથી. સરકારી ઉચ્ચ હોદ્દાઓ માટે તો સરકારની દૃષ્ટિએ હિંદી પ્રજામાં લાયકાત નથી, પરંતુ બીજી ઘણી ખરી જગ્યાઓ પણ હિંદીઓને મળતી નથી. ઉપટ, હિંદુસ્તાનની બહાર બ્રિટિશ સામ્રાજ્યના કોઈ પણ વિભાગમાં પ્રજાને માટે લાયકનું સ્થાન નથી."

ગોખલે.

ધ્યાન આપવુ અતિ મુશ્કેલ છે ફક્ત મોઘવારીને લઈ ને જ હિંદુસ્તાનમાં છેલ્લાં પદર વર્ષ થયા દુષ્કાળ ચાલુ રહેલ છે.

વિ ડી. બી. (૧૯૦૧)

" સર વિલિયમ હન્ટરની સમાલોચના પછી કહેવાય છે કે હિંદુસ્તાનની વસ્તી ત્રણ કરોડ વધેલ છે. પરતુ આ સમય દરમ્યાન હિંદુસ્તાનની આવક એકદમ ઘટી ગયેલ છે, ૧૮૮૦ માં એ જ આવકથી ચાર કરોડ માણસોને પેટપૂરતો ખોરાક નહોતો મળતો તો પછી આ વધારાની ત્રણ કરોડની વસ્તીને પણ ખોરાક મળવાનો સભવ કયા રહ્યો ?

" ત્યારે બ્રિટિશ હિંદુસ્તાનમા સાત કરોડ માણસો વીસમી સદીના પ્રારભ કાળથી જ પેટપૂરતા ખોરાક વગર ભૂખમરો વેઠે છે."

વિ. ડી. બી.

૧૮૯૧ થી ૧૯૦૦ સુધીમા દુષ્કાળને અગે ૧૯૦૦૦,૦૦૦ માણસો મૃત્યુને આધીન થયા.

" હિંદુસ્તાનમા આ બધા દુષ્કાળો દાણાના નહિ, પરતુ નાણાના છે."

લોર્ડ હેમિલ્ટન.

દુષ્કાળનાં કારણો

(૧) ઈસ્ટ ઇન્ડિયા કપનીએ અમાનુષી રીતોથી હિંદુસ્તાનના રાષ્ટ્રીય ઉદ્યોગોનો સદતર નાશ કર્યો હિંદુસ્તાનના હાલના સંજોગો તળે એ ઉદ્યોગો પુન: સજીવન થઈ શકે તેવી સભાવના નથી.

(૨) હિંદુસ્તાનમાથી દર વર્ષે ધમકાતું અઢળક નાણું.

(૩) પ્રજા આજીવિકા કમાઈ શકે તેવી કેળવણીની ખામી.

' હિંદુસ્તાનમા દુષ્કાળના કારણો ' એ પુસ્તકમાં ભારતમિત્ર રેવ. જે. ટી સન્ડરલેન્ડે બધા નિષ્પક્ષપાતી લેખકોની જેમ સ્પષ્ટપણે

દર્શાવેલ છે કે, 'અનાવૃષ્ટિ' યા તો 'પ્રજાનું વધતું જતું પ્રમાણ' એ દુષ્કાળનાં કારણો નથી; પરતુ 'પ્રજા ઉપર અતિશય પ્રમાણમાં લદાયેલ કર,' 'બ્રિટિશ શાહીવાદ' અને ભારતીય ઉદ્યોગોનો સદંતર વિનાશ એ ત્રણ પ્રજાની દરિદ્રતાનાં મુખ્ય કારણો છે.

### સરકારની મહેસૂલનીતિ

"સરકારની મહેસૂલોના દર એટલા બધા વધારે છે કે તેથી દરેક ખેડૂત નિચોવાઈ રહેલ છે. અરે, પોતાને અને પોતાના કુટુંબને આખુયે વર્ષ નિભાવવા જેટલી પણ શક્તિ રહેલ નથી."

સર વિલિયમ હન્ટર
(વાઈસરોયની ધારાસભામાં ૧૮૮૩)

"આખાયે બ્રિટિશ સામ્રાજ્યની અંદર હિંદી ખેડૂત જેવી હૃદયભેદક દુર્દશા બીજા કોઈની નથી. સરકાર સદાને માટે તેના તરફ અન્યાયી રહેલ છે. તેનું શરીર ફક્ત હાડકાંનો માળો થઈ જાય ત્યાં સુધી તેના શરીરમાં રહેલ રક્તના છેલ્લા ટીપા સુધી તેને ચૂસવામાં આવે છે."

મિ. હર્બર્ટ કૅપ્ટન (૧૯૦૪)

હિંદુસ્તાન એ એક ભારે ફળદ્રૂપ અને રસાળ પ્રદેશ છે. તેની જમીન સરેરાશ વર્ષમાં બે વાર પાક આપે છે. બંગાલમાં કેટલાંક સ્થળોએ તો જમીન વર્ષમાં ત્રણવાર પાક આપે છે.

### હિંદુસ્તાનમાંથી લૂંટ

"૧૭૫૭ ની પ્લાસીની લડાઇ પછી તુરત જ બંગાલની લૂંટનો માલ ઇંગ્લેંડમાં આવવો શરૂ થયો. જગતના પ્રારંભ કાળથી ઇતિહાસના પાને કદી નહિ ચડેલ તેવો લાભ ઇંગ્લંડને હિંદુસ્તાનની આ લૂંટમાંથી મળ્યો. પ્લાસી અને વોટરલુ યુદ્ધની વચ્ચેના સત્તાવન વર્ષના ગાળામાં હિંદુસ્તાનની પ્રજાને લૂંટી, નીચોવી જે અઢળક નાણાંના પ્રવાહનો ધોધ ઇંગ્લંડની બેંકોમાં પડ્યો તેની રકમ આશરે પાંચથી દશ અબજ રૂપિયા થાય છે.

"ઈસ્ટ ઇન્ડિયા કંપનીના સમય દરમ્યાન જે અમાનુષી પ્રથાથી હિંદીઓને લૂંટી દરેક ગોરો સમૃદ્ધિવાન થયો તે પ્રથામાં અલબત આજે પરિવર્તન દેખાય છે; પરંતુ દર વર્ષે હિંદમાંથી ઇંગ્લંડ તરફ ઘસડાતી રકમમાં તો કશો ફેર પડેલ નથી. પહેલાના અને ચાલુ સમયમાં ફક્ત તફાવત એટલો જ છે કે 'કાયદાઓના બહાના હેઠળ' આડકતરી પ્રથાઓથી ઇંગ્લડ એ રકમ વસૂલ કરે છે. મિ. હિન્ડેમેન-ની ગણત્રી મુજબ એક પાઈના પણ બદલા વગર પ્રત્યેક વર્ષે હિંદુસ્તાન પાસેથી ઇંગ્લંડ ઓછામાં ઓછા ચાલીશ કરોડ રૂપિયા વસૂલ કરે છે."

આદમ બ્રૂક્સ

"ઇંગ્લંડના કરજ ઉપર હિંદુસ્તાન વ્યાજ ભરે છે, જે રકમ ૧૯૦૦ માં આશરે પોણાચાર અબજ થયેલ હતી, અને દર વર્ષે આ રકમ વધતી જાય છે. આ ઉપરાંત દીવાની અને સૈનિક અફસરોના પગારો, લસ્કરનું ખર્ચ, અમલદારનાં પેન્શનો, અને લંડનમાં હિંદી કચેરીનું ખર્ચ વગેરે બધું હિંદુસ્તાનને આપવું પડે છે. ૧૯૦૧-૧૯૦૨ માં મહેસૂલ આવક સામે કુલ ખર્ચ ૩૫૬, ૯૭૧, ૪૧૦ ડોલર થયું, જેમાંથી ઇંગ્લંડમાં ૮૪, ૭૯૫,૫૧૫ ડોલર ખરચાયા. આ ખર્ચમાં હિંદુસ્તાનની અંદરના ગોરાઓના પગારો કે તેઓ જે બચાવી ઇંગ્લંડ નાણું ધકેલે છે તેનો સમાવેશ થતો નથી."

સ્વામી અભેદાનંદ

**સમાપ્ત.**

# અ નુ ક્ર મ ણિ કા